# उपदेशसारसंग्रह

## भाग १ लो तथा २ जो


અનુવાદક—[illegible] ચોકસી

ઘડિયાળી પોળ—વડોદરા



सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

संपादक अने प्रकाशक: भिक्षु-अखंडानंद

અમદાવાદ અને મુંબઈ—૨

બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૩૮૪, પ્રત ૫૦૦૦, સં. ૧૯૮૫.

મૂલ્ય રૂ. ૧), પોસ્ટેજ જુદું.



# उपदेशसारसंग्रह

## भाग १ लो तथा २ जो

ઋષિ તિરુવલ્લુવરના તામિલવેદનો તથા
મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામીના સદુ-
પદેશોનો સારાનુવાદ

અનુવાદકઃ-નાજુકલાલ નંદલાલ ચોકસી
ઘડિયાળી પોળ-વડોદરા

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु-अखंडानंद
અમદાવાદ અને મુંબઇ-૨

બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૩૮૪, પ્રત ૫૫૦૦, કુલ પ્રત ૧૦૮૦૦.
મૂલ્ય રૂ. ૧), પોસ્ટેજ જુદું.

# प्रकाशकनुं निवेदन

આ ગ્રંથની પહેલી આવૃત્તિ સં. ૧૯૮૬માં "વિવિધ ગ્રંથમાળા" દ્વારા પ્રગટ થયેલી, તે છેલ્લાં બેએક વર્ષથી ખલાસ થઇ જવાથી, આ તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આ પછીનાં પૃષ્ઠોમાં પહેલી આવૃત્તિનું નિવેદન અપાયું છે.

શુદ્ધિપત્ર પૃષ્ઠ ૯ મા ઉપર છપાયું છે; એ મુજબ ગ્રંથ સુધારી લીધા પછીજ વાંચવો ઘટે.

અષાડ વદિ ૧૧, ૧૯૯૫ —ભિક્ષુ અખંડાનંદ

# पहेली आवृत्तिनुं निवेदन

'विविध ग्रंथमाळा'ना सं. १९८६ना आ छेल्ला पुस्तकमां बे महात्माओना सदुपदेश सारानुवादरूपे बे भागमां समायला छे.

श्रीमान वी. वी. एस आयरनो अंग्रेजी अनुवाद छपायलो, अने ते उपरथी हिंदी अनुवाद अजमेरना सस्ता साहित्य तरफथी छपायलो; ए बन्ने उपरथी आमांनो पहेलो भाग योजायलो होवाथी ए बन्नेना अनुवादक अने प्रकाशक महाशयोनो उपकार मानीए छीए. उपला अनुवादो उपरथी मूळ ग्रंथकार महात्मा विषे तथा तामिल जाति विषे केटलीक हकीकत आ पछीनां पृष्ठोमां अपाइ छे ते वांच्या पछीज आ पुस्तक वांचवुं घटे. मूळ तामिल ग्रंथनुं नाम "कुरल" छे. ए मूळ ग्रंथ तथा ग्रंथकार महापुरुष विषे श्रीमान आयर लखे छे के:—

"जे कविनो आ मूळ ग्रंथ छे, तेनुं नाम तामिल भूमिनी बहार बहुज थोडांना सांभळवामां आव्युं हशे; तथापि ते एवा द्रष्टाओ किंवा ऋषिमुनिओमांना एक छे के जेमना संदेश तेमनाज युग के देश पूरता नहि, पण सकळ युगो अने देशो माटे उपकारक मनाय छे. कविवर तिरुवल्लुवरनो जन्म एक अछूत जातिमां होइ गृहस्थाश्रमनी छेवट सुधी वणकरना धंधाथी गुजरान कर्युं हतुं; छतां ए महात्मा दुनियाने असामान्य "कुरल" मूळ ग्रंथरूप अमूल्य वारसो आपी गया छे. ए मूळ ग्रंथनी रचना एवी संपूर्ण छे, एमांना विचार एवा गहन छे, भाव एवा उमदा छे अने उद्देश पण एवो उत्तम अने वास्तविक छे के, मानवसमाजनां महान धर्मशास्त्रो सिवाय बीजा थोडाज ग्रंथो तेनी बराबरी करी शके. ए ग्रंथ एवो महान होवाथी तामिल जनतामां एनी 'तामिलवेद' 'विश्व वेद' 'पंचम वेद' 'ईश्वरी ग्रंथ' इत्यादि अनेक नामथी प्रशंसा थाय छे. आवो अमूल्य खजानो अत्यार सुधी भारतवर्षनी मात्र एकज जातिविशेषना उपयोगमां रह्यो ए बहु दयाजनक छे."

बीजा भागमां महात्मा विजयकृष्ण गोस्वामीना सदुपदेश बंगाळी उपरथी आपेला होइ तेमनुं चरित्र अगाउ विविध ग्रंथमाळा द्वारा नीकळेलुं छे.

मागशर सुद १५–१९८७ —भिक्षु अखंडानंद

# अनुक्रमणिका

## ઉપદેશસારસંગ્રહ-ભાગ પહેલો

## ઉપદેશસારસંગ્રહ–ભાગ બીજો

# શુદ્ધિપત્ર

## ભાગવા-તૂટવાથી રહી ગયેલી કેટલીક અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૨૦ | ભ ગ્યશાળી | ભાગ્યશાળી |
| ૬૩ | ૬ | **निमणंूक** | **निमणूक** |
| ૭૩ | ૩ | હાથીના | હાથીનાં |
| ૯૬ | ૧૪ | માળાળુ | માયાળુ |
| ૯૮ | ૧૭ | વિદ્વતા | વિદ્વત્તા |
| ૧૦૩ | ૧ | શત્રઓની | શત્રુઓની |
| ૧૦૩ | ૧૯ | આંટીઘંટી | આંટીઘૂંટી |
| ૧૩૪ | ૧૨ | ઉન્મત | ઉન્મત્ત |
| ૧૪૫ | ૧૩ | સ્પર્થ | સ્પર્શ |
| ૧૮૨ | ૧૦ | સ્વા થ્ય | સ્વાસ્થ્ય |
| ૨૨૫ | ૬ | શ્રદ્વાપૂર્વક | શ્રદ્ધાપૂર્વક |
| ૨૬૮ | ૨ | એવા | એવાં |
| ૨૭૬ | ૧૬ | શકતા | શકતા |
| ૨૭૯ | ૭ | બ્રાહ્માસમાજમાં | બ્રાહ્મોસમાજમાં |
| ૨૮૬ | ૧૪ | નાસ્તકતા | નાસ્તિકતા |
| ૨૯૨ | ૮ | **तदात्मांनं** | **तदात्मानं** |
| ૨૯૩ | ૨૬ | બ્રહ્મોમાંથી | બ્રહ્મમાંથી |
| ૩૧૪ | ૧૧ | ધર્મજીવનનાં | ધર્મજીવનમાં |
| ૩૨૭ | ૧૪ | શ્વાસપ્રશ્વાસની | શ્વાસપ્રશ્વાસથી |
| ૩૩૬ | ૧૩ | પાચે | પાસે |
| ૩૪૩ | ૭ | કરીને આગળ | કરીને કોઇની આગળ |
| ૩૫૨ | ૧૦ | સર્ય | સૂર્ય |

# સ્વામી વિવેકાનંદના વિચારો

## ગરીબો, પતિતો અને તેમની સેવા વિષે

"હિંદના ગરીબ પતિત લોકોની સ્થિતિ માટે આપણે શું કર્યું છે ? એનો વિચાર કરતાં ચિત્તમાં દારુણ દુ:ખ થાય છે. તે બિચારાઓને સંકટમાંથી બહાર નીકળવાની બારી, રસ્તો કે જરા સરખો પણ સંજોગ નથી. હિંદના ગરીબ, પતિત કે પાપાત્માઓનો કોઇ મિત્ર નથી—કોઇ સહાયક નથી—તેઓ ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ આગળ વધી શકે એવું રહ્યું નથી. તેઓ દરરોજ ઉત્તરોત્તર નીચી શ્રેણીમાં પડતા જાય છે; આપણા ક્રૂર લોકો તેઓના પર કારી ઘા મારતા જાય છે અને તે એવી છૂપી રીતે મારે છે કે કયી દિશાએથી તે ઘા આવે છે તેની સમજ પણ તેઓને પડતી નથી અને તેઓ મનુષ્યજાત છે એવું પણ ભાન તેઓને રહેવા દીધું નથી. આનાજ પરિણામે જ્યાં ત્યાં ગુલામગીરી છે."

× × × ×

"...ગરીબાઇ અને અજ્ઞાનમાં હમેશને માટે ડૂબેલાં વીસ કરોડ સ્ત્રીપુરુષો માટે હિંદમાં કોણ લાગણી ધરાવે છે ? તેઓને માટે તેમની અધમ અવસ્થામાંથી બહાર આવવાનો શું રસ્તો છે ? તેઓને પ્રકાશ અથવા જ્ઞાન મળી શકતું નથી, તો કોણ એક બારણેથી બીજે બારણે તેઓને કેળવણી આપવા મુસાફરી કરશે ? **આ લોકોજ તમારો ઈશ્વર છે એમ માનો,** તેઓનો વિચાર કરો, તેમને માટે કાર્ય કરો, તેમને માટે અતિશય પ્રાર્થના કરો—પ્રભુ તમને માર્ગ બતાવશે. જેનું હૃદય ગરીબોને માટે દ્રવે છે, તેનેજ હું મહાત્મન્ કહું છું, નહિ તો તે દુરાત્મન્ છે."

× × × ×

"આળસ, અજ્ઞાન અને અનાચારથી દેશની આવી દુર્દશા

થયેલી જોઇને કયો બુદ્ધિમાન સ્થિર થઇને બેસી રહી શકે?"

× × × ×

"મનુષ્યને રિબાતાં જોઇ જેઓનું અંતઃકરણ કકળી ઊઠે નહિ, તેઓ શું માણસના નામને યોગ્ય છે?"

× × × ×

"જે કોમોને અત્યાર સુધી નીચ ગણવામાં આવતી તેમને પોતાના હક્કો પાછા અપાવવા પ્રયત્ન કરવો એમાંજ હવે ઉચ્ચ કોમનું કલ્યાણ છે."

× × × ×

"નીચ લેખાતો જનસમાજ જાગ્રત થઇને તમારો જુલ્મ સમજવા લાગશે ત્યારે, તેમની એક ફૂંકમાત્રથી તમે ઊડી જવાના."

× × × ×

"સુવર્ણમયી ભારતભૂમિમાં આજે અન્નને માટે કેટલો હાહાકાર થાય છે, તે જરા આંખો ઉઘાડીને જુઓ. તમારા સુશિક્ષિતપણાથી એ હાહાકાર દૂર થઈ શકે તેમ છે? કદી નહિ. પાશ્ચાત્ય વિજ્ઞાનની સહાયથી તું પોતે ખેતી કરવા અને માટી ખોદવા મંડી જા. ચાકરી-બાકરીથી કાંઇજ દી વળવાનો નથી."

× × × ×

"જે ધર્મ કે ઇશ્વર વિધવાનાં આંસુ લૂછી ન શકે, અથવા માબાપ વગરનાં નિરાધાર બાળકોનાં મુખમાં રોટીનો કટકો મૂકી ન શકે, તેવા ધર્મ કે ઇશ્વરમાં મને શ્રદ્ધા નથી. ગમે તેટલાં ઉમદા ધર્મતત્ત્વો હોય, ગમે તેટલું સુગંધિત તત્ત્વજ્ઞાન હોય–છતાં જ્યાંસુધી તે પુસ્તકોમાંજ છે, મુખમાત્રથી ચર્ચાના વિષયરૂપ છે–એટલે કાર્યમાં ઊતરેલ નથી, ત્યાંસુધી હું તેને ધર્મ કહેતો નથી."

× × × ×

"ઇશ્વરને શોધવા તમે ક્યાં જાઓ છો? શું ગરીબ, દુઃખી અને નિર્બળ બંધુઓ બધા ઇશ્વરો નથી? તેઓની પૂજા પહેલી શા માટે કરતા નથી? ગંગાકિનારે કૂવો શા માટે ખોદો છો?"

× × × ×

"લોકોને ઘેર જઈ કહો કે, 'ઊઠો, જાગો, ઊંઘમાં પડ્યા રહેવાનો આ સમય નથી. દરેક જાતની દરિદ્રતા તથા દરેક જાતનાં દુઃખો દૂર કરવાનું સામર્થ્ય તમારા પોતામાંજ રહેલું છે.' એવો લોકોને વિશ્વાસ બેસાડી તેઓની દંડી પડી ગયેલી શક્તિઓને જાગ્રત કરો."

× × × ×

"પ્રથમ સ્ત્રીઓનેજ ઉન્નત કરો અને ગરીબમાં ગરીબ જનવર્ગને જાગ્રત કરો, ત્યારેજ તમારા દેશનું કલ્યાણ થશે."

× × × ×

"ગરીબમાં ગરીબ અને નીચમાં નીચથી માંડીને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને શ્રીમંતમાં શ્રીમંત સુધીના એકેએક માણસના હૃદયમાં ઈશ્વરના મહિમાનો સંચાર કરો.

× × × ×

"જેમ દેશમાં ધર્મનો અને ઈશ્વરનો પ્રચાર વધારે તેમ દેશનું કલ્યાણ પણ વધારે."

× × × ×

"જે સમાજ અથવા પ્રજા આધ્યાત્મિક ભાવોમાં જેટલી આગળ વધે તેટલે અંશેજ તે સુધરેલી લેખાય. જે પ્રજા અનેક જાતનાં કારખાનાં તથા યંત્રો નિપજાવવા છતાં, સાંસારિક જીવનની સ્વચ્છતાઓ અને વિલાસ વધાર્યા જતી હોય તેને હું સુધરેલી પ્રજાનું નામ આપતો નથી."

× × × ×

"તમારામાં સર્વ પ્રકારની શક્તિ છે. ચાલો, ઊભા થાઓ અને તમારામાં ગુપ્ત રહેલી તે અનંત વિભૂતિને પ્રકટ કરો."

× × × ×

"શક્તિનો ફુવારો તમારા પોતામાંજ રહેલો છે. તેને માર્ગ આપશો એટલે તે આપોઆપ વહેવા લાગશે."

× × × ×

"મારાં બાળકો! લાગણી દર્શાવો! ગરીબ, અજ્ઞાની, દબાઈ ગયેલા, એવાઓને માટે લાગણી રાખો! જ્યાંસુધી એ લાગણી વડે

તમારૂં હૃદય બંધ પડી જાય, મગજ બેશુદ્ધ બની જાય અને તમને જણાય કે હવે હું ગાંડો થઇ જઇશ, ત્યાંસુધી તમે તેઓ પ્રત્યે લાગણી બતાવો અને તમારી એવી સ્થિતિ થાય, ત્યારે તમને પ્રભુના ચરણે મૂકો; એટલે તમે વળી પાછી અદ્ભુત આંતરિક શક્તિ, સહાયતા અને કાર્યશક્તિ મેળવશો."

× × × ×

"ધર્મસિદ્ધાંત માટે **થિયોલોજિકલ કોલેજ** સ્થપાય તો સારૂં; તેમ થયેથી (૧) વેદ અને જુદાં જુદાં ભાષ્યોનું તથા જે તત્ત્વજ્ઞાનમાં જગતના બીજા ધર્મોનું જ્ઞાન સમાવવાનું છે, તે તત્ત્વજ્ઞાનનું સંપૂર્ણ શિક્ષણ યુવકોને આપી શકાશે. (૨) સામાન્ય પ્રજાજનોની ઉન્નતિ કરવાના વિચાર એક સેંટ્રલ કોલેજદ્વારા પાર પડશે; અને ગરીબને ઘરઆંગણે કેળવણી અને ધર્મનું દાન આપવાનું ઉક્ત કોલેજમાં કેળવાયેલા શિષ્યગણોરૂપી મિશનરીઓથી પાર પડશે."

---

## દુઃખોનું કારણ ધર્મ નથી પણ ધર્મનાં ધતિંગ છે.

---

"દુર્દૈવની વાત છે કે આ સર્વ અનર્થોનું કારણ હિંદુધર્મ છે, એવું તેઓએ તર્કથી જાહેર કર્યું. હિંદમાં જેટલા સુધારકો થયા તે બધાએ ગંભીર ભૂલ એજ કરી છે કે, ધર્માચાર્યોના ધર્મ-ઢોંગ અને અવનતિથી પ્રાપ્ત થતી બધી ભયંકરતાઓ માટે ધર્મને જવાબદાર ગણેલ છે."

× × × ×

"ધર્મનો મુદ્દલ દોષ નથી, એટલુંજ નહિ પરંતુ આપણો ધર્મ તો સાથે એવું પુકારી કહે છે કે, '**सर्वं खल्विदंब्रह्म**' દરેક આત્મા તે તારા પોતાના આત્માને ઉત્તરોત્તર વધારતાં જે આવે તેજ છે. મારા મત પ્રમાણે તો આ અનર્થનાં કારણ (૧) હિંદુ ધર્મ-તત્ત્વના વ્યાવહારિક સ્વરૂપનો અનુપયોગ, (૨) સહાનુભૂતિ—અનુકંપાની ઉણપ અને (૩) હૃદયગત ગુણોનો અભાવ છે."

× × × ×

"કોઇ પણ દેશની અવનતિ ધર્મથી થતી નથી, પણ તેની વિરુદ્ધ જવાથી–અધર્મથીજ થાય છે; માટે ધર્મને દોષ આપવો એ તદ્દન નિરર્થક છે. દોષ તો અધર્મીઓનેજ આપવો ઘટે છે."

× × × ×

"ધર્મનાં ધતિંગોથી આ દુનિયાને કેવી સહેલાઇથી છેતરી શકાય છે! જ્યારથી સંસ્કૃતિ ઊપજી, ત્યારથી માણસોની શ્રદ્ધા પર જૂઠપ્રપંચનો કેવો મોટો થર જામ્યો છે!"

## ધર્મને નામે ચાલતા છળપ્રપંચના અખાડા

"હું આ મઠમંદિરના નામે ચાલતા છળપ્રપંચના અખાડા, ધર્મશાસ્ત્રોના નામે ચાલતા ધૂર્તવેડા અને ધંતરમંતર, આ સુંદર ચહેરાઓ નીચે છુપાયલાં જુઠ્ઠાં હૃદયો, આ પ્રમાણિકતાના નામ નીચે ચલાવાતી પોલંપોલ અને આ સૌથી વધારે પવિત્ર (પરમાત્માના) નામથી ચાલતી દુકાનદારીવાળી દુનિયાને ધિક્કારની નજરે જોઉં છું. શું મારે પણ મારા આત્માનું માપ, આ સંસારના ગુલામો કાઢે છે તેવીજ રીતે કાઢવું?"

× × × ×

"આવો, મિત્રો! એક વાર મરદ બનો. તમારી ઉન્નતિમાં, તમારા કલ્યાણમાં આડે આવતા આચાર્યોને, ભ્રષ્ટાચાર સાધુઓને અને મહંતોને ઊંચકીને ફેંકી દો; કારણકે તે લોકો કદી સુધરવાના નથી. તેમનાં હૃદયો કદી વિશાળ થવાનાં નથી. તમારા વહેમ અને તમારા અજ્ઞાન પરજ એ લોકો સહેલસપાટા કરે છે; તેથી તમને શુષ્ક વેદાંત, ગુરુઘંટાલોની સેવા અને વામમાર્ગની ભક્તિ કરવાનું શીખવે છે અને ખરાં સાધન, સાધના કે ઉત્તમ ચારિત્રનું પાયાભૂત જ્ઞાન તમને મળે એમ તેઓ કદી ઇચ્છતા નથી; માટે એ આચાર્યોને, એ ધર્મને નામે ધતીંગ ચલાવનાર સેતાનોને પ્રથમ જડમૂળથી ઉખાડીને ફેંકી દો."



# उपदेशसारसंग्रह

## भाग पहेलो

ઋષિ તિરુવલ્લુવરના તામિલ-
વેદનો સારાનુવાદ

# कविवर महात्मा तिरुवल्लुवर

આ કવિવરના જીવન વિષે બહુ થોડી હકીકત મળતી હોવાથી અન્ય અનેક મહાપુરુષો વિષે બન્યું છે તેમ એમના સમય વિષે પણ અટકળોજ બાંધવી પડે છે. જનશ્રુતિ પ્રમાણે મદ્રાસ ઇલાકાના મયલાપુરમાં તેમનું રહેઠાણ હતું અને ત્યાંના એલેલા શિંગન નામે શ્રીમંત સફરી વેપારી સાથે તેમને દોસ્તી હતી. આ શિંગન, સિંહલદ્વીપના મહાવંશમાં કહ્યા પ્રમાણે કલિઅબ્દ ૨૯૬૦ ના સુમારમાં સિંહલદ્વીપ સામે સફળ વિગ્રહ ચલાવનારા ચોલ રાજાનો છઠ્ઠો વંશજ હતો. આ ઉપરથી કલિઅબ્દનું ૩૨ મું અને ઇસ્વીસનનું પહેલું શતક તિરુવલ્લુવરના જીવનકાળ તરીકે જણાય છે. વળી જનશ્રુતિ પ્રમાણે આ કુરલ ગ્રંથ પાંડ્યવંશના ઉગ્રપ્પેરુ વેલુડી રાજાના સમયમાં મદુરાની કવિ પાઠશાળામાં પ્રસિદ્ધ થયો હતો. મહાશય શ્રીનિવાસ આયંગર "તામિલ સ્ટડીઝ" નામના પોતાના વિદ્વત્તાપૂર્ણ ગ્રંથમાં આ રાજાના રાજ્યારોહણની સાલ ઇ. સ. ૧૨૫ એટલે કે કલિઅબ્દ ૩૨૨૭×ની આપે છે. વળી કુરલ ગ્રંથમાંનું એક સૂત્ર '**શિલપ્પાધિકારમ્**' અને '**મણિમેખલિ**'—એ નામનાં બે મહાન તામિલ કાવ્યોમાં અવતરણ તરીકે અપાયું છે, અને એ કાવ્યો ઇસ્વીસનના પહેલા કિંવા બીજા સૈકામાં લખાયાં હોવાનું બીજા પૂરાવા ઉપરથી નક્કી થયું છે. એ બધા ઉપરથી સામાન્ય રીતે એવું અનુમાન કરી શકાય કે, ઉપરોક્ત કવિ કલિઅબ્દના ૩૨ થી ૩૪મા સૈકા વચ્ચે થઇ ગયા છે. શ્રીમાન રાઘવ આયંગરે પોતાના 'ચેરન ચેત–કુતુવન' નામના પ્રતિભાશાળી ગ્રંથમાં ઉપરોક્ત બે કાવ્યોનો સમય ઇ. સ. નું પાંચમું સૈકું સૂચવ્યો છે; પરંતુ 'કુરલ' ગ્રંથ ઉપરોક્ત બન્ને

× કલિઅબ્દ ઇ. સ. થી ૩૧૦૧ કિંવા ૩૧૦૨ વર્ષો પૂર્વે શરૂ થયો હતો.

કાવ્યો કરતાં પ્રાચીન ઠરતો હોવાથી તેના કર્તાના ઉપરોક્ત સમય-ને શ્રીમાન રાઘવ આયંગરનું કથન બાધક થતું નથી.

મહાત્મા તિરુવલ્લુવર વિષે નિશ્ચયાત્મક હકીકત લોકોને એટલી થોડી માલૂમ છે કે એમનું વાસ્તવિક નામ શું હતું તે પણ નક્કીપણે કહી શકાતું નથી; કેમકે 'તિરુવલ્લુવર' શબ્દનો અર્થ "વલ્લવા જાતિનો એક ભક્ત"–એવો થાય છે અને વલ્લવા જાતિ મદ્રાસ ઇલાકાની એક અછૂત જાતિ હોઇ હાથીની પીઠ ઉપર ઢોલ પીટીને રાજાના હુકમો જાહેર કરવાનું તે જાતિનું કામ હતું.

તામિલ જનસમાજમાં ચાલતી એક પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે, મહાત્મા તિરુવલ્લુવરનો જન્મ પાંડ્યરાજાઓની રાજધાની મદુરામાં થયો હતો. ઉત્તરોત્તર ચાલી આવેલી દંતકથા ઉપરથી એમ પણ જણાય છે કે, તિરુવલ્લુવરના પિતાનું નામ 'ભગવન્' હોઈ તે બ્રાહ્મણજાતિના હતા અને માતાનું નામ 'અડિ' હોઇ તેમનો જન્મ એક અછૂત પારિયા કુટુંબમાં થયો હતો. ભાગ્યવ-શાત્ તે એક બ્રાહ્મણને ત્યાં ઊછરી હતી અને તે બ્રાહ્મણે તેને ભગ-વન્‌ની સાથે પરણાવી હતી. એ દંપતીને પેટે મહાત્મા તિરુવલ્લુવર સિવાય બીજા બે પુત્રો અને ચાર કન્યાઓ જન્મ્યાં હતાં અને તિરુવલ્લુવરની માફક તેઓ પણ બધાં કાવ્યકળામાં કુશળ હતાં. 'ઓવ્યાર' નામની તેમની એક બહેન તો તામિલ દેશની એક પ્રતિભાશાળી કવયિત્રી થઇ ગઈ છે. એ સાતે ભાઇબહેનોમાં મહાત્મા તિરુવલ્લુવર સૌથી નાના હતા.

એક જનશ્રુતિ ઉપરથી એવું પણ જણાય છે કે, આ બ્રાહ્મણ–પારિયા દંપતિએ કોઇ કારણથી સાતમા ગર્ભ વખતે પ્રતિજ્ઞા કરી હતી કે જે સંતાન જન્મશે તે પ્રભુને સમર્પણ કરી દઇશું. પછી તે યાત્રાએ નીકળ્યાં ત્યારે મદ્રાસ પાસે આવેલા મયલાપુરના એક બાગમાં માતા અડિએ તિરુવલ્લુવરને જન્મ

આપ્યો હતો. એ પછી માતા અતિ મોહવશ થઈ પ્રતિજ્ઞા પ્રમાણે આ બાળકનો ત્યાગ કરવા રાજી નહોતી. પછી એ બાળક તિરુવલ્લુવરે સ્નેહાધીન માતાને એક વાર કહ્યું કે, "સર્વ કોઇની રક્ષા કરવાવાળો શું જગતપિતા નથી? અને શું હું પણ તેનુંજ સંતાન નથી? જે કંઇ થનાર છે તે તો થશેજ, તો પછી મા! તું વ્યર્થ ચિંતા શાને કરે છે?" બાળકના આ શબ્દોએ ભારે અસર કરી. માતાનો મોહ દૂર થઇ ગયો અને બાળક તિરુવલ્લુવરને મયલાપુરમાંજ છોડી દીધો. આ જનશ્રુતિ બહુ સુંદર અને બોધદાયક છે છતાં તે તાર્કિક અને બાહ્ય વૈજ્ઞાનિકોની નહિ પણ અધિકારસિદ્ધ તત્ત્વજ્ઞાનીઓની અથવા તો શ્રદ્ધાળુ પ્રભુપ્રેમીઓનીજ સંપત્તિ થઇ શકે તેમ છે–અર્થાત્ એવાઓ સિવાય બીજાઓને ગળે એ વાત ભાગ્યે ઊતરે તેવી છે.

મયલાપુરમાં એ રીતે ત્યજાયલા તિરુવલ્લુવરનું પાલનપોષણ કોણે કર્યું, શિક્ષા–દીક્ષાનો શો પ્રબંધ થયો અને બાલ્યાવસ્થા તથા કિશોર વય કેવી રીતે પસાર થઇ; એ બધી વાતો તેમના જીવનની બીજી ઘટનાઓની પેઠે અંધારામાંજ રહી છે. લોકો જે કંઈ જાણે છે તે એટલુંજ કે, તેઓશ્રી મયલાપુરમાં રહેતા અને ગુજરાન માટે વણકરનો ધંધો નિર્દોષ સમજીને સ્વીકાર્યો હતો. આ મયલાપુરમાં એલેલિ શિંગન નામનો જે શ્રીમંત સફરી વેપારી રહેતો હતો તે નૌકાવિદ્યામાં બહુ કુશળ હોઇ તિરુવલ્લુવરનો ગાઢ મિત્ર તથા શ્રદ્ધાળુ ભક્ત હતો. કહેવાય છે કે, એક વાર એનું એક વહાણ રેતીના મગામાં કળી ગયું અને અનેક પ્રયત્નો કર્યા છતાં તેમાંથી ન નીકળ્યું. આથી મહાત્મા તિરુવલ્લુવરે કિનારા પર જઇને કહ્યું કે, "અલેલૈયા!" એ શબ્દ તેમના મુખમાંથી નીકળતાંજ વહાણ તરવા લાગ્યું! પાસાબાજી રમતી વખતે કેટલેક ઠેકાણે લોકો જેમ રાજા નળનું નામ દઈને પાસા

નાખે છે; તેમ ભારે બોજો ઊંચકતી વખતે મદ્રાસી મજૂરો હાલ પણ " એલેલૈયા " શબ્દનો જે ઉચ્ચાર કરે છે, તે એ વખતથી શરૂ થયો હોય એવો સંભવ છે.

મહાત્મા તિરુવલ્લુવરે લગ્ન કર્યું હતું. તેમનાં પત્નીનું નામ વાસુકિ હતું. એમનું ગૃહસ્થ જીવન શાંત, સુખી અને સંતોષી હતું. વાસુકિ અછૂત જાતિની હતી કે અન્ય જાતિની તે જણાયું નથી; પરંતુ તામિલ લોકોમાં જે દંતકથાઓ ચાલે છે અને જેનું વર્ણન ભક્ત લોકો બહુ પ્રેમ અને ગૌરવ સાથે કરે છે; તે ઉપરથી કહી શકાય કે, વાસુકી એક પૂજનીય મહાસતી—અર્થાત્ સાચી આર્ય મહિલા હતી. અનન્ય પતિભક્તિનો આદર્શ આર્ય સ્ત્રીઓની ઊંચામાં ઊંચી અને પવિત્રમાં પવિત્ર ભાવના હોઇ એ ગુણ આગળ અભિમાનીમાં અભિમાની મનુષ્ય પણ ભક્તિસહિત મસ્તક નમાવે છે. દેવી વાસુકિમાં એ ગુણ સંપૂર્ણ ખીલેલો હતો. તિરુવલ્લુવરને લગતી જે કથાઓ પ્રચલિત છે, તે સર્વાંશે સાચી છે કે કેમ, એ તો કોણ કહી શકે? પરંતુ એટલું તો નિઃસંદેહ છે કે, એમાંથી એમના ઉત્તમ ગૃહસ્થજીવનનો સરસ પરિચય મળે છે.

વાસુકિ પોતાના પતિમાં એટલી બધી અનુરક્ત હતી કે પોતાનું વ્યકિતત્વ વીસરી ગઇ હતી અને એની ભાવનાઓ, ઇચ્છાઓ તથા વિચારશકિત સુધ્ધાં પતિભકિતમાં લીન થઇ જઇને પતિઆજ્ઞાનું યથાર્થ પાલન કરવું, એજ એનો પ્રધાન ધર્મ થઈ રહ્યો હતો. લગ્ન કરવા પહેલાં તિરુવલ્લુવરે કુમારી વાસુકિની યોગ્યતા તપાસી જોઇ હતી. કેટલાક ખીલા અને લોખંડની કરચો વગેરે આપીને તે રાંધવાની એમણે આજ્ઞા કરી હતી અને વાસુકિએ જરા પણ શંકા કે આશ્ચર્ય બતાવ્યા વગર ભાવિ પતિની એ આજ્ઞા પ્રમાણે કર્યું હતું. એ પ્રકારે મહાત્મા તિરુવલ્લુવરને ખાતરી થઇ કે વાસુકિ ધર્મપત્ની થવાને સંપૂર્ણ યોગ્ય છે, ત્યારેજ તેઓ તેની સાથે લગ્નની પવિત્ર ગાંઠથી બંધાયા હતા.

વાસુકિ પણ જીવનકાળ પર્યંત સ્વામીની સેવામાં તનમનથી અનુરકત રહી હતી. તિરુવલ્લુવરના સુખી ગૃહસ્થાશ્રમની કીર્તિ સર્વત્ર ફેલાઇ રહી હતી; તે સાંભળીને એક બ્રહ્મચારી એ વાતની ખાત્રી કરવા માટે તેમને ત્યાં ગયા અને એવા ભાવનું પૂછયું કે, " ગૃહસ્થાશ્રમમાં સુખેથી ભગવાન ભજી શકાય?" એનો જવાબ તિરુવલ્લુવરે સ્વમુખે આપવા કરતાં તે પોતેજ નિર્ણય કરી લે, એવા હેતુથી, તે સંતને થોડા દહાડા પોતાને ત્યાં રહેવા વિનંતિ કરી.

એક દિવસે સવારમાં એ તરફના રિવાજ પ્રમાણે પરોણાની સાથે મહાત્મા તિરુવલ્લુવર ટાઢા ભાતનો નાસ્તો કરી રહ્યા હતા. વાસુકી એ વખતે આંગણામાં આવેલા કૂવા પર પાણી ખેંચતી હતી; એવામાં તિરુવલ્લુવરે મોટેથી કહ્યું કે, " અરે ! આ ભાત કેટલો બધો ઊનો છે ! ખવાતો નથી ! " પતિદેવનું એ વચન સાંભળતાંજ વાસુકિ અર્ધો ખેંચેલો ઘડો અને દોરડું એમ ને એમ મૂકી દઈ તેમની પાસે દોડી આવી અને પંખો લઇને સ્વામીના ભાણા પર વાયુ ઢોળવા લાગી ! અને કેવું આશ્ચર્ય ! અહીંયાં વાસુકિએ પંખો હલાવતાંજ આખી રાત પાણીમાં ઝબોળી રાખેલા એ ટાઢા ભાતમાંથી ગરમ વરાળ નીકળવા લાગી અને ત્યાં કૂવા ઉપર અડધો ખેંચેલો ઘડો અને દોરડું જેમનાં તેમ અધ્ધર લટકી રહ્યાં હતાં ! બીજે એક પ્રસંગે દિવસના ભર ઉજાસમાં મહાત્મા તિરુવલ્લુવર શાળ પર વણી રહ્યા હતા, ત્યારે વાણાનો કાંઠલો ભોંય પર પડી જવાથી તેને શોધવા માટે દીવો માગ્યો. પતિદેવની આજ્ઞા થતાંજ દેવી વાસુકિ દીવો પ્રગટાવી લાવી; પણ ધોળે દિવસે દીવાની શી જરૂર, એવી શંકા પણ ન કરી !

પેલા સંતને આ બે પ્રસંગોથી આપોઆપ ઉત્તર મળી ગયો કે, દેવી વાસુકિ જેવી સુયોગ્ય આજ્ઞાપાલક સ્ત્રી મળી હોય, તો તો ભલે પરમધ્યેય પાછળજ બધો સમય અને આખું જીવન

ગાળવું હોય તોપણ ગાળી શકાય; કેમકે એવી સ્ત્રી આ સંસાર-બંધનકારી નહિ થતાં ઊલટી મોક્ષમાર્ગમાં સહાયકારી થાય છે. મહાત્મા તિરુવલ્લુવરે આ ગ્રંથમાં એવા ભાવનું પણ કહ્યું છે કે, ઝૂંપડીના નાના સરખા આંગણાને સ્ત્રી પોતાની સુયોગ્યતા વડે નંદનવન જેવું બનાવી શકે છે અને અયોગ્ય મળી હોય તો મહેલાતને પણ નરક તુલ્ય દુઃખદાયક બનાવી દે છે. જ્યાં સાક્ષાત્ તપશ્ચર્યાની મૂર્તિસ્વરૂપ સતી વાસુકિદેવી પ્રસન્નતાપૂર્વક સદા ગંગાજીની પેઠે એમના જીવનવનને નિત્યપ્રતિ હરિયાળું અને સુવાસિત રાખતી હોય, ત્યાં પછી તેની વિરુદ્ધ તેમને કલ્પના પણ ક્યાંથી આવે? મહાત્મા તિરુવલ્લુવરે તો ઊલટું એક જગાએ સરળભાવે એવા ભાવનું કહ્યું છે કે, “જે સ્ત્રી નિત્ય પતિદેવની પૂજા–વંદના કરે છે, તેનું કહ્યું જળથી ઊભરાતાં વાદળો પણ માને છે.” એ કથન ખરેખર એમની અનુભવવાણી હતી.

જ્યાંસુધી દેવી વાસુકિ જીવતી રહી ત્યાંસુધી તિરુવલ્લુવરે આનંદપૂર્વક ગૃહસ્થાશ્રમી જીવન ગાળ્યું અને એના મૃત્યુ પછી એકાકી રહેવા લાગ્યા. કહેવાય છે કે, પોતાની જીવનસહચરીનો દેહ છૂટ્યો ત્યારે એ મહાત્માના મુખમાંથી સરળભાવે નીચલા ભાવનું પદ સહસા નીકળ્યું હતુંઃ—

“હે પ્રિયે! તેં મારી કેવી સેવા કરી છે! તેં મારા પડતા બોલ અધ્ધર ઝીલ્યા છે. તું મારે માટે સ્વાદિષ્ટ ભોજન બનાવતી અને મારી આજ્ઞાનો કદાપિ લોપ કરતી નહિ. તું મારા પગ દબાવતી, મારા ઊંઘ્યા પછી ઊંઘતી અને જાગવા પહેલાં જાગી ઊઠતી, એવી ઓ નિર્દોષ સરલ સાધ્વી! શું તું આજે મને છોડી ગઈ!”

મહાત્મા તિરુવલ્લુવરજીનો જન્મ અછૂત જાતિમાં થયો હતો, એ બાબતમાં કેટલાક વિદ્વાનોને સંદેહ છે. તેઓનું કહેવું એમ છે કે, તે સમયમાં આપણા હાલના ‘રાજકોઠારી’ જેવો ‘વલ્લ-

વન ' નામનો એક હોદ્દો હતો અને ' તિરુ ' એ માનાર્થે ઉપસર્ગ લગાડવામાં આવતાં તિરુવલ્લુવર નામ બનતું હતું. આ તો એક કલ્પના માત્ર હોઇ વિશેષ આધાર આજ પર્યંત મળ્યો નથી. વળી આ કલ્પના ઘણે ભાગે એટલા માટે જ કરેલી લાગે છે કે, એથી મહાત્મા તિરુવલ્લુવરના જીવનમાં ' અછૂતપણાનો–અસ્પર્શ્યતાનો ' જે ડાઘ લાગ્યો છે તેનું નિવારણ થઇ જાય; પરંતુ એવી કલ્પના કરીને કલ્પના કરનાર અને તેના પોષક પોતાની દુર્બળતાજ દર્શાવે છે. અમુક જાતિવિશેષમાં અવતરવાથી કાંઇ મહાત્માના મહત્ત્વમાં વધારો કે ઘટાડો થતો નથી. ઉત્તમ જ્ઞાન અને ચારિત્ર એ કોઇ પણ અમુક દેશની, જાતિની, વર્ણની કે આશ્રમની બાપીકી મિલકત કોઇ કાળે થઇ નથી અને તેના ઉપર કોઇનો ઇજારો કદાપિ થનાર પણ નથી. સૂર્યના પ્રકાશની પેઠે જ્ઞાન અને ચારિત્રરૂપે ભગવાનની જે બે પરમ સુંદર વિભૂતિઓ છે, તે તો નાતજાત કે વર્ણાશ્રમને નહિ પિછાનતાં ખુલ્લા દિલથી જે કોઇ એમનું સ્વાગત કરે તેના અંતરમાં વિના સંકોચે પ્રવેશે છે, ખીલે છે અને ફળે છે.

તિરુવલ્લુવર કયા સંપ્રદાયના હતા એ પણ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. શિવ, વૈષ્ણવ, જૈન, બૌદ્ધ–એ બધા સંપ્રદાયવાળાઓ તેમને પોતપોતાના સંપ્રદાયના ગણવા માગે છે. એ સંપ્રદાયોને મળતી કેટલીક વાતો પણ તેમના ગ્રંથમાં મળે છે; પરંતુ તેથી ખાતરીપૂર્વક કહી શકાય નહિ કે, તેઓ અમુક સંપ્રદાયનાજ અનુયાયી હતા. તેમના ગ્રંથમાં કેટલીક વાતો અમુક મતને અનુકૂળ હોય એવી મળી આવે છે તો કેટલીક વાતો એ મતને બિલકુલ ગ્રાહ્ય હોય નહિ એવી પણ મળી આવે છે. આથી એમ સમજાય છે કે, તિરુવલ્લુવરજી એવા ઉદાર અને વિશાળ હૃદયવાળા મહાપુરુષ હતા, કે જેમણે પોતાના અંતઃકરણને

કોઇ એક વિશિષ્ટ મતસંપ્રદાયના બંધનમાં પડવા નહિ દેતાં એક સાચા ઝવેરીની માફક જ્યાંથી પણ દિવ્ય રત્ન મળી આવે ત્યાંથી તે રત્ન ગ્રહણ કરીને પોતાના રત્નભંડારની અભિવૃદ્ધિ કરી હતી. એક ધર્મપિપાસુ ભ્રમરની માફક એમણે ભિન્ન ભિન્ન મત-રૂપી પુષ્પોના રસનું પાન કર્યું ખરૂં; પણ કોઇ અમુક એકજ પુષ્પમાં પોતાની જાતને બંધાવા નહિ દેતાં ચતુરાઇથી સુંદર ફૂલોનો માત્ર સારભાગજ ગ્રહણ કર્યો; અને એ ઉત્તમ ધોરણે અંતરાત્માને પરમ ઉન્નત અને પ્રફુલ્લિત બનાવ્યો; એટલુંજ નહિ પણ એ સારભૂત જ્ઞાનને પોતાની અત્યંત લલિત અને કાવ્યમય વાણીમાં ગૂંથીને સંસારને પણ તેનું દાન કરતા ગયા.

એક મજાની વાત એ છે કે, બીજા સંપ્રદાયોની પેઠે ખ્રિસ્તી સંપ્રદાયવાળા પણ એવો દાવો કરે છે કે, મહાત્મા તિરુવલ્લુવર-ની વાણી ઇસુખ્રિસ્તના ઉપદેશના પડઘારૂપ છે. વળી આ ગ્રંથના ખ્રિસ્તી અનુવાદક ડૉ. પોપ મહાશયે તો એક જગ્યાએ એવું પણ ચીતરી માર્યું છે કે, "એમના પર ખ્રિસ્તી ધર્મનો સૌ કરતાં વધારે પ્રભાવ પડ્યો હતો." આમ કહેવામાં ખ્રિસ્તી લોકોનો આશય એ છે કે, મયલાપુરમાં સેન્ટ ટોમસના મુખે ઈસુખ્રિસ્ત-નો ઉપદેશ જાણ્યા સિવાય તિરુવલ્લુવરના આ ગ્રંથની રચના આટલી બધી ઉત્તમ થઇ શકે નહિ; પરંતુ નવાઇ જેવી વાત તો એ છે કે, સેન્ટ ટોમસ અને મહાત્મા તિરુવલ્લુવરનો મેળાપ થયો હતો કે કેમ, એજ વાત હજી પૂરવાર થવી બાકી છે.

એ લોકોએ એવી વાતો લખવાનું કારણ એમની એવી એક-તરફી માન્યતા છે કે, ઇસાઇ ધર્મજ જગતનો સર્વોત્કૃષ્ટ ધર્મ હોઇ એના જેવી પવિત્રતા બીજે ક્યાંય મળે તેમ નથી. આ વાત તો તેઓ જાણેજ ક્યાંથી કે ભારતવર્ષ તો ખ્રિસ્તની હજારો વર્ષ પહેલાંથી આવી ઊંચી કલ્પનાઓ, પ્રયોગો અને અનુભવો કરતું

આવ્યું છે ને હજી પણ કરી શકે છે ? તેમને જો આ વાત સમજાઇ જાય કે, એમનો પ્યારો ઇસાઇ ધર્મજ ભારતવર્ષના એક મહાન ધર્મની પ્રેરણા અને સ્ફૂર્તિમાંથી જન્મેલો હોઇ તેમના દેશને અનુરૂપ એવી ભારતીય ધર્મની નકલમાત્ર છે; તો કદાચ તેમની આ ગર્વોક્તિ તેમના મોંમાં ને મોમાંજ ગેબ થઇ જાય!

ખ્રિસ્તીધર્મ પણ બેશક સારો છે. ઈસુખ્રિસ્તના બાળક જેવા વિશુદ્ધ અને પવિત્ર હૃદયમાંથી નીકળેલો 'પહાડ પરનો ઉપદેશ' બેશક ઉત્તમ, હૃદયને ઉન્નત કરવાવાળો અને આત્માના મધુરમાં મધુર તારમાં ઝણકાર નીપજાવી અપૂર્વ આનંદ આપવાવાળો છે અને એના પ્રતિપાદનની ઢબ પણ અપૂર્વ અને મૌલિક છે; પરંતુ તેટલા ઉપરથી કંઇ વિચારોની મૌલિકતાનો દાવો નજ કરી શકાય. જે લોકોએ આર્યોનાં ઉપનિષદો અને ઇસુના ઉપદેશો, એ બન્નેનું અધ્યયન કર્યું છે; તેઓ તો એ ઉભયમાં રહેલી સમાનતા જોઇને આશ્ચર્યચકિત થાય છે. વળી એ વાત પણ સર્વમાન્ય છે કે, ઉપનિષદો ઇસુખ્રિસ્તના જન્મ પહેલાં હજારો વર્ષ પર રચાયાં હતાં. બૌદ્ધધર્મ અને ઇસાઇ ધર્મની સમાનતા ઉપર તો ચર્ચા પણ ચાલી રહી છે; પરંતુ એ સ્પષ્ટ છે કે, ભગવાન બુદ્ધનો ઉપદેશ પણ એ ઉપનિષદ્ ધર્મનુંજ એકપ્રકારનું રૂપાન્તર છે.

બૌદ્ધધર્મની પ્રચારશક્તિ બહુ ભારે હતી. બૌદ્ધભિક્ષુ–સંઘ સંસારના મહાન સંગઠનનું એક પ્રબળ ઉદાહરણ છે. એમાં રાજકુમારો તેમજ રાજકુમારીઓ સુધ્ધાં જીવનભરનું બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરી બૌદ્ધધર્મના પ્રચાર માટે પોતાનું સમસ્ત જીવન અર્પણ કરી દેતાં હતાં. સમ્રાટ અશોકની બહેન રાજકુમારી સંઘમિત્રાએ સિંહલદ્વીપમાં જઇને દીક્ષા આપવાનું કામ કર્યું હતું. બ્રહ્મદેશ, આસામ, ચીન અને જાપાન દેશોમાં તો અદ્યાપિ બૌદ્ધધર્મ પ્રચલિત છે. પશ્ચિમ તરફ પણ બૌદ્ધભિક્ષુઓ અફગાનિ-

સ્તાન, ઇરાન અને અરબસ્તાન સુધી પ્રાચીન ભારત ધર્મના આ નૂતન સંસ્કરણનો યાને બૌદ્ધ ધર્મનો ઉજ્જવલ ઉપદેશ લઇને પહોંચી ગયા હતા. પછી પેલેસ્ટાઇનની ફળદ્રૂપ ભૂમિએ તે મુલકોમાં પ્રતિપાદિત થયેલાં ઉચ્ચ ધર્મતત્ત્વોનાં બીજને પોતાના ઉદરમાં સ્થાન આપીને એક નૂતન ધર્મબાળકને જન્મ આપ્યો હોય, તેમાં પણ આશ્ચર્ય જેવું શું છે ?

એ ગમે તેમ હોય પણ એટલું તો નિર્વિવાદ છે કે, ક્ષમા અને અહિંસાદિ ઉચ્ચ તત્ત્વોના શિક્ષણ માટે મહાત્મા તિરુવલ્લુવરને ખ્રિસ્તી ધર્મ તરફ ભાળવાની જરા પણ જરૂર નહોતી. એમનું સુસંસ્કારી હૃદય પણ એ ઉચ્ચ ભાવનાઓની સ્ફૂર્તિ માટે ફળદ્રૂપ ક્ષેત્ર હતું, અને લાખો વર્ષની પુરાણી—રે ! સંસારની પ્રાચીનમાં પ્રાચીન અને મહાનમાં મહાન સંસ્કૃતિ યાને સભ્યતા એમને વારસામાં મળેલી હતી કે જે સંસ્કૃતિમાં 'धृतिः क्षमा।' અને 'अहिंसा परमो धर्मः।' 'उपकारिपु यः साधुः साधुत्वे तस्य को गुणः। अपकारिपु यः साधु स साधुः सद्भिरुच्यते।'—એ વગેરે અત્યુત્તમ ઉપદેશો ભર્યા પડ્યા છે.

મહાત્મા તિરુવલ્લુવરજીએ ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ પુરુષાર્થો ઉપર આ ગ્રંથમાં સરસ પ્રતિપાદન કર્યું છે. ચોથો પુરુષાર્થ જે મોક્ષ તેનું વિવેચન મહાત્મા તિરુવલ્લુવરે આ ગ્રંથમાં જુદા પ્રકરણરૂપે નથી કર્યું, તે ઉપરથી રૂઢિચુસ્ત લોકો એમ કહે છે કે, આધ્યાત્મિક સત્યનું શિક્ષણ બ્રાહ્મણ સિવાય બીજાથી આપી શકાય નહિ, એવી શાસ્ત્રાજ્ઞાનું તિરુવલ્લુવરે પરિપાલન કર્યું છે; પરંતુ આ ગ્રંથમાં અનેક સ્થળે બીજી બાબતો ઉપરાંત અપરોક્ષાનુભૂતિને પ્રાપ્ત કરાવનારા આધ્યાત્મિક સિદ્ધાંતો પણ મહાત્મા તિરુવલ્લુવરજી ભાર દઇને ઉપદેશે છે, કે જે અપરોક્ષાનુભૂતિ તે અનુપમ સચ્ચિદાનંદ પદ પ્રાપ્ત કરાવે છે.

# તામિલ જાતિ અને ભાષા વિષે થોડી માહિતી

દક્ષિણમાં સમુદ્ર તટ પર ભારતમાતાનાં ચરણોમાં આ એક મહાન તામિલ જાતિ કંઇ અજ્ઞાત કાળથી વસતી આવી છે. આ પ્રાચીન જાતિની સભ્યતા સંસારની પ્રાચીનતમ સભ્યતાઓની હારે ઊભી રહેવાનો દાવો કરે છે. એ જાતિને તેનું પોતાનું સ્વતંત્ર સાહિત્ય છે, કે જે મૌલિકતા તથા વિશાળતાની બાબતમાં સુવિખ્યાત સંસ્કૃત સાહિત્યથી કોઇ રીતે પોતાને કમ નથી સમજતું. એ જાતિ અસલથી બુદ્ધિસંપન્ન હોઇ આજે પણ એનો શિક્ષિત વર્ગ અધિક બુદ્ધિમાન હોવાનો ગર્વ ધરે છે.

પોષાકની ટાપટીપવાળા આપણા દેશબંધુઓની દૃષ્ટિએ જ્યારે કાળી ચામડીવાળો, માથે ચોટલાવાળો, કમ્મરે તથા ખભા પર એક એક વસ્ત્ર વીંટાળેલો અને ઉઘાડું માથું તથા ઉઘાડા પગવાળો એક મદ્રાસી ભાઇ ચઢે છે, ત્યારે તેના પ્રત્યે તેને વિશેષ માન નથી ઊપજતું. સાધારણ રીતે તામિલ બંધુઓની રહેણીકરણી એટલી સરળ અને આડંબર રહિત હોય છે, તથા એમની કેટલીક વાતો એવી વિચિત્ર હોય છે કે જેથી સાધારણ પ્રવાસીના મનમાં ઉપલક નજરે તો તેમની સભ્યતા વિષે કોઇ કોઇ વાર સંદેહ પણ થાય છે; પરંતુ તેમની એ સરળતામાં ખરૂં જોતાં તો એક એવી સભ્યતા રહેલી છે, કે જેણે બાહ્યાડંબર તરફ ઝાઝું ધ્યાન ન આપતાં બૌદ્ધિક (બુદ્ધિની) ઉન્નતિનેજ ધ્યેય માન્યું છે.

તામિલ લોકો મોટે ભાગે ચતુર, મહેનતુ અને શ્રદ્ધાળુ હોય છે. એમની વ્યવહારકુશળતા, સાહસ અને પ્રયત્ને એક વાર તેમને સમુદ્રના અધિપતિ બનાવી દીધા હતા. એમની નાવિક

શક્તિ પ્રસિદ્ધ હતી. પોતાનાં બનાવેલાં વહાણોમાં બેસીને દરિયા-માર્ગે તેઓ પૂર્વ અને પશ્ચિમના દૂર દૂરના દેશોમાં વ્યાપાર અર્થે જતા હતા. એ પ્રાચીન કાળમાં એમણે હિંદી મહાસાગર-ના કેટલાક દ્વીપોમાં પોતાનાં સંસ્થાન પણ સ્થાપ્યાં હતાં. એમના ઝંડા ઉપર માછલીનું ચિહ્ન હતું. તે પસંદ કરવાનું કારણ એવું સંભવે છે કે, એ લોકો પોતાને માછલીના જેવા જળયાનવિદ્યામાં યાને નૌકાકળામાં કુશળ બનાવવાની ઉત્કંઠા ધરાવતા હતા. એમની શિલ્પવિદ્યા પણ ઉન્નત દશાએ પહોંચી હતી. તેમનું જરીનું કામ તો અત્યારે પણ બહુ સારૂં થાય છે.

મદુરામાં બનેલાં કપડાં આખા હિંદુસ્તાનના લોકો ચાહીને ખરીદે છે. સંગીતવિદ્યાના એ લોકો કેવળ જાણકારજ નહિ, પણ શોધક પણ છે. એમને પોતાની સ્વતંત્ર સંગીતપદ્ધતિ છે, પણ તે ઉત્તર હિંદુસ્તાનની પ્રચલિત પદ્ધતિથી નોખી પડે છે. એ પદ્ધતિ સહજ–સુગમ નહિ છતાં પાંડિત્યપૂર્ણ તો અવશ્ય છે. હિંદુસ્તાની રાગ અને ગઝલો એ લોકો બહુ શોખથી સાંભળે છે. એમની સ્થાપત્યકળામાં પણ એક પ્રકારનું નિરાળાપણું રહેલું હોઇને તેમણે નિર્માણ કરેલાં દેવાલયોમાં તે વિશેષરૂપે પ્રકટ થાય છે. એમનાં દેવાલયો એવાં મજબૂત અને વિશાળ હોય છે કે આપણે તેમને નાના મોટા ગઢજ કહી શકીએ. એ દેવાલયોની ચોતરફ દીવાલ હોય છે અને તેનું સિંહદ્વાર બહુ ભવ્ય બનાવ-વામાં આવે છે. એ સિંહદ્વાર ઉપર ઘંટાકારનો એક સુંદર ઘુમટ હોય છે અને તેની અંદર દેવતાઓ વગેરેની મૂર્તિઓ કોતરી કાઢેલી હોય છે. આને એ લોકો 'ગોપુરમ્' નામની ઓળખે છે.

તામિલ લોકોની વૃત્તિ ધાર્મિક હોઇ એમની ભાવનાઓ ઘણું કરીને ભક્તિ પ્રધાન હોય છે. એમના તહેવાર અને ઉત્સવો ભક્તિથી ભરપૂર હોય છે. પ્રત્યેક દેવાલયને અંગે એક બહુ મોટો અને ઊંચો

રથ હોઇને ઉત્સવને દહાડે તે રથમાં દેવની મૂર્તિને પધરાવી સરઘસ કાઢે છે. એ રથને એક મજબૂત દોરડું બાંધવામાં આવે છે અને સેંકડો લોકો એ દોરડાને વળગી રથને ખેંચે છે. બીજા લોકો ગાતા ગાતા મોટા ટોળામાં ચાલે છે અને કોઇ કોઇ વાર તેઓ ગાતા ગાતા મસ્ત બની જાય છે. રથમાંથી દેવમૂર્તિ આગળ લોકો સાષ્ટાંગ પ્રણામ કરે છે તો કોઇ કાન પકડીને ઊઠબેસ કરે છે. વળી જ્યારે આરતી ઊતરે છે ત્યારે લોકો નામસ્મરણ કરતાં કરતાં પોતાના બન્ને ગાલ બન્ને હાથથી ધીરે ધીરે ઠપકારે છે.

'તામિલનાડુ'નો પ્રદેશ પ્રાકૃતિક સૌંદર્યથી ભરપૂર છે, પણ શારીરિક સૌંદર્ય તો 'આયંગાર' જાતિ સિવાય તામિલ લોકોમાં બહુ ઓછું જણાય છે. શારીરિક શક્તિમાં એ લોકો ગુજરાતી કે બંગાળીઓ જેવા છે—અર્થાત્ હલકી મનાતી કોમોમાં સાહસ અને બળ જણાય છે, પણ ઉચ્ચ કહેવાતી કોમોમાં બળ અને પૌરુષ ઓછાં હોય છે. એમનો મુખ્ય ખોરાક ભાત હોઇ એનેજ એ લોકો 'અન્નમ્' કહે છે. ઘઉંની વપરાશ નહિ હોવાથી એની અનેક વાનીઓથી તેઓ હજી પણ લગભગ અજાણ્યા છે; તથાપિ ચોખાની વિવિધ વાનીઓ બનાવવામાં એ લોકો બહુ નિપુણ છે. પુરીને એ લોકો ફલાહાર તરીકે ગણે છે અને 'રસમ્' એ એમનું પ્રિય પીણું હોઇ તે બહુ સ્વાદિષ્ટ અને પાચક હોય છે. થાળીમાં ખાવાનું એ લોકોને પસંદ ન હોઇ કેળનાં પાન પર ખાય છે. એમની ખાવાની રીત પણ વિચિત્ર છે.

તામિલ બહેનો પડદો નથી પાળતી. તેમ મારવાડી બહેનોની માફક ઉપરથી નીચે સુધી આખા શરીરે ઘરેણાંના ભારથી લદાઈ રહેવાનું પણ પસંદ નથી કરતી. હાથમાં બેએક ચૂડીઓ કે બંગડીઓ અને નાક તથા કાનમાં હલકા ઝવેરાતવાળા થોડાક અલંકારો તામિલ સ્ત્રીઓ માટે પૂરતા ગણાય છે. તામિલ બહેનો

નવ ગજની રંગીન સાડી પહેરે છે, કછોટો મારે છે અને માથું ખુલ્લું રાખે છે; પણ તે વેણીબંધ હોય છે અને ચોટલામાં ઘણે ભાગે ફૂલો ગૂંથ્યાં હોય છે. માત્ર વિધવા સ્ત્રીઓજ માથું ઢાંકેલું રાખે છે. વિધવાઓના ચોટલા ઉતારી નાખવામાં આવે છે અને તેઓ સફેદ સાડીઓ પહેરે છે. મોટા અને ઊંચા ઘરની સ્ત્રીઓ પણ ઘરનું કામકાજ જાતે કરે છે. બજારસોદા પણ તેઓ વહોરી લાવે છે અને પાણી પણ તેઓજ ભરી આવે છે; એટલે તેઓ બહુધા નીરોગી અને પ્રસન્નચિત્ત રહે છે. ઘરમાં કે બહાર તેઓ ઘૂમટો તાણતી નથી. એમનાં મુખની ગંભીરતા અને શાંત નિઃશંક દૃષ્ટિ, એમને એ ઘૂમટા કરતાં પણ વધારે કામ લાગે છે.

તામિલ ભાષા એક સ્વતંત્ર ભાષા ગણાતી હોઇ બીજી આર્ય ભાષાઓની પેઠે તે સંસ્કૃતમાંથી નીકળેલી નથી મનાતી. તામિલ લિપિના સ્વર તો બીજી આર્ય ભાષાઓ જેવાજ છે, પણ વ્યંજનો-માં બહુ વિચિત્રતા છે. 'ક' વર્ગ, 'મ' વર્ગ, 'ટ' વર્ગ, 'ત' વર્ગ અને 'પ' વર્ગના માત્ર પહેલા અને છેલ્લાજ અક્ષરો તામિલ વર્ણમાળામાં હોય છે. વચલા ત્રણ અક્ષરો એ વર્ગોમાં નથી હોતા. દાખલા તરીકે 'ક, ખ, ગ, ઘ, ઙ' ને ઠેકાણે તામિલમાં માત્ર 'ક' અને 'ઙ' જ હોય છે, અને બાકીના 'ખ, ગ, ઘ' નું કામ 'ક'-થીજ લેવામાં આવે છે; પરંતુ એમાં એક વિચિત્ર અક્ષર હોય છે કે જે આર્ય ભાષાઓમાં કિંવા અરબી–ફારસીમાં નથી. ફ્રેન્ચ ભાષામાં એને મળતો અક્ષર હોવાનું કહેવાય છે અને એનો ઉચ્ચાર 'ર' અને 'જ'ની વચમાં થાય છે; પણ સર્વસાધારણ લોકો એનો ઉચ્ચાર 'ડ'ના જેવો કરી દે છે. તામિલ ભાષામાં કઠોર અક્ષરોનું બહુધા પ્રાધાન્ય છે. પ્રાચીન અને આધુનિક તામિલ ભાષામાં પણ ફરક હોવાથી પ્રાચીન ગ્રંથો સમજવાને માટે સવિશેષ જ્ઞાનની જરૂર રહે છે. હિંદની અન્યાન્ય ભાષાઓની પેઠે તામિલ

ભાષાનું આધુનિક સાહિત્ય વર્તમાન સમયના વિચારોથી ભરાતું જાય છે; પરંતુ એનું પ્રાચીન સાહિત્ય તો બહુધા ધર્મપ્રધાન છે. તામિલ સભ્યતા અને તામિલ સાહિત્યની ઉત્પત્તિ સ્વતંત્ર હોવાના સંબંધમાં કંઇ કહેવાનું નથી, પણ એટલું તો નિઃશંક છે કે, આર્ય સભ્યતા અને આર્ય સાહિત્યની એમના ઉપર ઊંડી છાપ પડી છે અને આર્ય ભાવનાઓથી એ બંને એટલાં બધાં ઓતપ્રોત છે, અથવા તો એ ઉભયની ભાવનાઓમાં એટલું બધું સામ્ય છે, કે એમાં કંઇ મૌલિક ભેદ છે કે કેમ એ સમજવું અઘરૂં થઇ પડે છે. તામિલ ભાષામાં 'કમ્બન'નો રચેલો 'કમ્બન રામાયણ' નામનો ગ્રંથ છે. તેનો કથાભાગ વાલ્મીકિ રામાયણ પરથી લેવામાં આવ્યો છે, પણ ભાવોની ઉચ્ચતા તથા ચરિત્રોની સજીવતામાં એ ગ્રંથ કોઇ કોઇ ઠેકાણે વાલ્મીકિ અને તુલસીકૃત રામાયણથી પણ ચઢિયાતો કહેવાય છે. માણિક્ય વાચક કૃત 'તિરૂવાચક' પણ એક પ્રસિદ્ધ ગ્રંથ છે; કિંતુ તિરુવલ્લુવરનો રચેલો મૂળ 'કુરલ' અથવા 'ત્રિક્કુરલ' ગ્રંથ તો તામિલ ભાષાનો સર્વોત્કૃષ્ટ ગ્રંથ છે. તામિલ સાહિત્યનું તે સર્વોત્તમ પુષ્પ છે.

ઉપરોક્ત મૂળ ગ્રંથકાર ઇત્યાદિ વિષે હિંદી અનુવાદની પ્રસ્તાવનામાં સી. રાજગોપાલાચાર્ય લખે છે કે, 'તેઓ જાતે અછૂત કિંવા અસ્પર્શ્ય હતા, કિંતુ આખા પુસ્તકમાં ક્યાંય પણ એ વાતનો આભાસ સરખો નથી મળી આવતો કે ગ્રંથકારના મનમાં પણ એ વાતનો કંઇ ખ્યાલ હતો. વળી અન્ય તામિલ કવિઓએ તિરુવલ્લુવરની કવિતાઓનાં જ્યાં જ્યાં અવતરણ આપ્યાં છે કિંવા તેમની ચર્ચા કરી છે, ત્યાં પણ એ વાતનો આભાસ નથી મળતો કે તેઓ અછૂત હતા. આ 'ત્રિક્કુરલ' ગ્રંથના રચનારની જન્મ જાતિ તરફ બિલકુલ લક્ષ ન આપતાં તેના સમકાલીન તેમજ પછીના કવિઓ તથા દાર્શનિકોએ પણ તેના પ્રત્યે ભારે શ્રદ્ધા

અને ભક્તિભાવ દર્શાવ્યો છે, એ ભારતવર્ષીય સંસ્કૃતિની ખૂબીજ કહેવાય.

"આ 'ત્રિકકુરલ' ગ્રંથ વિવેક, શુભ સંસ્કાર અને માનવ પ્રકૃતિના વ્યાવહારિક જ્ઞાનની ખાણ છે. આ અદ્ભુત ગ્રંથની સૌથી મુખ્ય વિશેષતા અને ચમત્કાર એ છે કે, એમાં માનવચરિત્ર અને તેની દુર્બળતાઓના વિચારની સાથે સાથે ઉચ્ચ આધ્યાત્મિકતાનું પણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વિચારોના સચેત અને સંયત સૌંદર્યને માટે ત્રિકકુરલનો ભાવ એ એક એવું ઉદાહરણ છે, કે જે ચિરકાળપર્યંત અનુપમજ રહેશે. કળાની દૃષ્ટિથી પણ સંસારભરના સાહિત્યમાં એનું સ્થાન ઊંચું છે; કારણકે એ એક ધ્વનિકાવ્ય છે. ઉપમાઓ અને દૃષ્ટાંતો બહુ યોગ્ય આપવામાં આવ્યાં છે અને શૈલી વ્યંગપૂર્ણ છે.

"આ પુસ્તકના વાચનથી ઉત્તર હિંદુસ્તાનના વાચકોને પણ જણાશે કે, તેમની ઉત્તરની સભ્યતા અને સંસ્કૃતિનો (દક્ષિણની) તામિલજાતિની સાથે કેવો ગાઢ સંબંધ અને કેવું તાદાત્મ્ય છે, તેની સાથે દક્ષિણની પોતાની પણ વિશેષતા અને સુંદરતા આ ગ્રંથમાં પ્રકટ થાય છે."



# तामिलवेद

अर्थात्

## ऋषि तिरुवल्लुवरनां बोधवचनो

## अध्याय १ लो–ईश्वरस्तुति

૧–'अ' જેમ શબ્દમાત્રનું મૂળસ્થાન છે, તેમ **આદિબ્રહ્મ** એ સર્વ પદાર્થોનું–અસ્તિત્વમાત્રનું ઉત્પત્તિસ્થાન છે.

૨–એ સર્વજ્ઞ પરમેશ્વરનાં શ્રીચરણોની સેવા–પૂજા જો તમે ન કરો, તો પછી તમારી ગમે તેટલી વિદ્યા શા કામની ?

૩–હૃદયકમળના અધિવાસી શ્રીભગવાનના પવિત્ર ચરણોનું શરણુ જે જન લેશે, તે સંસારમાં દીર્ઘ કાળ જીવિત રહેશે.

૪–પ્રેમ અને ઘૃણાના ભાવોથી પર એવા શ્રીપરમાત્માના પાદારવિંદને જે જનો દૃઢતાપૂર્વક વળગી રહે છે તેમનાં જીવન ધન્ય છે. સંસારનાં કોઇ દુઃખો તેમને કદી સ્પર્શી શકતાં નથી.

૫–અંતઃકરણપૂર્વક પ્રભુના ગુણાનુવાદ ગાનાર લોકોને પોતાનાં ભલાં–બૂરાં કર્મોનાં ફળ નહિ ભોગવવાં પડે.

૬–જે લોકો એ પરમ પુરુષે દર્શાવેલા ધર્મમાર્ગને અનુસરે છે, તે લોકો દીર્ઘજીવી બને છે.

૭–એ અદ્વિતીય આદિપુરુષનું શરણ લેનારા લોકોજ માત્ર દુઃખ–શોકમાંથી બચી શકે છે.

૮–ધનવૈભવ તથા ઇંદ્રિયસુખના તોફાની સાગરમાંથી તે લોકોજ માત્ર પાર જઇ શકે છે, કે જેઓ એ ધર્મસાગર મુનીશ્વરનાં ચરણોમાં લીન રહે છે.

૯–સર્વ મહત્તાઓના સાગર એવા શ્રીપરબ્રહ્મના પાદારવિંદમાં જે મસ્તક નમતું નથી, તે મસ્તક જીવ વગરના મુડદા જેવું નકામું છે.

૧૦–જન્મમરણરૂપી મહાસાગરને ઉલ્લંઘવા તેઓજ માત્ર શક્તિમાન થાય છે, કે જેઓ પ્રભુના પાદારવિંદનું શરણ લે છે; તેમ નહિ કરનારાં એ સમુદ્રને ઓળંગી જવા કદાપિ સમર્થ થતાં નથી.

# अध्याय २ जो–मेघस्तुति

૧–વૃષ્ટિથીજ પૃથ્વી ટકે છે; માટે વૃષ્ટિને અમૃતરૂપ લેખો.

૨–સ્વાદિષ્ટ પદાર્થ વૃષ્ટિથીજ મનુષ્યને પ્રાપ્ત થાય છે અને મનુષ્ય પોતે પણ વૃષ્ટિથીજ આહારનું અંગ બને છે.

૩–પૃથ્વીની ચારે કોર પાણીથી છલકાતા મહાસાગર પથરાયલા હોવા છતાં જો વૃષ્ટિ નિષ્ફળ નીવડે તો સમસ્ત પૃથ્વી

પર દુષ્કાળનો કેર વર્તે.

૪-અંતરિક્ષના ઝરા જો સુકાઈ જાય તો ખેડૂતો હળ જોડતા બંધ પડે.

૫-વૃષ્ટિ વિનાશ કરે છે, પણ એ રીતે નાશ પામેલાંને પાછાં ટટાર કરનાર પણ વૃષ્ટિજ છે.

૬-અંતરિક્ષમાંથી જલસિંચન થતું બંધ પડે, તો ઘાસનાં તણખલાં સરખાં ઊગતાં અટકી જાય.

૭-જો અંતરિક્ષ તેના પાણીનું શોષણ કરવાનું તથા ફરી પાછું તેને અર્પણ કરવાનું કાર્ય ત્યજી દે તો તો આ વિશાળ મહાસાગરો પણ ગંદકીથી ગંધાઇ ઊઠે.

૮-અંતરિક્ષના ઝરા જો સુકાઈ જાય, તો દેવતાઓને પ્રસન્ન કરવાને થતા યજ્ઞયાગો અને જમણવારો પણ થઇ શકે નહિ.

૯-અંતરિક્ષના જળભંડાર જો ભિડાઇ જાય, તો પછી આ પૃથ્વી પર કોઈ પણ ઠેકાણે દાન કે તપ જેવું અસ્તિત્વમાં રહે નહિ.

૧૦-સંસારમાં કોઇ પણ વ્યવહાર પાણી સિવાય ચાલી શકતો નથી. સદાચારી મનુષ્યનો સદાચાર પણ આખરે તો વૃષ્ટિ ઉપરજ આધાર રાખે છે.



# અધ્યાય ૨ જો—સાચા ત્યાગીજનોનો મહિમા

૧—જેઓ ઇંદ્રિયસુખો તજી દઇને તપસ્વી જીવન જીવે છે. તેમનો મહિમા ધર્મશાસ્ત્ર, બીજાં બધાં સત્કાર્ય કરતાં અધિક વર્ણવે છે.

૨—ત્યાગી—તપસ્વી લોકોનો મહિમા અમાપ છે. મૂએલાંની સંખ્યા કાઢવી જેટલી કઠિન છે તેટલુંજ કઠિન કામ એ મહિમા-નું માપ કાઢવાનું છે.

૩—જુઓ, જે લોકોએ પરલોકની સાથે આ લોકની તુલના કર્યા બાદ આ સંસારનો પરિત્યાગ કરી લીધો છે, તેમનાજ મહિમાથી આ પૃથ્વી ઝગમગી રહી છે.

૪—જે પુરુષ પોતાની સુદૃઢ ઇચ્છાશક્તિના પ્રભાવે પોતાની પાંચે ઇંદ્રિયોને, મહાવત અંકુશ વડે હાથીને વશ રાખે છે તેમ વશ રાખે છે, તે પુરુષ સ્વર્ગીય દેવોને પણ પૂજવા યોગ્ય છે.

૫—જિતેન્દ્રિયની શક્તિ જાણવી હોય તો દેવરાજ ઇંદ્ર અને અહલ્યાપતિ ગૌતમમુનિનો પ્રસંગ વિચારો.

૬—મહાન પુરુષ તેજ કે જે અસંભવિત કાર્ય સિદ્ધ કરે અને દુર્બળ મનુષ્ય તે કે જેનાથી એ કાર્ય સિદ્ધ ન કરાય.

૭—જુઓ, જે મનુષ્ય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ—એ પાંચે વિષયોની યથોચિત અસારતા સમજતો થયો હશે, તે સારા સંસાર પર પોતાનો અમલ ચલાવશે.

૮—સંસારભરનાં ધર્મશાસ્ત્રો ડિમડિમના નાદ સાથે સત્ય-વક્તા મહાત્માઓનો મહિમા જાહેર કરે છે.

૯-ત્યાગના ખડક ઉપર સ્થિર રહેલા મહાત્મા પુરુષનો ક્રોધ એક ક્ષણભાર પણ સહન કરવો અશક્ય છે.

૧૦-બ્રાહ્મણોને* પણ ત્યાગી પુરુષ તરીકે લેખવા જોઇએ; કારણકે તેઓ બધાં ઉપર દયાભાવ રાખે છે.

# अध्याय ४ थो-धर्मनो महिमा

૧-ધર્મના યોગે મનુષ્યને મોક્ષની તેમજ અર્થની પણ પ્રાપ્તિ થાય છે, તો પછી ધર્મ કરતાં વિશેષ લાભદાયી વસ્તુ સંસારમાં બીજી તે કયી હોય ?

૨-ધર્મના કરતાં ચઢિયાતું કોઈ સુકૃત નથી અને તેને વીસરી જવા જેવું અન્ય કોઈ દુષ્કૃત નથી.

૩-સુકૃત કિંવા સત્કાર્યો કરવામાં સતત મંડયા રહો, અને તે કાર્ય પોતાનાં સર્વ બળ અને સાધન સાથે પૂરઉત્સાહથી કર્યે જાઓ.

૪-પોતાના મનને નિરંતર પવિત્ર રાખો. ધર્મનો સમસ્ત સાર આ એક ઉપદેશમાંજ બસ સમાઇ જાય છે; બીજી બધી વાતો શબ્દોના કેવળ આડંબર સિવાય કશુંજ નથી.

૫-ઇર્ષ્યા, લોભ, ક્રોધ અને અપ્રિય કિંવા કટુ વચનો-એટલાથી સદા અલગ રહો; ધર્મપ્રાપ્તિનો એજ માર્ગ છે.

૬-એવો વિચાર કદી ન કરશો કે, હું ધીરે ધીરે ધર્મ-માર્ગનું અવલંબન કરીશ; કિંતુ એક ક્ષણના પણ વિલંબ વગર

* સાધુ પ્રકૃતિવાળા અને સૌના ઉપર દયાભાવ રાખનારા બ્રહ્મવેત્તાઓનેજ બ્રાહ્મણ સમજવા જોઇએ.

અત્યારથીજ સુકૃત કરવા માંડો; કારણકે ધર્મજ એક એવી વસ્તુ છે કે જે મૃત્યુ સમયે તમારો સંગાથી થશે અને અમર મિત્ર બનશે.

૭-ધર્મિષ્ઠ થવાથી મનુષ્યને શો લાભ છે, એવું પૂછવાની તસ્દીજ લેશો નહિ; એને માટે બસ એકજ વાર પાલખી ઊંચકનારા ભોઈ લોકો તરફ નજર કરો અને પછી પાલખીમાં બિરાજનાર વ્યક્તિને પણ ભાળો.

૮-જો તમે પોતાનું આખું જીવન સુકૃત કરતાં રહો, તો ભાવિ જન્મમરણના ફેરાજ તમારે માટે બંધ થઈ જાય.

૯-ધર્મિષ્ઠ જીવનમાંથી ઊપજતાં સુખોજ વાસ્તવિક સુખો છે. બાકીનાં સુખો આખરે અપકીર્તિ અને પીડામાં પરિણમે છે.

૧૦-ધર્મસંગત કાર્યજ માત્ર કરવા યોગ્ય છે; ધર્મીજનોના ઠપકાને પાત્ર બનાવનાર બીજાં બધાંજ કાર્યો ધર્મવિરુદ્ધ હોઈ તેમનો ત્યાગ કરવો ઘટે.

# अध्याय ५ मो-कौटुंबिक जीवन

૧-ગૃહસ્થાશ્રમ અન્ય ત્રણે આશ્રમોનો આધાર છે.

૨-ગૃહસ્થાશ્રમી અનાથોનો નાથ, ગરીબોનો બેલી અને ત્યાગીઓ તથા પિતૃઓનો મિત્ર છે.

૩-(૧) મૃત સંબંધીઓનું શ્રાદ્ધ સારવું, (૨) દેવતાઓને યજ્ઞયાગોથી સંતોષવા, (૩) અતિથિસેવાને અનુસરવું, (૪) ઘરનાં-ની સંભાળ ઉપરાંત સગાં-સંબંધીઓને સહાય કરવી અને (૫) આત્મોન્નતિ સાધવી—એ પાંચ ગૃહસ્થનાં જરૂરી કર્તવ્ય છે.

૪—જે મનુષ્ય કુકર્મ કરતાં ડરે છે અને પોતે જમવા કે વાપરવા પહેલાં તેમાંથી અન્યને આપે છે, તેનો વંશ કદાપિ નષ્ટ થતો નથી.

૫—જેના ઘરમાં સ્નેહ અને પ્રેમનો સદા વાસો છે અને જેના ઘરમાં ધર્મ પ્રવર્તે છે, તેજ યથાર્થ ઘર છે, અને તેનો સકળ ઉદ્દેશ સિદ્ધ થાય છે.

૬—ગૃહસ્થાશ્રમના ધર્મોનું મનુષ્ય જો યથાયોગ્ય પાલન કરે, તો તેને અન્ય ધર્મકર્મો કરવાની જરૂરજ ક્યાં રહે છે ?

૭—જેઓ ધર્માનુસાર સકળ કાર્યો કરતા થકા કૌટુમ્બિક જીવન વિતાવે છે, તેઓ મુમુક્ષુઓમાં શ્રેષ્ઠ છે.

૮—જે ગૃહસ્થાશ્રમી અન્ય આશ્રમીઓનાં કર્તવ્યપાલનમાં સહાય કરતો થકો પોતે પણ ધાર્મિક જીવન જીવે છે, તે તપસ્વી રહી ઉપાસના કરનારા ત્યાગી કરતાં પણ મહાન છે.

૯—સદાચાર અને ધર્મનો સંબંધ મુખ્યત્વે કરીને ગૃહસ્થાશ્રમ સાથે છે અને સત્કીર્તિ એ એનું ભૂષણ છે.

૧૦—જે ગૃહસ્થ પોતાનું જીવન યથાયોગ્ય આચરણ આચરતો જીવશે, તે મનુષ્યોમાં દેવતા લેખાશે.



# अध्याय ६ ठो–सहधर्मिणी

૧–સહધર્મિ'ણી તેજ છે કે જેનામાં સુપત્નીત્વના સકળ ગુણો વિદ્યમાન હોય અને જે પતિના ગજા ઉપરાંત ખર્ચ ન રાખે.×

૨–સ્ત્રી જો સુપત્નીના ગુણોથી રહિત હોય તો અન્ય સકળ સારાં વાનાં હોવા છતાં ગૃહસ્થજીવન અકારૂં લાગે છે.

૩–જેને સુયોગ્ય પત્નીની પ્રાપ્તિ થયેલી હોય, તેને પછી કઈ વસ્તુનો અભાવ રહે? અને જેની પત્નીમાંજ યોગ્યતા નહિ તેની પાસે ધનૈશ્વર્ય હોવા છતાં પણ સુખની હાજરી કયાં?

૪–સતીત્વના પ્રભાવથી સુરક્ષિત સ્ત્રીના કરતાં અધિક ભવ્ય અને મહિમાવાન વસ્તુ દુનિયામાં બીજી કયી છે?

૫–જે સ્ત્રી અન્ય કોઇ દેવતાઓની પૂજા–અર્ચા નહિ કરતાં પથારીમાંથી ઊઠતાંજ નિજ પતિદેવની પૂજા–અર્ચા કરે છે, તેની મરજીને આધીન પાણીથી ભરેલું વાદળું પણ રહે છે.

૬–સર્વોત્તમ સહધર્મિ'ણી એજ કે જે પોતાના ધર્મ અને માન–આબરૂની રક્ષા કરતી થકી પતિદેવની સેવા–ચાકરી કરે.

૭–કડક રીતે પડદાનું પાલન કરવાથી શો લાભ છે? સ્ત્રી-ધર્મનો સર્વોત્તમ ને સાચો રક્ષક તો તેનો ઇંદ્રિયનિગ્રહ છે.

૮–જે સ્ત્રીએ સુયોગ્ય પુત્રને જન્મ આપ્યો હોય છે, તે સ્ત્રીનું સ્થાન દેવલોકમાં પણ બહુ ઊંચું હોય છે.

૯–જેના ઘરની ખ્યાતિ સારી નથી તે શત્રુઓની સામે ગર્વ-

× सा भार्या या गृहे दक्षा सा भार्या या प्रजावती।
सा भार्या या पतिप्राणा सा भार्या या पतिव्रता॥

થી ઊંચી ગરદન રાખીને સિંહસમી ચાલે ચાલી નથી શકતો.

૧૮—સુયશવાળા પવિત્ર ગૃહની પ્રાપ્તિ એ સર્વોત્તમ બક્ષિસ છે અને સુયોગ્ય સંતતિ એ તેના મહત્ત્વની પરાકાષ્ઠા છે.

# અધ્યાય ૭ મો—સંતતિ

૧—બુદ્ધિમાન સંતતિના જેવી મહાન ઈશ્વરી બક્ષિસ અન્ય કોઇ હોય તો તેની અમને ખબર નથી.

૨—ધન્ય છે તે મનુષ્યને, કે જેનાં સંતાન નિષ્કલંક આચરણ વાળાં હોઇ સાત જન્મો સુધી પાપ—દુઃખ પામે નહિ.

૩—સંતતિ એજ મનુષ્યની સાચી સંપત્તિ છે; કારણકે તે પોતાને પ્રાપ્ત થતાં બધાં પુણ્યો તેનેજ અર્પણ કરે છે.

૪—નાનાં નાનાં બચ્ચાંઓએ તેમના કોમળ હાથવડે ડહોળીને ચૂંથી નાખેલી રાબ કિંવા ઘેંશ, અમૃતથી પણ વધારે સ્વાદિષ્ટ છે.

૫—બચ્ચાંને ભેટવું ને ચૂમવાં એ શારીરિક સુખ છે અને તેમની કાલીઘેલી વાણી સાંભળવી એ કાનનું સુખ છે.

૬—'બંસરીનો નાદ મધુરો છે અને સિતારનો સ્વર કર્ણપ્રિય છે' એવું તો એ લોકોજ માત્ર કહે છે, કે જેમને પોતાનાં બાળકની મીઠી તોતડી વાણી સાંભળવાનું ભાગ્ય મળ્યું નથી હોતું.

૭—પુત્ર પ્રત્યે પિતાનું કર્તવ્ય એજ કે, તે એને સમાજમાં પ્રથમ પંક્તિને યોગ્ય બનાવે.

૮—બુદ્ધિની બાબતમાં બાળકને પોતાના કરતાં ટપી જતાં જોઇને હરકોઇને આનંદજ થાય છે.

૯-માતાની કૂખે જ્યારે પુત્રસંતતિનો જન્મ થાય છે ત્યારે તેના આનંદનો પાર નથી રહેતો; પણ એના કરતાં પણ પારાવાર આનંદ તો તે માતાને ત્યારે થાય છે, કે જ્યારે લોકોને મોઢે તે પુત્રની સુકીર્તિ તેના સાંભળવામાં આવે છે.

૧૦-પિતાપ્રત્યે પુત્રનું કર્તવ્ય શું છે? એજ કે, એને જોઇને સારો સંસાર પિતાને પૂછવા લાગે કે, 'કયા પુણ્યપ્રભાવથી-કયી તપસ્યાના ફળરૂપે-તમને આવા સુપુત્રની પ્રાપ્તિ થઇ છે?'

## अध्याय ८ मो-प्रेम

૧-એવી ભોગળ કયાં છે, કે જે પ્રેમના દરવાજાને ભીડી રાખી શકે? પ્રેમીઓની આંખોના સુકોમળ અને સ્વાભાવિક અશ્રુ-બિંદુ-ઓ એ ભોગળની ખાસ હાજરી દર્શાવે છે.

૨-જેઓ પ્રેમ નથી કરી જાણતા, તેઓ માત્ર પોતાને માટેજ જીવે છે અને જેઓ પ્રેમ કરી જાણે છે તેઓ પોતાનાં હાડકાં પણ બીજાઓ માટે આપી દેશે.

૩-કહેવાય છે કે, પ્રેમની મજા ફરી ચાખવા માટેજ આત્મા ફરીવારકો હાડપિંજરમાં પુરાવાને સંમત થયો છે.

૪-પ્રેમના પ્રભાવથી હૃદય સર્વ પ્રત્યે કોમળ અને સ્નેહી બને છે અને એ સ્નેહમાંથીજ મિત્રતારૂપી બહુમૂલ્ય રત્ન પ્રાપ્ત થાય છે.

૫-લોકો કહે છે કે, ભાગ્યશાળીનું સૌભાગ્ય એ તેમના ગત-જન્મના પ્રેમથી ઊભરાતા સ્વભાવના બદલામાં દેવતાઓએ આપેલા પારિતોષિક સિવાય અન્ય કંઇજ નથી.

૬–પ્રેમનો વ્યવહાર માત્ર સદાચારી સજ્જનો પ્રત્યેજ ચાલે, એવું કહેનારા લોકો મૂર્ખ છે; કારણકે દુર્જનની સામે ઊભા રહેવા માટે પણ પ્રેમજ એકમાત્ર મનુષ્યનો સંગાથી છે.

૭–જુઓ, હાડકાં વિનાના કીટકને સૂર્યનાં કિરણો બાળીને ભસ્મ કરી દે છે, તેમ સદાચાર અને સ્નેહભર્યાં કામો દુષ્ટની દુષ્ટતાને પણ બાળી દે છે.

૮–જે માણસનું હૃદય પ્રેમને નથી સમજતું, તેની ઉન્નતિ ત્યારેજ થશે કે જ્યારે મરુભૂમિનાં ઠૂંઠાઓને કૂંપળો ફૂટશે.

૯–જો હૃદયમાં પ્રેમ ન હોય, તો બહારનું સૌંદર્ય શા કામનું?

૧૦–પ્રેમજ જીવનનો પ્રાણ છે. જે મનુષ્યમાં પ્રેમનો અભાવ હોય તે ચામડીથી વીંટાયલો હાડકાંનો થેલો માત્ર છે.

# अध्याय ९ मो–अतिथिसत्कार

૧–બુદ્ધિમાન લોકો પરિશ્રમ ઉઠાવતા થકા ગૃહસ્થાશ્રમી શાથી બને છે? તો કે, અતિથિને ભોજન અને યાત્રિકોને સહાય આપવા માટે.

૨–ઘરમાં કોઈ મહેમાન હોય ત્યારે અમૃત કાં નથી હોતું, પણ તેનો ઉપભોગ એકલાએ નહિ કરતાં મહેમાનને પણ તે આપવું જોઇએ.

૩–ઘેર આવતા અતિથિનો આદરસત્કાર કરવાને જે ગૃહસ્થાશ્રમી ચૂકતો નથી, તેના ઉપર કોઇ જાતની આપત્તિ આવતી નથી.

૪–જે મનુષ્ય અતિથિનું પ્રસન્ન મુખે સ્વાગત કરે છે, તેના ઘરમાં લક્ષ્મીને રહેતાં આનંદ થાય છે.

૫–જુઓ, જે જન પ્રથમ પોતાના અતિથિ અથવા મહેમાનને જમાડીને ત્યાર બાદ જે કંઈ રહ્યું હોય તે પોતે ખાય છે, તેના ખેતરમાં વાવવાની પણ જરૂરિયાત રહે ખરી કે ?

૬–જુઓ, જે મનુષ્ય વિદાય થનારા અતિથિનો યોગ્ય સેવા-સત્કાર કરી ચૂકયો છે અને આવનાર અતિથિની રાહ જોતો રહે છે, તે મનુષ્ય દેવતાઓનો પણ પ્રિય અતિથિ બને છે.

૭–અતિથિસેવાનું માહાત્મ્ય એટલું બધું છે કે તેનું વર્ણન કોઈ રીતે કરી શકાય તેમ નથી. અતિથિ–યજ્ઞનું માપ તો આતિથ્યની યોગ્યતા ઉપરજ છે.

૮–જુઓ, જે મનુષ્ય અતિથિ–યજ્ઞ નથી કરતો, તેને એક દિવસ અવશ્ય કહેવું પડશે કે, “ભારે પરિશ્રમ ઉઠાવીને મેં આટલી બધી દોલત એકઠી કરી, પણ હાય ! એ બધીજ નકામી ગઈ છે; કેમકે મને શાંતિ આપે એવું કશુંજ એ વડે થયું નથી.”

૯–ધન અને વૈભવની છોળો ઊડતી હોવા છતાં, જે માણુસ યાત્રિકનો આદર–સત્કાર નથી કરતો, તે માણુસ વસ્તુતઃ દરિદ્રીજ છે. મૂર્ખ હોય તેજ એવું કરે.

૧૦–ફૂલ તોડવાથી તે કરમાઈ જાય છે, પણ અતિથિનાં દિલ-ભંગ માટે તો એક માત્ર દૃષ્ટિજ બસ છે.



# अध्याय १० मो–मृदु भाषण

૧–સત્પુરુષોની વાણી સ્વભાવથીજ સ્નેહ, દયા, કોમળતા અને સરળતાથી નીતરતી હોય છે.

૨–મધુર વાણી અને પ્રેમભરી અમીદૃષ્ટિ ઉદાર હાથે આપેલા દાન કરતાં પણ વધારે ગુણકારી થાય છે.

૩–હૃદયમાંથી નીતરતી મધુર વાણી અને સ્નેહભરી દૃષ્ટિમાંજ ધર્મનું નિવાસસ્થાન છે.

૪–જે મનુષ્ય સદા સર્વ કોઇ સાથે મૃદુ સંભાષણ કરતો રહેશે, તેની આગળ દુઃખ–શોકને વધારનારી દરિદ્રતા ફરકશે પણ નહિ.

૫–નમ્રતા અને સ્નેહભરી વાણી–એ બે સુંદર અલંકાર છે.

૬–તમારા વિચાર જો શુદ્ધ અને પવિત્ર હશે અને તમારી વાણી જો નમ્ર અને સ્નેહાળ હશે, તો તમારી પાપવૃત્તિનો ક્ષય થઇ ધર્મશીલતા જરૂર વધશે.

૭–સેવાભાવને દર્શાવતી સ્નેહાળ વાણી મિત્રો બનાવે છે અને બીજા પણ અનેક ફાયદા કરે છે.

૮–સહૃદયતા અને સ્નેહથી ઊભરાતી ક્ષુદ્રતા વિહોણી વાણી આ લોકમાં તેમજ પરલોકમાં–ઉભય સ્થળે લાભદાયી નીવડે છે.

૯–સ્નેહભર્યા શબ્દોમાં જે મીઠાશ રહેલી છે તેનો અનુભવ એક વાર કર્યા બાદ પણ મનુષ્ય નિષ્ઠુર અને કર્કશ વાણીનો પ્રયોગ કરવો કેમ નહિ છોડતો હોય ભલા ?

૧૦–જ્યાં આગળ મીઠા અને મૃદુ શબ્દોથી ચાલી શકતું હોય ત્યાં આગળ પણ નિષ્ઠુર અને કડવા શબ્દોનો પ્રયોગ કરનારો માણસ, પાકાં ને મીઠાં ફળ છોડીને કાચાં ને કુસ્વાદુ ફળની પસંદગી કરે છે, એમજ માનો.

# अध्याय ११ मो–कृतज्ञता

૧–ઉપકાર કરવાના વિચારપૂર્વક દર્શાવાતી દયાનો બદલો સ્વર્ગલોક અને મૃત્યુલોક બન્ને ભેગા મળીને પણ નથી વાળી શકતા.

૨–અણીને વખતે કરેલી સહાય દેખાવમાં ભલેને ઓછી હોય, પરંતુ વાસ્તવિક રીતે તો તે ભલભલા દાનથી પણ વધારે વજનદાર છે.

૩–બદલાના ખ્યાલ વગર જે ભલાઇ કરવામાં આવે છે તેની તુલનામાં વિશાળ મહાસાગર પણ તુચ્છ છે.

૪–સમજીને થયેલો ઉપકાર રાઇના દાણા જેવો નાનો હોય તોપણ સમજુ આદમી તો તેને પહાડ જેવો વિશાળ લેખે છે.

૫–કૃતજ્ઞતાનું માપ, ઉપકારના માપ ઉપર નથી પરંતુ ઉપકૃત વ્યક્તિની ખાનદાની ઉપરજ આધાર રાખે છે.

૬–મહાત્માઓની મિત્રતા અને સંતસમાગમની અવગણના કરશો ના અને મુસીબતને વખતે મદદગારોને ત્યજશો ના.

૭–સુયોગ્ય વ્યક્તિ પોતાને અણીને વખતે ઉગારનારનું નામ સાત જન્મો સુધી કૃતજ્ઞતાપૂર્વક સંભાર્યા કરશે.

૮–ઉપકારને ભૂલી જવો એ નીચતાનું લક્ષણ છે; પણ ઉપકારને બદલે કોઈ અપકાર કરે તો તેને તત્ક્ષણ વીસરી જવો, એ કુલીનતાની નિશાની છે.

૯–અપકાર કરનારને હાથે થયેલો એકાદ નાનોશો ઉપકાર પણ જો યાદ કરાય તો તેને હાથે થયેલો જીવલેણમાં જીવલેણ અપકાર પણ તરતજ ક્ષમાપાત્ર બને.

૧૦–બીજાં બધાં પાપોથી મનુષ્ય છૂટી શકે છે; પરંતુ અકૃતજ્ઞતાના પાપથી અભાગિયો પ્રાણી છૂટી શકતો નથી.

# अध्याय १२ मो–प्रामाणिकता अने न्यायनिष्ठा

૧–હૃદયની પ્રામાણિકતા અને ન્યાયનિષ્ઠાનો સાર માત્ર એજ છે કે, મનુષ્ય પક્ષપાત રહિત બનીને જેના તેના હક્ક જેને તેને આપી દે–પછી ચાહ્ય તો તે અજાણ્યો હોય કે ઓળખીતો હોય, મિત્ર હોય કે શત્રુ હોય.

૨–ન્યાયનિષ્ઠ મનુષ્યની સંપત્તિ કદી ઘટતી નથી, પણ પેઢી દર પેઢી દીર્ઘ કાળપર્યંત ચાલ્યાજ કરે છે.

૩–પ્રામાણિકતા યા ઇમાનદારીના ભોગે મળતા દ્રવ્યનો સ્પર્શ સરખો કરશો ના; પછી ભલેને એ દ્રવ્યથી લાભ સિવાય અન્ય કશાનો સંભવ ન હોય તોપણ શું થઈ ગયું ?

૪–ભલી અને બૂરી વ્યક્તિ યાને ન્યાયી અને અન્યાયી આદમી એની ઓલાદ ઉપરથી પણ ઓળખાઇ આવે છે.

૫–સુખદુઃખ તો બધાયના ભાગ્યમાં આવે છે; પ્રામાણિકતા-જ બુદ્ધિમાન માણસ માટે ગર્વનો વિષય છે.*

૬–તમારૂં મન જ્યારે ન્યાયનો રસ્તો છોડીને અન્યાયને પંથે પળે, ત્યારે સમજી લેવું કે તમારો સર્વનાશ પાસેજ છે.

૭–ન્યાયી અને સદાચારી વ્યક્તિની નિર્ધનતા તરફ કોઇ પણ અભાવ બતાવતું નથી.

---

* निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

(ભર્તૃહરિનીતિશતક–૮૪.)

૮–ત્રાજવાની દાંડી તરફ નજર કરો, તે પોતે સીધી હોય છે અને તેથીજ તે સીધી રીતે યાને પક્ષપાત રહિત તોળે છે. બુદ્ધિમાનોનું ખરૂં ગૌરવ આ બાજુ કે તે બાજુ પક્ષપાતપણે ન ઝૂકતાં ત્રાજવાની દાંડી માફક ન્યાયી રહેવામાં છે.

૯–જે મનુષ્ય પોતાના મનથી પણ ન્યાયથી ચલાયમાન નથી થતો, તેના પ્રામાણિક મુખમાંથી નીકળતી વાણી સદા સાચી અને નિર્ણયાત્મક હોય છે.

૧૦–સામાના સ્વાર્થને પોતાનાજ સ્વાર્થ બરાબર ગણનારા ધંધાદારીનો ધંધો અવશ્યમેવ ખીલશે.

# अध्याय १३ मो–आत्मसंयम

૧–આત્મસંયમ દ્વારા સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, ત્યારે અસંયત ઇંદ્રિયલાલસા, એ રૌરવ નરકનો ધોરી રસ્તો બને છે.

૨–આત્મસંયમનું રક્ષણ તમારા ધનભંડારની માફક કરો. એથી ચઢિયાતું ધન આ સંસારમાં બીજું કશું નથી.

૩–જે માણસ આ દુન્યવી વસ્તુઓની ખરી કિંમત આંકી જાણે છે અને પોતાની ઇચ્છાઓનું યોગ્ય રીતે દમન કરી સંયમી જીવન જીવે છે, તેને બુદ્ધિ અને બીજી બધી બક્ષિસો આપોઆપ આવી મળે છે.

૪–જેણે પોતાની ઈચ્છા માત્રને જીતી લીધી હોય છે અને જે સ્વકર્તવ્યમાંથી લેશ પણ ચલાયમાન થતો નથી, તેની આકૃતિ પ્રચંડ પહાડ કરતાં પણ વધારે પ્રતિભાશાળી હોય છે.

૫-નમ્રતા સર્વ કોઇને શોભાવે છે, પરંતુ તેના પૂરબહારમાં તો તે શ્રીમંત શાહુકારોમાંજ દીપી નીકળે છે.

૬-જે આદમી પોતાની પંચેન્દ્રિયોને કાચબાના અવયવોની માફક પોતાની અંદર ખેંચી લઈ શકે છે, તેણે જન્મજન્માંતર ચાલે એટલો ખજાનો સંઘરી રાખ્યો છે, એમ સમજવું.

૭-બીજા કશાને ભલે તમે ના રોકો, પણ તમારી જીભડી પર તો લગામ અવશ્ય રાખજો; કેમકે બેલગામ જીભ આડું અવળું ગમે તેમ બકશે અને પરિણામે તમને આફતમાં ઉતારશે.

૮-તમારો એકાદ શબ્દ પણ સામાને દુઃખદાયક નીવડે, તો તો તમારૂં બધુંજ પુણ્ય પરવારી ગયું સમજો.

૯-અગ્નિથી ઊઠેલો ડામ કાળે કરીને પણ રૂઝાય છે, પરંતુ જીભથી દેવાયલો ડામ ચિરકાળ તાજો ને તાજોજ રહે છે.

૧૦-બુદ્ધિ અને આત્મસંયમ જેણે કેળવ્યાં છે તથા ક્રોધને જે અવકાશ આપતો નથી, તેનાં પુનિત દર્શન કરવાને કાજે ધર્મરાજ સ્વયં તેને ત્યાં પધારે છે.

# अध्याय १४ मो-सदाचार

૧-સદાચારી મનુષ્ય સર્વત્ર પુજાય છે; માટે સદાચારને પ્રાણથી પણ અધિક કિંમતી સમજો.

૨-પોતાના આચરણની ખૂબ સંભાળ રાખો. કારણકે ફાવે તેટલી ખોળ કરતાં પણ તમને સદાચાર જેવો દિલોજાન મિત્ર બીજો નહિ મળી શકે.

૩–સદાચારી જીવન મનુષ્યના પ્રતિષ્ઠિત કુળને પ્રકટ કરે છે; ત્યારે દુરાચરણ મનુષ્યને અકુલીનોની પંક્તિમાં મુકાવે છે.

૪–વેદોના પાઠ એક વાર વીસરી જવાય તો તેને ફરીથી શીખી શકાય છે; પરંતુ સદાચાર ચૂકી જતાં પોતાનું સ્થાન ચિરકાળને માટે જાય છે.

૫–સુખ–સમૃદ્ધિ ઈર્ષાળુ જનો માટે નથી હોતી; તેજ પ્રમાણે ગૌરવ અને માન દુરાચારીઓના નસીબમાં નથી હોતાં.

૬–સ્થિર ચિત્તવાળા શખ્સો સદાચારનો માર્ગ છોડતા નથી; કેમકે એથી કેવી ને કેટલી આપત્તિઓ ઊભી થાય છે તેનું તેમને જ્ઞાન હોય છે.

૭–સદાચારી મનુષ્યનું સદાય સન્માન થાય છે; પરંતુ જે લોકો એ સન્માર્ગમાંથી ચલાયમાન થાય છે, તેમના નસીબમાં તો જ્યાં ત્યાં અપમાન અને અપકીર્તિજ આગળ આવ્યા કરે છે.

૮–સદાચાર સુખસંપત્તિનું બીજારોપણ કરે છે, ત્યારે દુરાચાર અનંત આપત્તિઓને જન્મ આપે છે.

૯–કુલીન આદમીના મુખેથી ગંદા ને ગલીચ શબ્દો ભૂલેચૂકે પણ કદાપિ નીસરવા પામતા નથી.

૧૦–મૂર્ખાઓને તમે ફાવે તે બીજું શિખવાડી શકો, પરંતુ સદાચારને રસ્તે ચાલવાનું તો તેમને કદી શિખવાડી શકો નહિ.



# अध्याय १५ मो–परस्त्रीनी वासनानो त्याग

૧–જે લોકોની નજર ધર્મ અને શુભ સંપત્તિ પર ઠરેલી હોય છે, તેઓ પરસ્ત્રીની અભિલાષાની મૂર્ખતા કરતા નથી.

૨–સદાચારરૂપી ધર્મથી ભ્રષ્ટ થનારાઓમાં એના કરતાં અધિક મૂર્ખ કોઇ નથી, કે જે પારકે આંગણે અટવાયા કરે.

૩–જેઓ મિત્રના ઘર પર હુમલો કરે છે, તેઓ અવશ્ય મૃત્યુના જડબામાં ફસાય છે.

૪–કોઇ મનુષ્ય ફાવે તેવો મોટો હોય, પણ જો તે વ્યભિચાર માટે શરમનો કિંચિત્ પણ ખ્યાલ ન ધરતાં પરસ્ત્રીગામી બને તો તેની મોટાઇમાં ધૂળ પડી !

૫–સહજપ્રાપ્ય એવી પડોશીની સ્ત્રીને લાગુ થનારનું નામ પણ સદાને માટે કલંકિત બને છે.

૬–તિરસ્કાર, પાપ, ભય અને શરમ–એ ચારેમાંથી વ્યભિચારીનો છૂટકો થતો નથી.

૭–પરાઇ સ્ત્રીના રૂપલાવણ્યથી જેનું ચિત્ત ચંચળ બનતું નથી તેજ પુરુષ સાચો સદ્ગૃહસ્થ છે.

૮–શાબાશ છે એ નરની મરદાનગીને, કે જે પારકી સ્ત્રીને લોલુપતાભરી નજરે નથી નિહાળતો ! એવો નર કેવળ સદાચારી અને ધર્માત્માજ નથી પણ સંત છે.

૯–સંસારભરની સકળ શુભ વસ્તુઓના અધિકારી કોણ છે? તેઓજ કે જે પરાઇ સ્ત્રીને સ્પર્શ પણ નથી કરતા.

૧૦–બીજું ગમે તે થાઓ, પણ પરસ્ત્રીગમનના પાપથી તો સદાય અળગા રહો; એમાંજ તમારૂં અંતિમ હિત છે.

# अध्याय १६ मो-क्षमा

૧–ધરતીમાતા એને પોતાને ખણનારા અને ખોદનારને પણ આશ્રય આપે છે; તેમ તમે પણ તમને સતાવનારાની વાતોને સાંખી લ્યો; કેમકે ખરી મોટાઇ એમાંજ છે.

૨–બીજા લોકો તમને જે કંઇ હાનિ પહોંચાડે તેને તમે ક્ષમા તો સદા કરોજ; પરંતુ એ હાનિને સમૂળગી વીસરી જાઓ તો તો એના જેવું બીજું રૂડું શું ?

૩–અતિથિ–સત્કાર કરવાની ના પાડવી એના જેવી અધમ ગરીબાઇ અન્ય કોઇજ નથી; અને મૂર્ખ લોકોની બેહૂદી વાતોને સહી લેવી એના જેવી ઉત્તમ બહાદુરી બીજી નથી.

૪–તમે જો નિરંતર ગૌરવશાળી રહેવા ચાહતા હો, તો બીજાંઓના અપરાધોને ક્ષમા કરવાની ટેવ ખંતપૂર્વક કેળવો.

૫–જે લોકો અપકારનો બદલો લે છે, તેમની કિંમત શાણા લોકો ઝાઝી આંકતા નથી; પરંતુ જેઓ પોતાના હડહડતા દુશ્મનને પણ માફી બક્ષે છે, તેમને તેઓ કંચનવત્ કિંમતી ગણે છે.

૬–વેર વાળ્યાનો આનંદ માત્ર એકજ દિવસ ટકવાવાળો છે, ત્યારે ક્ષમાવાનની કીર્તિ ચિરકાળ પર્યંત ટકે છે.

૭–પોતાને થયેલું નુકસાન ફાવે તેવું હોય, છતાં પણ તેને ન લેખવવું અને વેર વાળવાનો વિચાર સરખો ન સેવવો તેમાંજ માનવીની ખરી મહત્તા છે.

૮–ઘમંડમાં ઘેરાઇને જે લોકોએ તમને હાનિ કરી હોય તેમને તમારી ભલમનસાઇ અને ઉદારતાથી જીતી લ્યો.

૯—સંસારત્યાગી કરતાં પણ ઉચ્ચ કોટિના સાધુ એ લોકો છે, કે જેઓ પોતાના નિંદકોની કટુ વાણીને પણ સહી લે છે.×

૧૦—અનશનવ્રતપૂર્વક તપસ્યા કરનારા લોકો બેશક મહાન છે; કિંતુ તેમનો દરજ્જો નિંદકોને ક્ષમા આપનારાથી ઊતરતો છે.

# अध्याय १७ मो—अनसूया किंवा ईर्षानो अभाव

૧—ઇર્ષ્યાના વિચારો તમારૂં મન જ્યારે સાવ છોડી દે, ત્યારે જાણવું કે તેનું વલણ ધર્માચરણ તરફ થયું છે.

૨—સર્વ પ્રકારની અનસૂયા કિંવા અદેખાઇથી રહિત પ્રકૃતિ થવી, એના જેવી ઉત્તમ અન્ય કોઇ ઇશ્વરી બક્ષિસ નથી.

૩—જે મનુષ્યને ધર્મ અને ઐશ્વર્યની પરવા ન હોય, તેજ પડોશીની સમૃદ્ધિ જોઇ આનંદ ન પામતાં ઇર્ષ્યાગ્નિમાં બળે.

૪—સમજુ લોકો ઈર્ષ્યાના માર્યા કોઇનું નુકસાન નથી કરતા, કેમકે એ અવગુણમાં રહેલી આપત્તિઓનું તેમને ભાન હોય છે.

૫—ઇર્ષ્યાખોરને માટે ઇર્ષ્યાજ પૂરતી સજા છે; કારણકે એના દાના દુશ્મનો જો કે એને જતો કરે છે તોપણ એની પોતાની ઇર્ષ્યાની આગમાંજ એનો સર્વનાશ થઇ જાય છે.

---

× કબીરજી તો એટલે સુધી કથી ગયા છે કેઃ—

**निन्दक नियरे राखिये, आंगन कुटी छवाय ।**
**बिनपानी साबन बिना, निर्मल करे सभाय ॥**

અર્થાત્ નિંદકને તો પોતાના આંગણામાં ઝૂંપડી બાંધી આપીને નિકટ ને નિકટ રાખવો જોઇએ કે તે વગર પાણીએ અને વગર ઝાડુએ સભાને સ્વચ્છ રાખ્યા કરે.

૬-જે બીજાને દેવાતાં દાન દેખી શકતો નથી, તે જનનો પરિવાર આંગણે આંગણે રખડી નષ્ટભ્રષ્ટ થઇ જશે.

૭-લક્ષ્મીદેવી ઇર્ષ્યાખોરની પાસે નહિ રહેતાં તેને તેમની મોટી બહેન (દરિદ્રતા)ને હવાલે કરી અગિયારા ગણી જાય છે.

૮-દુષ્ટ ઇર્ષ્યાખોરી ઘોર દરિદ્રતાને આણે છે અને તેના માલિકને નરકને દરવાજે ઘસડી જાય છે.

૯-અદેખા આદમીની સમૃદ્ધિ અને ઉદારચેતાની કંજૂસાઇ, એ બન્ને એકસરખાં આશ્ચર્યજનક છે.

૧૦-ઇર્ષ્યા અને અસૂયાથી કોઇની કદાપિ ઉન્નતિ થઇ નથી, તેમજ ઉદારચેતા નરની કદાપિ તેથી પડતી થઇ નથી.

# अध्याय १८ मो-निर्लोभता

૧-જે શખ્સ સન્માર્ગથી ચલિત થઇને અન્યની મિલકત પડાવી લેવાની ઇચ્છા કરશે તેની દુષ્ટતા વધતી જશે અને તેના વંશની પડતી થશે.

૨-જે લોકો દુષ્ટતા માત્રથી દૂર રહે છે, તેઓની વૃત્તિ લોભી બનતી નથી અને તેઓ કોઇ પણ દુષ્કર્મોમાં પ્રવૃત્ત થતા નથી.

૩-જે મનુષ્યોને અનન્ય સુખાનંદની આકાંક્ષા હોય છે તેઓ નજીવા સુખાનંદનો લોભ અને અન્યાયનો આશ્રય કરતા નથી.

૪-પોતાની ઇંદ્રિયોને જેમણે વશ બનાવી હોય છે તેઓ અને જેમની વિચારદૃષ્ટિ વિશાળ હોય છે તેઓ, પારકી વસ્તુ જોઇ લોભાતા નથી કે, ' અહો ! અમને એની જરૂર છે.'

૫–એ બુદ્ધિમાન અને વિચક્ષણ મન શા કામનું કે જે લાલચમાં લપટાઇને અજુગતાં કામો કરવાને તૈયાર થાય?

૬–સુજશના ભૂખ્યા અને સન્માર્ગે ચાલનારા પણ જો લક્ષ્મીની લાલચમાં પડીને કંઈ કાવતરૂં રચશે કે પ્રપંચ કરશે, તો તેઓની પણ છેવટે તો બરબાદી થઇ જશે.

૭–લાલચને લીધે એકઠા કરેલા ધનમાલની કામના કરો નહિ; કારણકે તેનું ફળ ભોગવતી વખતે બહુ કડુ નીવડે છે.

૮–તમારી સંપત્તિમાં ઊણપ ન આવે એવી જો તમારી ઇચ્છા હોય, તો તમારા પાડોશીની મિલકત મેળવવાની દાનત ન રાખો.

૯–જે સમજદાર મનુષ્ય પારકી ચીજને પડાવી લેવાની લાલચ નથી રાખતો, તેની યોગ્યતા લક્ષ્મીદેવીની નજરે તત્કાળ ચઢે છે અને તે તેને શોધતી તેને ઘેર પધારે છે.

૧૦–સ્વાર્થની પાર નહિ જોઇ શકનારી લોભવૃત્તિ નાશનું કારણ થાય છે અને કશાની અપેક્ષા નહિ રાખનારી સાચી યોગ્યતા સર્વત્ર વિજયી નીવડે છે.

# अध्याय १९ मो–निंदा के चुगली करवी नहि

૧–જે માણસ રાતદહાડો બૂરાઇનાંજ કામોમાં મચ્યો રહે છે અને સદાચરણનું નામ સુધ્ધાં કદી લેતો નથી, તે માણસના સાંભળતાં પણ જો કોઇ કહે કે, “જુઓ, આ માણસ કદી કોઇની ચુગલી કરતો નથી” તો તેનું પણ મન તે સાંભળી રાજી થાય છે.

૨–સદાચારથી વિમુખ રહી દુરાચારમાં પ્રવૃત્ત થવું એ બેશક ખોટું છે, પરંતુ સામે મોંયે હસવું અને પીઠ પાછળ ખોદણી

કરવી, એ એના કરતાં પણ વધારે ખોટું છે.

૩-જૂઠ અને ચુગલીને આધારે જીવતા રહેવું તેના કરતાં તત્કાળ મૃત્યુમુખમાં પેસવું બહેતર છે; કારણકે એવી રીતે મોતને વધાવી લેવાથી સદાચરણનાં ફળ તત્કાળ ફળે છે.

૪-કોઇ માણસે તમને મોઢામોઢ ગાળો દીધી હોય કે અપમાન કર્યું હોય, તોપણ પીઠ પાછળ તેની બદગોઈ કરો ના.

૫-મોઢેથી કોઇ સદાચાર ને નેકીની વાતો ભલે કરે, પણ તેની ચુગલીખોર જીભ તેના અંતરની નીચતા પ્રકટ કરી દે છે.

૬-તમે જો સામાની નિંદા કરશો, તો તે પણ તમારાં છિદ્રો શોધી કાઢીને પ્રકાશમાં આણશે.

૭-જેમને પરનિંદામાં રસ પડે છે તેમને મિત્રો બનાવવાની મધુરી કળાનું જ્ઞાન નથી હોતું અને તેઓ ફૂટનાં બીજ વાવી પોતાના જૂના મિત્રોને પણ કંટાળો આપી દૂર કાઢે છે.

૮-જેમને પોતાના મિત્રોના દોષોની પણ જાહેર ચર્ચામાં આનંદ આવે છે તેઓ બીજાઓનાં છિદ્રો શી રીતે જતાં કરશે ?

૯-નિંદાખોરોને પોતાની છાતી પર ધારણ કરવામાં પૃથ્વી માતા નિજ કર્તવ્યનિષ્ઠાને મદદમાં બોલાવતી હશે કે શું ?

૧૦-મનુષ્ય જો પોતાના દોષોને દુશ્મનોના દોષોની માફક શોધી શકે, તો અધર્મ અને દુષ્ટતા તેને સ્પર્શી શકે કે ?



# અધ્યાય ૨૦ મો–મિથ્યા વાણી વદવી નહિ

૧–જે માણસ મિથ્યા વાણી વદીને બીજાઓને ગુસ્સે કરશે તે માણસ સર્વ કોઇના તિરસ્કારને પાત્ર બનશે.

૨–પોતાના મિત્રોનું અહિત કરવું તેના કરતાં પણ વધારે ખરાબ કામ અનેક જણની આગળ મિથ્યા ભાષણ કરવું તે છે.

૩–મિથ્યા શબ્દોનો વધારો કરનાર શખ્સ પોતાની નાલાયકીની દાંડી પીટે છે.

૪–જે જન સભા વચ્ચે ઊભો રહીને મિથ્યા વચન ઉચ્ચારે છે, તેને પોતાને તેથી કશોજ ફાયદો થતો નથી; ઊલટું એની પડખેથી શુભ માત્ર પલાયન કરી જાય છે.

૫–મહાન પુરુષ પણ મિથ્યા વાણી વદતાં આબરૂ ગુમાવશે.

૬–ખાલી શબ્દોને ચાહનાર આદમી, 'આદમી' નામને યોગ્ય નથી; એને મનુષ્યોના એઠવાડા તરીકે ઓળખવો એજ ઠીક છે.

૭–સુજ્ઞ જનોને યોગ્ય લાગે તો કડવાં વેણ ભલે ઓચરે; પરંતુ તેમના સ્વહિત માટે પણ મિથ્યા વાણી વદતાં તો અટકેજ.

૮–જગતના મહાન કોયડા ઉકેલવામાં જેમનું ધ્યાન લાગેલું છે એવી બુદ્ધિમાન વ્યક્તિઓનું એકે વચન એવું નથી હોતું, કે જેમાં કંઇ ને કંઇ ગૂઢ અર્થ રહ્યો ન હોય.

૯–જેમની દૃષ્ટિ સાબૂત છે, તેઓ દૃષ્ટિદોષથી પણ મિથ્યા વચન ઉચ્ચરતા નથી.

૧૦–એવાંજ વચન માત્ર વદો, કે જે વદવાને યોગ્ય હોય. નકામાં અને દાંભિક વચનોને તો હોઠ બહાર પણ આવવા દો નહિ.

# अध्याय २१ मो–पापकर्मोथी दूर रहेवुं

१–दुष्ट लोको पाप नामे ओळखाती मूर्खाइथी बीता नथी, पण सज्जन मनुष्य तेनाथी हमेश दोढ गाउ दूर रहे छे.

२–दुष्टता दुष्टताने जन्म आपे छे; एटला माटे दुष्कर्म किंवा पापथी आग करतां पण अदका बीता रहेवुं.

३–दुश्मनने पण इजा करवाथी अलग रहेवुं तेने सर्वोत्तम डहापण कह्युं छे.

४–शरतचूकथी पण कोइना सर्वनाशनो विचार न करो; कारणके जे पारकानुं भूंडुं करवानो प्रपंच रचे छे, तेना विनाश-नी युक्ति न्यायदेवता विचारी काढे छे.

५–"हु कंगाल दरिद्री छुं" एम कहीने कोईए पण पाप करवुं न घटे; केमके एम करवाथी ते अगाउना करतां पण वधारे कंगालियत वहोरी ले छे.

६–जे मनुष्य आपत्तिओथी हेरान थवा न इच्छतो होय, तेणे पारकांने हानि पहोंचाडवाथी छेटा रहेवुं जोइए.

७–बीजा बधी जातना दुश्मनोथी बची शकाय छे, परंतु पापरूपी दुश्मनथी छटकवुं अशकय छे; कारणके पापनो कदी विनाश नहि थतां ते पापीनो पीछो पकडे छे ने नष्टभ्रष्ट करीनेज छोडे छे.

८–छाया जेम मनुष्यनो पीछो नहि छोडतां पाछळज भमे छे; तेम पाप कर्मो पण पापीनो पीछो पकडीने अंते सर्वनाश करी नाखे छे.

૯-પોતાની જાત પર જેને પ્રેમ હશે તે માણુસ પાપની ભણી જરા પણ નહિ ઝૂકે.

૧૦-એ માણુસને આપત્તિઓથી સદા સુરક્ષિત સમજો, કે જે અનુચિત કામ કરવાને માટે સન્માર્ગથી લેશ ચલિત થતો નથી.

# अध्याय २२ मो-परोपकार

૧-મહાન પુરુષ જે ઉપકાર કરે છે તેનો બદલો મેળવવાની આશા નથી રાખતા. સંસારને જળ પૂરૂં પાડનાર વાદળાંનો બદલો સંસાર કદી પણ કેવી રીતે ચૂકવી શકે ?

૨-મહાન પુરુષ નિજ પરિશ્રમથી જે ધન સંચય કરે છે, તે બધું પારકાંનાજ ઉપયોગ માટે હોય છે.

૩-હાર્દિક ઉપકાર કરતાં ચઢિયાતી કોઇ ચીજ આ ભૂલોકમાં કે સ્વર્ગલોકમાં મળી શકે તેમ નથી.

૪-તેજ મનુષ્ય કેવળ જીવે છે, કે જેને સારાસારનું જ્ઞાન છે. જેને યોગ્ય-અયોગ્યનું ભાન નથી, તે મુડદાથી પણ ખરાબ છે.

૫-જે માણુસ સમસ્ત સૃષ્ટિ પર પ્રેમ રાખે છે, તેની સંપત્તિ અને આબાદી છલાછલ ભરાયલા અખૂટ તળાવના જેવી છે.

૬-સહૃદય ઉદારાત્માનો વૈભવ ગામની વચ્ચે ઊગેલા અને ફળનાં લૂમથી લચી પડતા ફળ-ઝાડ જેવો છે.

૭-પરોપકારી સજ્જનનું ધન એક એવા વૃક્ષ જેવું છે, કે જેની ઔષધિ જ્યારે જોઈએ ત્યારે સર્વને સહેજે મળે છે.

૮-ધર્મ અને યોગ્યતાને પિછાણનારા લોકોને જુઓ, તેઓ

પોતાના આપત્કાળમાં પણ પારકા પર ઉપકાર કરવાનું ચૂકતા નથી.

૯–પરોપકારી સજ્જન પોતાને ત્યારેજ દરિદ્રી લેખે છે, કે જ્યારે તે મદદ માગવા આવનારની માગણી પૂરી કરી શકતો નથી.

૧૦–પરોપકારને પરિણામે પાયમાલી આવે, તો પોતાની જાતને પણ વેચીને પરોપકાર કરવાની તક વધાવી લેવી જોઇએ.*

# अध्याय २३ मो–दान

૧–ગરીબોને આપવું તેનુંજ નામ દાન છે. બીજા બધાજ આપવાના પ્રકાર તો ધીરધાર સમાન છે.

૨–દાન લીધાથી સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય, તોપણ દાન ગ્રહણ કરવું એ ખરાબ છે. અને દાન દેનારને માટે સ્વર્ગ પણ જતું હોય, તોપણ દાન દેવાનોજ ધર્મ સર્વોત્તમ છે.

૩–'મારી પાસે નથી' એવો અધમ ભાવ કદી દર્શાવ્યા વગર દાન કરનારજ ખરો કુળવાન છે.

૪–યાચકના મુખ ઉપર સંતોષસૂચક હાસ્યરેખા જોયા વગર દાનીનું દિલ પ્રસન્ન થતું નથી.

---

* સરખાવો :—

**परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।**
**परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम् ॥**

અર્થાત્ પરોપકારને માટે વૃક્ષો ફૂલે ફળે છે, પરોપકારને માટે નદીઓના પ્રવાહ વહે છે, પરોપકારને માટે ગાયો દૂઝે છે અને પરોપકારને માટેજ આ શરીર છે.

૫—ભૂખને જીતવી એ આત્મવિજયીના વિજયોમાં સર્વશ્રેષ્ઠ વિજય છે; પરંતુ એ વિજય કરતાં પણ ચઢિયાતો વિજય તો એ માણસનો છે કે જે (અન્યની) ભૂખને તૃપ્ત કરે છે.

૬—ગરીબોની આંતરડી ઠારવાને તેઓને સંકટ સમયે કામ લાગે માટેજ ધનિકોએ પોતાને માટે ધનસંચય કરવો જોઇએ.

૭—ભૂખની ભૂંડી બિમારી તેને લાગુ પડતી નથી, કે જે પોતાની ભાખરી બીજાંઓની સાથે વહેંચીને ખાય છે.

૮—જે નિષ્ઠુર લોકો ધનનો સંચય કરીને છેવટે તેની ખરાબી કરે છે, તેમણે દાનની લહેજત શું કદી ચાખીજ નથી?

૯—કંજૂસનું સંઘરી રાખેલું એકલવાયું ખાણું ભીખના રોટલાથી પણ વધારે અકારૂં છે.

૧૦—મોત જેવી અકારી વસ્તુ બીજી નથી; પરંતુ મોત પણ દાનીને એ વખતે મીઠું લાગે છે, કે જ્યારે દાનીની પાસે યાચકને સહાય આપવાનું કંઇ સાધન નથી હોતું.



# अध्याय २४ मो–कीर्ति

૧–ગરીબોને દાન આપીને કીર્તિ મેળવો, એના જેવો મોટો લાભ મનુષ્યને માટે અન્ય કશાયમાં નથી.

૨–પ્રશંસકોની જીભ પર દાતારની કીર્તિજ સદા વસે છે.

૩–આ સંસારમાં બીજી બધી વસ્તુ નષ્ટ થઇ જાય છે; પરંતુ અતુલ પરાક્રમી મહાપુરુષોની કીર્તિ સદા અમર રહે છે.

૪–જગદ્વ્યાપી સ્થાયી કીર્તિ મેળવનારને સ્વર્ગના દેવતાઓ, સાધુસંતો કરતાં પણ વધારે માને છે.

૫–કીર્તિમાં વધારો કરનાર એવી જે યશપ્રદ પાયમાલી અને મૃત્યુ તે મહાન આત્માઓ સિવાય અન્યને પ્રાપ્ત થવાં અશક્ય છે.

૬–આ સંસારમાં જન્મીને મનુષ્ય સુયશ મેળવે એજ ઉચિત છે. જેઓ તેમ નથી કરતા તેઓ જન્મ્યાજ ન હોત તો ઠીક હતું.

૭–જે લોકો પોતે સર્વાંશે દોષમુક્ત નથી છતાં તેઓ પોતાની જાત પર ચિડાતા નથી; તો પછી તેમના નિંદકો પર ચિડાવાનો તેમને શો અધિકાર છે વારૂ?

૮–કીર્તિ ન મેળવાય, તો તે હરકોઇને માટે શરમની વાત છે.

૯–કીર્તિ વિહોણા લોકોના ભારથી દબાયલા દેશ તરફ દૃષ્ટિ કરો. એ દેશ ભૂતકાળમાં સમૃદ્ધિથી ભલેને ભરપૂર હોય, પણ ધીરે ધીરે તે ઘોર દરિદ્રાવસ્થાને પ્રાપ્ત થશે.

૧૦–એ લોકોજ ખરૂં જીવે છે, કે જેઓ નિષ્કલંક જીવન જીવે છે; અને ખરૂં જોતાં એ લોકોજ મરે છે, કે જેઓ કીર્તિહીન જીવન જીવ્યાં હોય છે.

# अध्याय २५ मो–दया

૧–દયાથી ઊભરાતું દિલ એ મોટામાં મોટી દોલત છે; કારણ-કે જડ દોલત તો નીચ મનુષ્યો પાસે પણ હોય છે.

૨–સન્માર્ગે ચાલી દયા કરતાં શીખો અને અન્ય પંથોમાં પણ તમને એજ જણાશે કે, દયા એજ મુક્તિનું મુખ્ય સાધન છે.

૩–દયાળુઓને અંધકારમય નરકમાં જવું પડતું નથી.

૪–પાપ કર્મોનાં જે ફળ જોઇને જીવાત્મા થરથર કંપે છે તે ફળ સર્વ પ્રત્યે મમતા અને દયા રાખનારની પાછળ પડતાં નથી.

૫–કલેશનો સ્પર્શ સુધ્ધાં દયાળુ માણસને થતો નથી. ભરપૂર વાયુથી વીંટળાયલી પૃથ્વી એ વાતની સાક્ષી પૂરે છે.

૬–દયાધર્મને વીસરી જઇને પાપકર્મમાં પ્રવૃત્ત થનાર વ્યક્તિ તરફ દૃષ્ટિપાત કરો. એને વિષે સાધુજનો કહે છે કે, "દયાધર્મને ભૂલી જવા માટે ગત જન્માન્તરોમાં એને ભયંકર દુઃખો ખમવાં પડયાં છે, છતાં પણ આ જન્મમાં તે એ વાત ભૂલી ગયો છે."

૭–નિર્ધન મનુષ્યને માટે જેમ આ સંસાર નથી, તેજ પ્રમાણે દયાહીન માટે પરલોક પણ નથી.

૮–દ્રવ્યહીન દરિદ્રી કોઇક દહાડો પણ દ્રવ્યવાન થાય, એ બનવા જોગ છે; પરંતુ જેઓ દયાહીન છે તેઓ તો ખરેખાત દરિદ્રી હોઇ તેમનો દિવસ ફરતો નથી.

૯–નિર્દય માણસને હાથે સત્કર્મો થવાં એટલાં અશકય છે. કે જેટલાં અશકય વ્યગ્ર ચિત્તવાળાને સત્યનાં દર્શન છે.

૧૦–જ્યારે કોઇ નબળાં–પોચાંને પીડવાનું તમને મન થાય, ત્યારે યાદ કરો કે તમારા કરતાં અધિક બળવાનની આગળ તમે ભયથી કાંપતા હો, તે વખતે તમને પોતાને કેવી લાગણી થાય ?

# अध्याय २६ मो–निरामिष भोजन

૧–જે બીજાનું માંસ ખાતો હોય, તેના દિલમાં દયાની લાગણી ક્યાંથી હોય ?

૨–ઉડાઉના હાથમાં ધનનો સંચય કદાપિ રહી શકતો નથી; તેમ માંસભક્ષીના દિલમાં દયાનો સંચય રહી શકતો નથી.

૩–જાનવરોની હત્યા કરવી એ નિઃસંદેહ નિષ્ઠુરતા છે અને તેમના માંસનું ભક્ષણ કરવું એ ખરેખાત પાપ છે.

૪–માંસ ભક્ષણ નહિ કરવામાંજ જીવન છે. જો માંસાહાર કરશો તો નરકનું દ્વાર તમારા છુટકારા માટે કદાપિ નહિ ખૂલે.

૫–દુનિયા જો ભોજનને માટે માંસની ઇચ્છાજ ન કરે, તો તેને વેચનારૂં કોઇજ ન રહે +

૬–જીવંત પ્રાણીઓને ભોગવવી પડતી વ્યથા અને યંત્રણાનો સાચો ખ્યાલ એક વાર પણ જો મનુષ્યને આવે, તો પછી કોઇ દહાડો તે માંસ ભક્ષણને નહિ ઇચ્છે.

૭–જે લોકો માયા અને અજ્ઞાનના બંધનમાંથી મુક્ત થયા હોય છે, તેઓ પ્રાણરહિત માંસનું કદી ભક્ષણ કરતા નથી.



+ આ ભક્તિ એ લોકો માટે છે, કે જેઓ કહે છે કે, અમે જાતે કંઇ હિંસા કરતા નથી, અમને તો તૈયાર માંસ વેચાતું મળે છે.

# अध्याय २७ मो–तप

૧–શાંતિપૂર્વક દુઃખ સહન કરવું અને જીવહિંસા કરવી નહિ; તપનો સમગ્ર સાર બસ એમાંજ આવી જાય છે.

૨–તપ એવા લોકો માટેજ માત્ર શક્ય બને છે, કે જેમણે તેવી યોગ્યતા પ્રાપ્ત કરી હોય છે.

૩–જો તમે તમારા શત્રુઓનો નાશ અને તમારા પ્રેમીઓની ઉન્નતિ ઇચ્છતા હો તો જાણજો કે, તે શક્તિ તપમાંજ રહેલી છે.

૪–તપ સર્વ કામનાઓ પૂરી કરે છે, એટલા માટેજ લોકો આ ભૂલોકમાં તપ કરવાની કોશિશ કરે છે.

૫–તપશ્ચરણ કરનારા લોકોજ વાસ્તવમાં પોતાનું હિત સાધે છે. બીજાં મનુષ્યો તો માયાની ઝંઝટમાં સપડાઇ કામનાઓની પાછળ ભટકાં મારતાં પોતાનું હિત કેવળ બગાડયેજ જાય છે.

૬–સોનાને જેટલા કડક તાપમાં પિગાળવામાં આવે છે, તેટલોજ ચળકાટ સોનાના રંગમાં આવે છે. તેમ તપશ્ચરણમાં જેટલી કડક મુસીબતો તપસ્વીને સહેવી પડે છે, તેટલી વિશુદ્ધ અને નિર્મળ તેની પ્રકૃતિ બને છે.

૭–પોતાની જાત પર કાબૂ કરેલા પુરુષોત્તમને પેખો! બધાજ લોકો એને પૂજે છે.

૮–તપસ્યા દ્વારા શક્તિ અને સિદ્ધિ પ્રાપ્ત કરેલા મહાત્માઓ મૃત્યુને જીતવામાં પણ સફળતા મેળવી શકે છે.

૯–કામનાવાળાઓની સંખ્યા દુનિયામાં હોવાનું કારણ એ છે કે, તપ તપનારાં જૂજ છે અને નહિ તપનારાં અધિક છે.

# અધ્યાય ૨૮ મો–દંભ



૧–દંભીનો દંભ જોઈને તેનાં પંચતત્ત્વો પણ હસે છે.

૨–દિલમાં દુષ્ટતા ભરેલી હોય અને દિલને તે વાતની ખબર પણ હોય તો તો પછી રૂઆબદાર ચહેરોજ શા કામનો ?

૩–પોતાની જાત પર કાબૂ કર્યા સિવાય તપસ્વીના જેવો વેશ કરનાર, વાઘનું ચામડું ઓઢીને ચરતા ગધેડા જેવો છે.

૪–ભેખધારી દુરાચારી તરફ જુઓ ! એ દંભી ઝાડીમાં છુપાઇ પક્ષીઓને પકડનાર વાઘરી જેવો છે.

૫–ઢોંગી ધૂતારા દેખાવની ખાતર પવિત્રતાસૂચક સ્વાંગ સજે છે અને કહે છે કે, "મેં મારા મનોવિકારને વશ કર્યા છે." પરંતુ આખરે તો એવાઓને દુઃખ ભોગવતા રોવું પડશે કે, "મેં આ શું કર્યું ? હાય ! શું કર્યું ?"

૬–હૃદયથી જેણે કશાનો ત્યાગ કર્યો નથી અને ઉપર ઉપરથી ત્યાગીનો ડોળ કરીને લોકોને છેતરતો ફરે છે, તેના જેવો ખરાબ ધૂતારો બીજો કોઇજ નથી હોતો. ગમે તેવી ખરાબ ઠગાઇ કરતાં પણ તેના દિલમાં 'અરે' ઉત્પન્ન નહિ થાય.

૭–ચણોઠીની એક બાજુ દેખાવમાં તો બહુ સુંદર હોય છે, પણ બીજી બાજુ પર તેને કાળું ધાબું હોય છે. કેટલાક માણસો પણ એવા હોય છે. બહારથી તો તેઓ બહુ સુંદર અને પવિત્ર દીસે છે, પણ તેમનું અંતઃકરણ સાવ મેલું હોય છે.

૮–એવા પણ અનેક જણ હોય છે, કે જે અંતઃકરણના અપવિત્ર છતાં તીર્થક્ષેત્રોમાં દેહ ઝબોળતા શિકાર શોધતા ફરે છે.

૯-તીર સીધું છતાં લોહીનું તરસ્યું હોય છે, ત્યારે વીણા વાંકી છતાં ચોમેર મધુર સરોદને વિસ્તારનારી હોય છે; માટે મનુષ્યોને પારખો તે તેમના ડોળ ઉપરથી નહિ, પણ તેમનાં અંતર પરથીજ પારખજો.

૧૦-દુનિયા જેને ઘૃણાની દૃષ્ટિએ જુએ છે એવાં કર્મોથી જો તમે બચી શકો તો તમારે જટા કે મુંડન પૈકી એકેની જરૂર નથી.

# अध्याय २९ मो-निष्प्रपंचता

૧-જેને જગબત્રીસીએ ચઢવાની (તિરસ્કાર પાત્ર થવાની) ઇચ્છા ન હોય, તેણે છળપ્રપંચના વિચારમાત્રથી બચવું જોઈએ.

૨-'મારા પડોશીની અમુક ચીજ હું છળથી પડાવી લઇશ' એવું પોતાના મનમાં ને મનમાં ઇચ્છવું એ પણ પાપ છે.

૩-દગાફટકાથી એકઠી કરેલી દોલત ભલે વધતી લાગે, પણ તે ચિરકાળને માટે દુઃખદાયી છે.

૪-લૂંટની લાલસા તેનો વખત ભરાતાં તેના કર્તાને દુઃખના અગાધ દરિયામાં હડસેલી દે છે.

૫-પારકાની મિલકત પચાવી પાડવાની દાનતવાળા અને ક્યારે લાગ મળે કે પચાવી પડું એવું તકાસી બેસનારાના ભણી નજર કરો. એને બિચારાને ઇશ્વરે આપેલી મહેરબાનીની મુદતનો ખ્યાલ નથી, અને પ્રેમધર્મ તો તેના દિલથી બહુ દૂર છે.

૬-જે માણસને લૂંટની લાલસા હોય છે, તેનાથી વસ્તુઓની વાસ્તવ તુલના થઇ શકતી નથી; તેમ સદાચારી થવાનું પણ તેનાથી બની શકતું નથી.

૭-જે મનુષ્યોએ આ દુન્યવી વસ્તુઓની યોગ્યતા સમજીને પોતાના હૃદયને દૃઢ બનાવ્યું હોય છે, તેઓ પોતાના પડોશીઓને કદીજ દગો દેતા કે ઠગતા નથી.

૮-વસ્તુઓની વાસ્તવ કિંમત પિછાનનારના દિલમાં જેમ ન્યાયધર્મનો વાસો હોય છે, તેમ ચોરના હૃદયમાં છળપ્રપંચે આસન જમાવ્યું હોય છે.

૯-જે માણસનું ધ્યાન દગાફટકા ને છેતરપિંડી સિવાય અન્ય કશા તરફ નથી હોતું, તે સન્માર્ગનો સીધો રસ્તો છોડીને વિનાશ-ને પંથે વળશે.

૧૦-પારકાંને ઠગનારો માણસ પોતાના દેહ સુધ્ધાંનો માલિક નથી રહેતો; ત્યારે જેઓ પ્રમાણિક ને નિષ્પ્રપંચ રહે છે, તેઓ દેવલોકના અટળ વારસાના અધિકારી બને છે.

# अध्याय ३० मो-सच्चाई

૧-સચ્ચાઈ એટલે શું? અનર્થ કે ખોટાના સહેજ પણ છાંટા સિવાયની વાત વદવી તેનું નામ સચ્ચાઈ.

૨-એ જૂઠમાં પણ સચ્ચાઇનું લક્ષણ છે, કે જેના પરિણામ-તરીકે નર્યું શુભ ને મંગળજ પ્રવર્તે છે.

૩-જે વાતને તમારૂં મન જૂઠ તરીકે પિછાને છે, તે વાતને તમારા હોઠ બહાર કદી ન નીકળવા દો; કારણકે જૂઠી વાત કહ્યા પછી તમારૂં અંતઃકરણજ તમને બાળી નાખશે.

૪-જે મનુષ્યનું હૃદય જૂઠથી અલિપ્ત છે, તેનો અમલ સર્વ ઉપર ચાલે છે.

૫–જેનું મન સચ્ચાઇના સાગરમાં ડૂબેલું છે તે વ્યકિત તપસ્વી કરતાં પણ મહાન અને દાની કરતાં પણ શ્રેષ્ઠ છે.

૬–એના કરતાં વધારે મહાન કીર્તિ બીજી નથી કે જે મનુષ્ય લોકોમાં જૂઠના સાવ અજાણ્યા તરીકે પંકાય. એવો સત્યવાદી નર નિજ દેહને દમ્યા વગર પણ પ્રત્યેક ધર્મને યા પુણ્યને પ્રાપ્ત કરે છે.

૭–જૂઠું કદી ન બોલવાના ધર્મનું મનુષ્ય જો પાલન કરી શકે, તો બાકીના બીજા ધર્મો તેને માટે જરૂરી નથી.

૮–જળથી માત્ર શારીરિક શુદ્ધિ થાય છે; આંતરિક શુદ્ધિ તો સચ્ચાઇથીજ સિદ્ધ થાય છે.

૯–બુદ્ધિમાન લોકો અન્ય સકળ પ્રકાશને પ્રકાશ તરીકે નથી લેખતા; સત્યની જ્યોતિનેજ તેઓ સાચો પ્રકાશ માને છે.

૧૦–અનેક ચીજો મેં આ સંસારમાં ભાળી છે; પણ મેં ભાળેલી ચીજોમાં સત્યના કરતાં ચડિયાતી ચીજ કોઈજ નથી.

# अध्याय ३१ मो–अक्रोध

૧–માણસે ગમ ખાધી વા ક્ષમા કરી ત્યારેજ કહેવાય, કે જ્યારે તેનામાં શિક્ષા કરવાની શક્તિ હોય છતાં ન કરે. જેનામાં એવી શક્તિજ નથી તે ગમ ખાય તોયે શું ને ન ખાય તોયે શું?

૨–પીટવાની કે અન્ય રીતે રંજાડવાની શક્તિની ગેરહાજરીમાં પણ ગુસ્સે થવું ખરાબ છે; અને જ્યારે એવી શક્તિ તમારામાં હોય ત્યારે તો ક્રોધ કરતાં વધારે ખરાબ કોઈ ચીજ નથી.

૩–તમને હાનિ પહોંચાડનાર ગમે તે વ્યક્તિ હોય છતાં ક્રોધ

કરવો ભૂલી જાઓ; કારણકે ક્રોધમાંથી અનેક અનર્થો જન્મે છે.

૪-ક્રોધ હાસ્યનો સંહાર કરે છે અને હર્ષનો વિનાશ કરે છે; ક્રોધ કરતાં વધારે ભયાનક શત્રુ મનુષ્યનો કોઇ છે ખરો કે?

૫-તમે જો તમારૂં પોતાનું ભલું ચાહતા હો, તો ક્રોધને સર્વથા દૂર કરો; કેમકે એનાથી જો તમે આઘા નહિ રહો, તો તે તમારા પર ઊલટીને તમારો સર્વનાશ કરી નાખશે.

૬-ક્રોધની જ્વાળા જેની જેની પાસે પહોંચે છે, તે પ્રત્યેકનો નાશ કરે છે અને તેને સેવનારનું તો નખ્ખોદ કાઢે છે.

૭-જે વ્યક્તિ ક્રોધનું રત્નની માફક જતન કરે છે, તે પોતાનો હાથ જોરથી જમીન પર અફાળનાર બીજી વ્યક્તિના જેવો છે; એ બીજી વ્યક્તિના હાથને જેમ નુકસાન થયા વગર રહેતું નથી, તેમ પહેલીનો વિનાશ થયા વગર પણ રહેતો નથી.

૮-તમને થયેલી હાનિ ભડભડતા અગ્નિના જેવી તીવ્ર દાહક યાને દુઃખદ હોય, ત્યારે પણ ક્રોધથી અળગા રહેવામાં માલ છે.

૯-જો મનુષ્ય નિજ અંતરમાંથી ક્રોધને દેશવટો દઇ દે, તો તેની સકળ કામનાઓ તત્કાળ તૃપ્ત થઇ જાય.

૧૦-જે કોઇ ક્રોધરિપુના ભારથી દબાઈ જાય છે તે મૂએલા જેવો છે; પણ જેણે ક્રોધને તિલાંજલિ આપી હોય તેજ સંત છે.



# अध्याय ३२ मो–निरुपद्रवता

१–द्वेषना मार्यां ज्यारे कोईए हानि पहोंचाडी होय, त्यारे पण पवित्रात्मा नुकसानने बदले नुकसान करतो नथी.

२–सामा माणसे तमारा तरफनी कोई पण उश्केरणी विना तमने नुकसान पहोंचाडयुं होय, त्यारे पण जो तमे तेनुं कंई बगाडो, तोये तमे तमारी जात पर वधारे दुःखो वहोरी लो छो.

३–पोताने नुकसान करनारने माणस केवी रीते सजा करे? तो के अपकारने बदले उपकार करी तेमना हृदयमां तेमने शरमिंदा बनावीने.

४–बुद्धिमान मनुष्यनी बुद्धिमत्ता शा कामनी, जो ते अन्य प्राणीओने सहन करवी पडती व्यथाने पोतानी व्यथा तरीके न अनुभवे अने कोई प्रकारनी व्यथा कोईने पहोंचाडतो पोते न अटके?

५–मनुष्यने पोताने ज्यारे कोई पीडानो अनुभव थाय, त्यारे तेणे सावध बनी जवुं के एवी पीडा बीजा कोई पण प्राणीने ते न पहोंचाडे.

६–कोई पण माणसने, कोई पण प्रसंगे अने कोई पण अंशे जाणी जोईने नुकसान न पहोंचाडवुं ए मोटी वात छे.

७–पीडा ए शी वस्तु छे? तेनो अनुभव जेने पोताने थई गयो होय ते बीजाओने पीडवाने केवी रीते प्रवृत्त थाय?

८–जे मनुष्य पोताना पाडोशीने बपोर पहेलांना वखतमां पीडे छे, तेनी पासे पीडा पोतानी मेळेज बपोर पछीना वखतमां

હાલીચાલીને આવે છે.

૯—બધાંજ દુષ્કૃત્યો તેના કરનારના શિર પર પ્રત્યાઘાત કરે છે; માટે જે લોકોની ઈચ્છા અનિષ્ટમાંથી ઊગરી જવાની હોય છે, તેઓ દુષ્કર્મોનો ત્યાગ કરે છે.

# अध्याय ३३ मो—अहिंसा

૧—અહિંસાધર્મ સકળ ધર્મોમાં શ્રેષ્ઠ છે; કેમકે હિંસાની પૂંઠળ હરેક જાતનાં પાપ ચાલ્યાં આવે છે.×

૨—ભૂખ્યાંની સાથે પોતાની ભાખરી વહેંચી વહેંચીને ખાવી અને હિંસાથી દૂર રહેવું—એ બે ફરમાનો સકળ ધર્માચાર્યો અને પેગંબરોનાં ફરમાનોમાં મોટામાં મોટાં છે.

× સચ્ચાઈ વિષેના ૩૦ મા અધ્યાયના છેલ્લા કથનમાં આગળ કહેવાઇ ગયું છે કે, "સત્યના કરતાં ચડિયાતી ચીજ કોઈજ નથી." પણ અહીં આ અધ્યાયમાં સત્યનો દરજ્જો ઊતરતો બતાવ્યો છે; કારણકે મનુષ્ય જ્યારે તલ્લીન થઈને કોઇ વિષયનું ધ્યાન કરે છે, ત્યારે તેને તે વિષયજ સૌ કરતાં અધિક પ્રિય લાગે છે. આને લઇને કોઇ કોઇ વાર આવી જાતનો વિરોધાભાસ ઉત્પન્ન થાય છે; પણ એ માનવસ્વભાવનો એક ચમત્કાર છે.

હિંદુ મહાસભાના એક વારના સભાપતિ મર્હુમ પંજાબકેસરી લાલા લજપતરાયજીએ આ બાબતમાં પોતાનો વિચાર આ પ્રમાણે દર્શાવ્યો છે:—

"અહિંસા એ સર્વોત્કૃષ્ટ ધર્મ છે, પણ સત્યના કરતાં ચડિયાતો ધર્મ કોઇજ નથી. અહિંસા અને સત્યનો પરસ્પર મેળ જામવો જોઇએ; હકીકતમાં તો એ બંને એકજ વસ્તુ છે."

૩—અહિંસા સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ છે; સત્યનો દરજ્જો એની હેઠળ છે.

૪—સારો રસ્તો તો એજ છે, કે જેમાં આ વાતનો ખ્યાલ રખાય છે કે સૂક્ષ્મથી સૂક્ષ્મ જંતુઓને પણ હિંસામાંથી કેવી રીતે બચાવી શકાય ?

૫—સાંસારિક જીવનના અનર્થોથી બીને જેમણે સાંસારિક ત્યાગ કરી દીધો હોય છે, તેમની અંદર પણ અગ્રગણ્ય તો તેજ મહાપુરુષ છે, કે જે હિંસાના ડરથી જીવમાત્રનો સમાદર કરે છે.

૬—અહિંસા—વ્રતને ધારણ કરનાર મનુષ્ય પર સર્વભક્ષી મૃત્યુ પણ હુમલો નથી કરતું.

૭—તમારા પોતાના ભલા ખાતર પણ, સૌને પ્યારો એવો પ્રાણ કોઇ પણ પ્રાણી પાસેથી ઝૂંટવી લ્યો ના.

૮—લોકો ભલેને કહે કે, બલિદાન આપવાથી મનુષ્યને અનેક ફળની પ્રાપ્તિ થાય છે; પરંતુ પવિત્રાત્માની દૃષ્ટિમાં તો એ જાતની હિંસાદ્વારા પ્રાપ્ત થનારા ફળભોગો ત્યાજ્ય અને નિંદ્ય છે.

૯—હિંસા પર જીવનારા લોકોની તુલના, સારાસારનો વિચાર કરનારા લોકો, મુડદાલ માંસ ખાનારની સાથે કરે છે.

૧૦—પરૂથી ભરેલા ભિખારીની ભણી ભાળો; સુજ્ઞ જનો કહે છે કે, એણે આગલા જન્મોમાં હિંસા કરીને લોહી વહેવડાવ્યું હશે.



# અધ્યાય ૩૪ મો–સાંસારિક ચીજોની નિઃસારતા

૧–જે મોહને લઇને મનુષ્ય અસ્થાયી પદાર્થને સ્થાયી માની લે છે, તે મોહ કરતાં વિશેષ મૂર્ખાઇ બીજી કોઇજ નથી.

૨–ધનનો સંચય એ તમાશો જોવા માટે આવેલા લોકોની મળેલી મેદની જેવો છે અને એનો ક્ષય એ મળેલી મેદની વિખેરાઇ જવા જેવો છે—અર્થાત્ ધનવૈભવ ક્ષણભંગૂર છે.

૩–ભાગ્યવશાત્ સમૃદ્ધિ પ્રાપ્ત થઇ હોય, તો વિના વિલંબે એવાં કામો કરો, કે જે સ્થાયી કલ્યાણ કરનારાં હોય.

૪–કાળ દેખવામાં તો એક નિર્દોષ પદાર્થ જેવો લાગે છે; પણ વસ્તુતઃ તો તે એક એવી કરવત છે, કે જે માનવીની જિંદગી કાપ્યાજ કરે છે.

૫–વાચા બંધ થઇ જાય અને ગળામાં ખોખરી બાઝી હેડકીઓ આવવા માંડે તે પહેલાં શુભ કાર્યો કરવાની ઉતાવળ કરો.

૬–ગઇ કાલે તો એક માણસ હતો અને આજે તે નથી. આ સંસારનું મોટામાં મોટું અચરજ હોય તો તે એજ છે.

૭–મનુષ્યને ખબર સરખી નથી હોતી કે પોતે બીજી પળે જીવતો હશે કે કેમ? છતાં એના તરંગો જોશો તો કરોડો હશે.

૮–પાંખો ફૂટતાંજ પંખીનું બચ્ચું ફૂટેલું ઇંડું ત્યજી ઊડી જાય છે. શરીર અને આત્મા વચ્ચે આવોજ સંબંધ છે.

૯–મોત નિદ્રા સમાન અને જિંદગી જાગવા સમાન છે.

૧૦–આત્માને શું પોતાનું કોઇ નિશ્ચિત રહેઠાણ નથી કે તે આ નકામા નાલાયક શરીરમાં આશ્રય શોધતો ફરે છે?

# अध्याय ३५ मो–त्याग

१–મનુષ્યે જે જે વસ્તુનો ત્યાગ કર્યો છે, તે તે વસ્તુથી થનારા દુઃખમાંથી તેણે પોતાનો ઉદ્ધાર કરી લીધો છે.×

૨–સત્ય સુખની ઇચ્છાજ હોય તો તો શીઘ્ર ત્યાગ કરો.

૩–તમારી પાંચે ઇંદ્રિયોનું દમન કરો અને જે ભોગમાં ખાસ આનંદ આવતો હોય તેનો તો બિલકુલ ત્યાગ કરી દો.

૪–પોતાની પાસે કશું પણ ન રાખવું એ ત્યાગના વ્રતધારીનો નિયમ છે. એક પણ ચીજનો પરિગ્રહ સેવ્યાથી જે ફંદાનો મનુષ્યે એક વાર ત્યાગ કર્યો હોય છે તેના તેજ ફંદામાં તેને પાછું ફસાવું પડે છે.

૫–જે લોકો પોતાના પુનર્જન્મના ચક્રને બંધ પાડવા માગતા હોય, તેમને માટે તો આ શરીર પણ અનાવશ્યક છે; તો પછી બીજાં બંધનો તો કેટલાં બધાં બેહૂદાં અને અનાવશ્યક હશે ?

૬–'હું' અને 'મારા'ના ભાવ માયા અને મદ સિવાય બીજું કંઇજ નથી. જે વ્યક્તિ એમનું દમન કરે છે તે વ્યક્તિ સ્વર્ગથી પણ ચડિયાતા લોકને પ્રાપ્ત થાય છે.

૭–જે મનુષ્ય આસક્તિઓને વળગી રહે છે અને તેમનો ત્યાગ નથી કરી દેતો, તેને ચિંતા અને દુઃખ આવીને ઝડપી લે છે અને તેનો કેડો પછી કેમે કર્યો છોડતા નથી.

---

× વાંચ્છિત વસ્તુને પ્રાપ્ત કરવાની ચિંતા, તે ખોવાઇ જવાની બીક અને ન મળવાથી થતી નિરાશા તથા અતિભોગથી જે કષ્ટકર ગ્લાનિ થાય છે, એ દુઃખોથી તે બચી ગયો છે.

૮-જે લોકોએ સર્વાંશે ત્યાગવ્રતનો અંગીકાર કર્યો છે, તેઓ મુક્તિના પંથે ચઢી ચૂકયા છે; બાકીનાં બધાંજ ફંદામાં ફસાયલાં છે.

૯-આસક્તિઓનાં બંધનો તોડી નાખતાંજ પુનર્જન્મનું ચક્ર તત્કાળ બંધ પડે છે. જે માણસ એ બંધનોને નથી તોડતો તે ભ્રમજાળમાંજ પડયો રહે છે.

૧૦-સર્વ પ્રકારના મોહ અને આસક્તિઓથી પર એવા પ્રભુ પ્રત્યે આસક્ત થાઓ અને તેની સાથે એવા તો દૃઢ સંકળાઓ કે તમારી અન્ય સકળ સાંકળો તૂટીને છિન્નભિન્ન થઇ જાય.

# अध्याय ३६ मो-सत्यनो स्वाद

૧-મિથ્યા પદાર્થોને સત્ય માની બેસવાના ભ્રમથી જીવને આ દુઃખમય સંસારમાં ફરી ફરીને આવવું પડે છે.

૨-ભ્રમની જાળમાંથી જે મનુષ્ય મુક્ત થઇ જાય છે અને જેની દૃષ્ટિ નિર્મળ ને આવરણ રહિત બને છે, તેને માટે અંધકાર અને દુઃખ અદૃશ્ય થઇ જઇને પ્રકાશ અને આનંદ આવે છે.

૩-જે શખ્સ શક પડતી વાતોમાંથી છૂટી જાય છે અને સત્યનો સાક્ષાત્કાર પામે છે, તેને માટે સત્યલોક આ મર્ત્યલોકથી પણ વધારે સમીપ બને છે.

૪-મનુષ્યનો શ્રેષ્ઠ જન્મ પ્રાપ્ત થયા છતાં જો સત્યનો સ્વાદ ન લે તો તેનું મનુષ્ય થવું વૃથા છે.

૫-હરકોઇ પ્રકારની વસ્તુમાંથી સત્યને અસત્યથી જુદું કરી લેવું એ બુદ્ધિનું ખાસ કર્તવ્ય છે.

૬-જે મનુષ્યે અધ્યાત્મશાસ્ત્રાધ્યયન કર્યું હશે અને સત્યનો

સાક્ષાત્કાર કર્યો હશે, તેને ફરી સંસારમાં આવવું નહિ પડે.

૭—જે લોકો ધ્યાન અને ધારણા દ્વારા સત્ય મેળવી લે છે, તેમને પુનર્જન્મનો ખ્યાલ કરવાની પણ અગત્ય રહેતી નથી.

૮—સમજુ માણસ તો એજ છે, કે જે ફરી જન્મવા જેવી મુર્ખાઇમાંથી ઊગરી સત્ય અને સંપૂર્ણતા મેળવવા મથે છે.

૯—જે મનુષ્યને મુક્તિનાં સાધનોની યથાર્થ સમજ છે અને જે સકળ જાતના મોહપાશમાંથી છૂટવાની કોશિશ કરે છે, તેનાં સઘળાંજ ભાવિ ભોગાતનો દૂર ભાગી જાય છે.

૧૦—કામ, ક્રોધ અને મોહ ઉપર વિજય મેળવતાંજ મનુષ્યનાં સઘળાં દુઃખો એકે એકે બંધ પડે છે.

# अध्याय ३७ मो—वासनानो नाश

૧—વાસના એક એવું બીજ છે, કે જે પ્રત્યેક જીવાત્માને સર્વદા વગર ચૂકયે જન્મોનો નિશ્ચિત પાક આપે છે.

૨—કોઇ પણ જાતની વાસના તમારે રાખવીજ હોય, તો તે પુનર્જન્મની પરંપરામાંથી છૂટવાનીજ રાખો; અને એ છુટકારો તમને ત્યારેજ મળશે કે જયારે તમે વાસનાને જીતવા ઇચ્છશો.

૩—નિર્વાસના જેવી ઉત્તમ દોલત આ સંસારમાં બીજી કોઇજ નથી અને પરલોકમાં પણ એના જેવો ખજાનો તમને મળવાનો નથી.

૪—વિશુદ્ધિ કિંવા પવિત્રતા એ વાસનામાંથી મુક્ત થવા સિવાય બીજું કંઇજ નથી; અને એ મુક્તિ સંપૂર્ણ સચ્ચાઇનો આદર્શ પામવાની ઉત્કંઠાથીજ સિદ્ધ થાય છે.

૫—જેમણે વાસનાને વશ કરી હોય છે, તેઓજ ખરા મુક્તા-

ત્મા છે. બાકીના મુક્ત જેવા દેખાવા છતાં વાસ્તવિક રીતે તો તેઓ બંધનમાં હોય છે.

૬-જો તમને ધર્મ પ્રિય હોય, તો તો વાસનાથી દૂર ને દૂર રહો; કારણકે વાસના એ એક જાળ અને મૃગતૃષ્ણા છે.

૭-જો કોઇ પોતાની વાસના માત્રને સર્વથા દાબી દેશે, તો પછી મુક્તિને તે જે રસ્તે આવવાનું કહેશે તે રસ્તે તે ચાલી આવશે.

૮-જેને કોઈ જાતની વાસના નથી, તેને કોઈ દુઃખ પણ નથી હોતું; પણ જે જન ચીજોની પ્રાપ્તિને માટે તલસ્યા કરે છે, તેના પર તો દુઃખ ઉપર દુઃખ આવી પડે છે.

૯-મોટામાં મોટી આપત્તિરૂપ જે વાસના, તેનો નાશ કરવાથી મનુષ્યને આ મર્ત્યલોકમાં પણ સનાતન સુખ ખચિત મળે છે.

૧૦-વાસનાની તૃપ્તિ કદીજ થતી નથી; પણ જો મનુષ્ય તેનો સમૂળો ત્યાગ કરી દે છે, તો તો તેને સંપૂર્ણતાની પ્રાપ્તિ પણ અવશ્ય થાય છે.

## अध्याय ३८ मो-प्रारब्ध अथवा भाग्य

૧-પ્રારબ્ધ જ્યારે પ્રસન્ન થઇ મનુષ્ય ઉપર કૃપા કરવા માંડે છે, ત્યારે તે મનુષ્ય ટેકીલો બને છે; પરંતુ ભાગ્યલક્ષ્મી જ્યારે તેને ત્યજવા માંડે છે, ત્યારે તેનામાં ચંચળતા ને શિથિલતા આવે છે.

૨-દુર્ભાગ્ય શક્તિઓને મંદ કરી દે છે અને પ્રારબ્ધ ઊઘડવાનું હોય છે, ત્યારે ભાગ્યદેવી પ્રથમ મનુષ્યની બુદ્ધિનો વિકાસ કરે છે.

૩-વિદ્યા અને બીજી સઘળી ચતુરાઈ શું કામ આવે તેમ છે? જ્યારે ભાગ્ય ઊલટે છે ત્યારે એ બધાંના ઉપર અંધકાર ફરી વળે છે.

૪–જગતમાં પરસ્પર વિરોધી એવી બે અવસ્થાઓ પ્રવર્તે છે. સફળ સંસાર યાને આબાદ જીવન એ એક વસ્તુ છે અને સાધુતા તથા પવિત્રતા એ તદ્દન બીજી વસ્તુ છે.

૫–પ્રારબ્ધ જ્યારે પ્રતિકૂળ હોય છે ત્યારે મંગળ વસ્તુઓ પણ અમંગળકારી નીવડે છે અને જ્યારે તે અનુકૂળ હોય છે ત્યારે અમંગળ વસ્તુઓ પણ મંગળકારી બને છે.

૬–પ્રારબ્ધ અથવા વિધાતાને જે વસ્તુ મંજૂર નથી તે વસ્તુ ફાવે તેટલી સાચવ્યા છતાં સચવાતી નથી-યાને તમારી પાસેથી તે જતીજ રહે છે, ત્યારે જે વસ્તુઓ તમારા પ્રારબ્ધમાં લખાયલી છે તેમને તમે આગ્રહપૂર્વક આમતેમ ઉસેટી દેશો, તોપણ તે તમારી ને તમારીજ રહેવાની.

૭–તે મહાન શાસકની મરજી વિરુદ્ધ કરોડપતિથી પણ પોતાના ધનવૈભવનો ઉપભોગ કરી શકાતો નથી.

૮–દરિદ્રતામાં રિબાતા લોકો પોતાનાં દિલ વૈરાગ્ય તરફ વાળવાને સાચેજ ઇચ્છે છે; પણ ભાગ્યદેવી તેમને તેમનાં નસીબમાં લખાયલાં દુઃખો માટેજ અનામત રાખી લે છે.

૯–સૌભાગ્ય આવતાં જે લોકો રાજી થઇને મકલાય છે, તેમણે દુર્ભાગ્ય આવતાં શાથી નારાજ ને શોકાતુર થવું જોઇએ?

૧૦–પ્રારબ્ધ કરતાં બળવાન બીજું છેજ શું? કારણકે જ્યારે તેનો શિકાર બનેલો શખ્સ તેને મહાત કરવાની કોઇ યુક્તિ વિચારતો હોય છે, ત્યારે તેજ ઘડીએ તે એનો ટોટો ઝાલી તેને નીચે પટકી પાડે છે.



# अध्याय ३१ मो–राजाना गुण

१–જેની પાસે સેના, વસ્તીની આબાદી, ધનસંપત્તિ, મંત્રી-મંડળ, મૈત્રી–સંબોધો ને કિલ્લાઓ, એ છ વસ્તુઓ યથેષ્ટ પ્રમાણમાં હોય, તે રાજા સકળ રાજમંડળમાં સિંહ સમો છે.

૨–હિંમત, ઉદારતા, ચતુરાઈ અને કાર્યક્ષમતા–એ ચાર ગુણોનો રાજામાં કદીજ અભાવ ન હોવો જોઇએ.

૩–આ પૃથ્વી પર પોતાનું શાસનચક્ર ચલાવવાને માટે જે પુરુષો જન્મ્યા હોય છે તેમનો, અને સાવચેતી, જ્ઞાનમત્તા તથા શીઘ્ર નિર્ણય–બુદ્ધિ, એ ત્રણ ગુણોનો કદી વિયોગ પડતો નથી.

૪–રાજા પોતે ધર્માચરણથી સ્ખલિત ન થાય અને અધર્માચરણનો નાશ કરે; પોતાની પ્રતિષ્ઠાનું તે કાળજીપૂર્વક રક્ષણ જરૂર કરે, પણ વીરતાના નિયમવિરુદ્ધનું પાપાચરણ તો તે નજ કરે.

૫–પોતાના રાજ્યનાં આર્થિક સાધનોની ખિલવણી કેવી રીતે થાય અને પોતાનો રાજ્યભંડાર કેવી રીતે સમૃદ્ધ થાય, એ વાતનું જ્ઞાન રાજાને અવશ્ય હોવું જોઇએ; તેમજ રાજ્યસમૃદ્ધિની રક્ષા અને તેનો સદુપયોગ કેવી રીતે કરી શકાય તેનું પણ જ્ઞાન હોવું જોઇએ.

૬–જે રાજા પોતાની સઘળી રૈયત માટે રાજદ્વાર ખૂલ્લાં રાખશે અને કઠોર વચનનો પ્રયોગ નહિ કરે, તેનું રાજ્ય અન્ય સકળ રાજ્યો કરતાં શ્રેષ્ઠ લેખાશે.

૭–જે રાજા રહેમદિલીથી દાન દેશે અને પ્રેમપૂર્વક અમલ ચલાવશે, તેની કીર્તિ આખી પૃથ્વી પર વિસ્તરશે.

૮–જે રાજા નિષ્પક્ષપાતપૂર્વક ન્યાય કરે છે અને પ્રજાનું

યોગ્ય પાલન કરે છે, તેની ગણુત્રી મનુષ્યોમાં દેવ તરીકે થાય છે.

૯–જે રાજામાં કાનને કડવો લાગે તેવો પણ પ્રજાનો પોકાર સાંભળવાનો ગુણ હોય છે, તેના છત્રની છાંય પ્રજા છોડતી નથી.

૧૦–જે રાજામાં ઉદારતા, દયાળુતા અને ન્યાયનિષ્ઠાનો ગુણ હોય છે તથા જે પોતાની પ્રજાનું કાળજીપૂર્વક જતન કરે છે, તે રાજા રાજમંડળની અંદર જ્યોતિસ્વરૂપ છે.

# अध्याय ४० मो–विद्या–ज्ञान

૧–મેળવવાને યોગ્ય જે જ્ઞાન હોય તે સંપૂર્ણરૂપે મેળવી લેવું, અને તે મેળવ્યા પછી તેને અનુસરીને વ્યવહાર આચરવો.

૨–જીવતીજાગતી આંખો બે છે: એકનું નામ છે અંક અને અને બીજીનું નામ છે અક્ષર.

૩–વિદ્યાવાન લોકોજ આંખવાળા કહી શકાય છે; વિદ્યા-વિહીનોના મુખ પર તો આંખને સ્થાને માત્ર બે ખાડાજ હોય છે.

૪–વિદ્વાનોનો મિલાપ થતાં આનંદની રેલંછેલ થઇ જાય છે, પણ તેમની વિદાયની વેળા આવે છે, ત્યારે હૃદય ઉદાસીન થાય છે.

૫–ભિક્ષુકને ધનિકની પાસે જેટલા નમ્ર થવું પડે છે, તેટલા શિક્ષકની પાસે થવું પડે તોયે વિદ્યા મેળવવી ઉચિત છે. મનુષ્યોમાં જેઓ વિદ્યાપ્રાપ્તિનો ઇનકાર કરે છે, તેઓ અધમમાં અધમ છે.

૬–જ્ઞાન એ રેતાળ ઝરણા સમાન છે. રેતીમાંના ઝરણાને જેમ જેમ ઊંડા ખોદતા જઇએ છીએ, તેમ તેમ અધિક પાણી હાથ લાગે છે; તેવી રીતે જ્ઞાનક્ષેત્ર પણ જેટલું વધારે ખેડાય છે તેટલી તમારી વિદ્યા વધે છે.

૭-વિદ્યાવાનને માટે સકળ સ્થાન તેનાં પોતાનાં ઘર છે તેમ વતન પણ છે; તો પછી મરણપર્યંત વિદ્યા પ્રાપ્ત કરતા રહેવાનું મનુષ્ય શા માટે ચૂકે છે?

૮-આ જન્મમાં સંપાદન કરેલી વિદ્યા મનુષ્યને તેના સાત જન્મો સુધી ઉચ્ચ અને ઉન્નત બનાવશે.

૯-વિદ્વાન માણુસ અનુભવે છે કે, જે વિદ્યા તેને પોતાને તેમજ તેના શ્રોતાસમુદાયને આનંદ આપે છે, તે વિદ્યાને તે અધિક ચાહે છે.

૧૦-વિદ્યાસંપત્તિ એજ મનુષ્યની નિર્દોષ અને અવિનાશી સંપત્તિ છે; એની આગળ અન્ય ધનસંપત્તિ તુચ્છ છે.

---

## अध्याय ४१ मो-विद्याविहीनता

૧-વિદ્યાની વિપુલતા વગર ઊંચા આસને ચઢવું તે બાજીના ચિત્રપટ વગર પાસાના દાવ ખેલવા જેવું છે.

૨-વિદ્વાનોની હાજરીમાં જો મૂર્ખ માણુસ મૌન જાળવશે તો તે પણ ડાહ્યો લેખાશે.

૩-વિદ્યાવિહીન નર ગમે તેટલો ડાહ્યો હોય તોપણ શાણા ને સમજુ લોકો તેના અભિપ્રાયોની કંઇજ કિંમત આંકતા નથી.

૪-વિદ્યાવિહીન નર તેની પોતાની દૃષ્ટિએ ગમે તેટલો ડાહ્યો હશે, છતાં સભા સમક્ષ હોઠ ખોલતાંજ તેને શરમાવું પડશે.

૫-વિદ્યા સંપાદન કરવાનું જે ચૂકયો હોય છે, તે મનુષ્ય કોઇ પણ જાતનો પાક નહિ આપનાર ખરાબાની પડતર જમીન જેવો

છે; તેના સંબંધમાં લોકો માત્ર એટલુંજ કહી શકશે કે, તે હયાત છે, મૂઓ નથી; એ સિવાય વિશેષ કંઇજ નહિ.

૬–જે માણુસની બુદ્ધિ ભવ્યતા અને કુશાગ્રતાથી ભેદાઇ નથી, તેનું શારીરિક સૌંદર્ય માટીના પૂતળાના સૌંદર્ય જેવું છે.

૭–વિદ્યાવાનની દરિદ્રતા ખરેજ ખરાબ છે; પણ વિદ્યાવિહીન મૂર્ખના હાથમાંની દોલત તે કરતાં પણ વધુ ખરાબ છે.

૮–ઉચ્ચ કુળમાં જન્મેલી મૂર્ખ વ્યક્તિની કિંમત ઉતરતા કુળની પણ વિદ્યાસંપન્ન વ્યક્તિના કરતાં ઓછી અંકાય છે.

૯–પશુઓ કરતાં માનવપ્રાણી કેટલાં બધાં ચઢિયાતાં છે! આબેહૂબ તેટલીજ ચઢિયાતી વિદ્યાવાન વ્યક્તિઓ વિદ્યાવિહીન વ્યક્તિઓ કરતાં છે.

# अध्याय ४२ मो–सुज्ञजनोनी सलाह सांभळवी

૧–સૌ કરતાં કિંમતી ખજાનો કાનોનો ખજાનો છે; સાચેજ તે સર્વ પ્રકારની સંપત્તિનો મુકુટ છે.

૨–કાન માટેનું ભોજન જ્યારે ખલાસ થઇ જાય, ત્યારેજ પેટને ભોજન આપવું.

૩–બહુશ્રુત મનુષ્યો પૃથ્વી પરના સાક્ષાત્ દેવતાઓ છે.

૪–કોઇ મનુષ્યમાં વિદ્યાનો છેક અભાવ હોય, તોપણ તેનો ઉપદેશ સાંભળો; કારણકે માથા ઉપર જ્યારે કોઇ મુસીબત આવશે, ત્યારે એ ઉપદેશ પણ ટેકારૂપ થશે.

૫–ધર્માત્માઓનો ઉપદેશ એક મજબૂત દંડા જેવો છે;

કારણકે તે તેના શ્રોતાઓને લપસી પડતાં બચાવે છે.

૬–શુભ શબ્દો થોડા હોય તોપણ તેમને ધ્યાનપૂર્વક સાંભળો; કેમકે એ થોડા શબ્દો પણ તમને વધારે પ્રતિષ્ઠાવાન કરશે.

૭–જે માણસે પુષ્કળ મનન કર્યું હોય છે અને શાણા લોકોનાં સંભાષણો ધ્યાનપૂર્વક સાંભળીને શિખામણોનો કોઠાર જમાવ્યો હોય છે, તે ભૂલેચૂકે પણ અર્થ વિનાની વાતો કરતો નથી.

૮–સાંભળવાની શક્તિ છતાં તે કાન બહેરા છે, કે જેમને ઉપદેશશ્રવણનો અભ્યાસ નથી.

૯–શાણાઓનાં માર્મિક વચનો જેમણે ધ્યાનપૂર્વક કાને ધર્યાં નથી હોતાં, તેમનામાં વાણીની નમ્રતા આવવી કઠણ છે.

૧૦–જે માણસો જીભના રસ પારખે છે પણ કાનના રસ પારખતા નથી, તેઓ જીવે કે મરે તેમાં દુનિયાને લેવા દેવા નથી.

# अध्याय ४३ मो–बुद्धि

૧–બુદ્ધિ એ સર્વ પ્રકારની આકસ્મિક ઘટનાઓમાંથી રક્ષણ કરનારા બખ્તરરૂપ છે; એ એક એવો ગઢ છે, કે જેના ઉપર પ્રબળ દુશ્મનોથી પણ છાપો મારીને વિજય મેળવાતો નથી.

૨–કેળવાયલી બુદ્ધિ ઇંદ્રિયોના આડાઅવળા ભ્રમણ પર અંકુશ રાખી તેમને સન્માર્ગે વાળે છે.

૩–કોઇ પણ વક્તાના કથનમાંથી સત્યાંશને તારવી કાઢવાનું કામ સમજદાર બુદ્ધિજ કરે છે.

૪–બુદ્ધિમાન માણસ જે કંઇ બોલે છે, તે સર્વ કોઇથી સમજાય તેવી રીતે બોલે છે; અને અન્યના મુખમાંથી નીકળતા

શબ્દોના મર્મ તે પોતે પણ ઝટ સમજી જાય છે.

૫-બુદ્ધિમાન મનુષ્ય સૌ કોઇનાં દિલને જીતી લે છે અને તેનો મિજાજ સદા-સર્વદા એક સરખો રહે છે; તેનો ભાવ એકદમ ઊભરાઇ જતો નથી કે ઊતરી જતો પણ નથી.

૬-સંસારના રીતરિવાજ મુજબ વ્યવહાર રાખવો, એ પણ બુદ્ધિમત્તાનું કામ છે.

૭-ભાવિ ઘટનાની ખબર સમજુ વ્યક્તિને અગાઉથી પડે છે; બુદ્ધિહીન મનુષ્યને ભવિષ્યની સમજ હોતી નથી.

૮-ભયભરેલા સ્થાનમાં આંધળિયાં કરીને ધસી જવું, એ મૂર્ખાઇનું કામ છે, જેનાથી ડર રાખવો ઉચિત હોય, તેનાથી ડરતા રહેવું એ બુદ્ધિમત્તાનું લક્ષણ છે.

૯-જે દૂરદર્શી માણસ પ્રત્યેક આકસ્મિક બનાવ માટે અગાઉથી સજ્જ રહે છે, તેને થથરાટી પેદા થાય એવો આઘાત જોવા વારો આવતો નથી.

૧૦-જેને બુદ્ધિ છે, તેને સર્વ કંઇ છે; પરંતુ બુદ્ધિના બુઠ્ઠા મૂર્ખાની પાસે સર્વ કંઇ હોવા છતાં વાસ્તવિક કશુંજ નથી.



# अध्याय ४४ मो—दोषोने दूर करवा

૧—જે માણસ કામ, ક્રોધ અને મદથી મુક્ત હોય છે, તેનામાં એક પ્રકારનું એવું ગૌરવ હોય છે, કે જે તેના ઐશ્વર્યને શોભાવે છે.

૨—કંજૂસાઇ, અહંકાર અને વધારે પડતી આપવડાઇ, એ રાજામાં ખાસ દોષરૂપ ગણાય છે.

૩—જે લોકોને પોતાની કીર્તિની કાળજી હોય છે, તેઓ પોતાના રાઇ જેવા દોષને પણ તાડના ઝાડ જેટલો મોટો સમજે છે.

૪—દોષોરૂપી દુર્બળતાઓમાંથી કાળજીપૂર્વક પોતાની જાતનું રક્ષણ કરો; કારણકે દોષો એ એવા દુશ્મન છે, કે તમને વિનાશના ખાડામાં ઘસડી લઇ જશે.

૫—જે મનુષ્ય ઓચિંતી આવી પડનારી આફત માટે પહેલેથી તૈયારી નથી રાખતો, તે મનુષ્ય અગ્નિના એક તણખાથી જેમ ઘાસની આખી ગંજીનો નાશ થાય છે તેમ નાશ પામે છે.

૬—રાજા જો પ્રથમ પોતાના દોષો સુધારે અને પછી બીજાંઓના દોષો તરફ લક્ષ આપે, તો કયું અનિષ્ટ તેની પાસે આવી શકે?

૭—જયાં ખર્ચ કરવો ઉચિત હોય ત્યાં પણ નહિ કરનારા કંજૂસ તરફ જોશો, તો તેની દોલત ભૂંડી રીતે નષ્ટ થતી જણાશે.

૮—બંધ મુઠ્ઠીની કંજૂસાઇ એ એવો દોષ નથી, કે જેની ગણત્રી અન્ય દોષોની સાથે થઇ શકે; એનો વર્ગ તો તદ્દન નિરાળોજ પડે છે.

૯—તમારા અંતઃકરણને જેમાં આનંદ પડે છે એવી તમારી શોખની બાબતોનો પત્તો બીજાઓને નહિ લાગવા દો, તો તમારા શત્રુઓનાં સઘળાં કારસ્તાનો વ્યર્થ નીવડશે.

# અધ્યાય ૪૫ મો–યોગ્ય મનુષ્યોની મિત્રતા

૧–ધર્માચરણ કરતાં કરતાં જે લોકો ઘરડા થઇ ગયા હોય, તેમનો આદર કરો અને તેમની મૈત્રી સંપાદન કરો.

૨–તમારે શિર ગુજરેલાં અનિષ્ટોનું જેઓ નિવારણ કરી શકે અને ભાવિ અનિષ્ટોમાંથી તમને બચાવી લઇ શકે તેમ હોય, તેમની મૈત્રી ઉત્સાહભેર કેળવો.

૩–યોગ્ય માણુસોની પ્રીતિ સંપાદન કરી શકાય, તો તે એક દુર્લભમાં દુર્લભ સૌભાગ્ય કહેવાય.

૪–જે લોકો તમારા કરતાં વધારે યોગ્ય હોય, તે લોકો જો તમારા મિત્ર થઇને રહે તો તમને એક એવી શક્તિ પ્રાપ્ત થાય, કે જેની આગળ અન્ય સકળ શક્તિઓ નિસ્તેજ બની જાય.

૫–મંત્રીઓ એજ રાજાનાં ચક્ષુરૂપ હોવાથી રાજાએ તેમની પસંદગી બુદ્ધિપુરઃસર અને ચતુરાઇથી કરવી જોઇએ.

૬–જે નર સુયોગ્ય મિત્રની ગાઢ સોબતમાં વિચરી શકશે, તેના દુશ્મનો તેની સામે સાવ શક્તિહીન થઈ જશે.

૭–જેને ઠપકાપૂર્વક દોષ દાખવવાની તાકાતવાળા મિત્રો મળ્યા હોય, એ માણુસનો નાશ કોણ કરી શકે તેમ છે ?

૮–જે રાજા પ્રસંગ પડે ત્યારે પોતાને ઠપકો આપી શકે કે વઢી શકે, તેવા સુયોગ્ય માણુસોની સહાયતા ઉપર વિશ્વાસ રાખતો નથી તે રાજાની દુશ્મનોની ગેરહાજરીમાં પણ પાયમાલી થશે.

૯–જેમની પાસે મૂળમાં મૂડીજ નથી હોતી તેમને જેમ નફો પણ નથી મળતો, તેમજ જે લોકો શાણા અને સમજદાર શખ્સો-ની સુદૃઢ સહાયતા ઉપર વિશ્વાસપૂર્વક આધાર નથી રાખતા, તેમને સુસ્થિરતા પણ પ્રાપ્ત નથી થતી.

૧૦-ઢગલાબંધ શત્રુઓ બનાવવા એ મૂર્ખતાનું લક્ષણ છે; પણ સુજનોનો ગાઢ પરિચય જતો કરવો એ તેનાથી દશગણું ખરાબ છે.

# अध्याय ४६ मो-सोबत तेवी असर



૧-સુયોગ્ય લોકો નીચ સોબતથી ભડકે છે; ત્યારે પાજી લોકો પોતાનો કુટુંબપરિવાર હોય તેમ તેની સાથે હળેમળે છે!

૨-પાણીનો પ્રવાહ જે જાતની જમીનમાંથી વહે છે તે જમીનનો ગુણસ્વભાવ ધારણ કરે છે અને તેનો અસલ સ્વભાવ બદલાઇ જાય છે; તેવીજ રીતે મન ઉપર પણ 'સંગ તેવો રંગ' ચઢે છે.

૩-બુદ્ધિનો સંબંધ મન સાથે છે; પરંતુ પ્રતિષ્ઠાનો આધાર સોબત-આચરણ ઉપર રહે છે.

૪-અંતરની પવિત્રતા અને કર્મોની પવિત્રતા સંગતની પવિત્રતા ઉપર આધાર રાખે છે.

૫-પવિત્ર અંતઃકરણવાળાઓની ઓલાદ ધર્મનિષ્ઠ નીવડશે, અને સુસંગત રાખનારાઓની ઉન્નતિ થાય છે.

૬-હૃદયની પવિત્રતા એ માનવીની દોલતનો મહાન ખજાનો છે અને સાધુસંગત તેને દરેક પ્રકારની આબરૂ અપાવે છે.

૭-બુદ્ધિમાન લોકો સર્વગુણસંપન્ન હોય તોપણ સાધુસંગને તેઓ પણ શક્તિનો સ્તંભ ગણે છે.

૮-ધર્મ યાને સદ્વર્તન મનુષ્યને સ્વર્ગપ્રાપ્તિ કરાવે છે અને સત્સંગ ધર્માચરણને દૃઢ બનાવે છે.

૯-સત્સંગ જેવો મહાન મિત્ર મનુષ્યનો કોઇજ નથી; અને કુસંગ કરતાં વધારે આફત આણનાર બીજું કશું નથી.



# अध्याय ४७ मो–जे करवुं ते विचारपूर्वक करवुं



૧–કોઇ પણ કાર્ય કરવા પહેલાં તેના નફાનુકસાનનો ખ્યાલ કરી તે પછીજ તે કાર્યમાં તમારો હાથ ઘાલો.

૨–જે રાજા ચુનંદા સલાહકારોની સલાહ લીધા પછીજ કોઇ પણ નવું સાહસ ઉઠાવે છે, તેને માટે કશું અશકય નથી.

૩–કેટલાંક સાહસ એવાં હોય છે, કે જે ઉપર ઉપરથી મોટા નફા બતાવી મનુષ્યને લલચાવે છે, પણ પરિણામે તો મૂડીનો પણ નાશ કરે છે. એવાં કામ શાણા લોકો ઉપાડે નહિ.

૪–બીજાંઓની આગળ હાસ્યપાત્ર બનવાનો જેમને ભય હોય તેઓ કોઇ પણ કામ પૂરા વિચાર વગર કરતા નથી.

૫–દરેક બાબતની અગાઉથી યોજના કર્યા વગર રણમેદાનમાં ઊતરવું, એ પોતાના શત્રુપક્ષને કાળજીપૂર્વક તૈયાર કરેલી ભૂમિ પર સ્થાપન કરવા સમાન છે.

૬–કેટલીક બાબતો એવી હોય છે, કે જે તમારે હરગીજ ન કરવી જોઇએ, અને જો તે કરો તો પાયમાલજ થાઓ છો; ત્યારે કેટલીક બાબતો એવી પણ હોય છે, કે જે અવશ્ય કરવી જોઈએ અને તે જો નહિ કરો તો પાયમાલ થશો.

૭–સાવધાનતાપૂર્વક વિચાર કર્યા વગર કોઇ પણ કાર્ય કરવાનો નિર્ણય કરી નાખવો નહિ. મૂર્ખ હોય તેજ પ્રથમ કાર્ય હાથમાં લે છે અને ધારી લે છે કે, " પાછળથી વિચાર કરી લઇશ."

૮–જે આદમી સીધે રસ્તે કામ નથી લેતો, તેની સઘળી મહેનત, અનેક જણની મદદ છતાં પણ બરબાદ જાય છે.

૯-ભલું કરવામાં પણ, જેનું ભલું કરવું હોય તેના સ્વભાવ અને લક્ષણનો ખ્યાલ જો નહિ રાખો, તો ભલાઈ કરવામાં પણ ભૂલથાપ થવા પૂરો સંભવ છે.

૧૦-જે કામ કરવાનો તમે નિર્ણય કરો, તે કામ નિંદાથી બિલકુલ પર હોવું જોઈએ. કારણકે જે માણસનું વલણ એવા અયોગ્ય કામ તરફ થાય છે, તે ફિટકારને પાત્ર બને છે.

# अध्याय ४८ मो-शक्तिनो क्यास

૧-કોઇ પણ કામ ઉઠાવવા પહેલાં તે કામમાં રહેલી મુશ્કેલીનો, તમારી તેમજ સામાવાળાની શક્તિનો તથા તમારા અને સામાવાળાના સહાયકોની શક્તિનો બરાબર તોલ કરી જોવો અને તે પછીજ તે કામમાં પડવું.

૨-જે રાજા પોતાના દળની યથાર્થ શક્તિને ઓળખતો હોય છે અને જે કંઇ જાણી લેવા જેવું હોય તે તેણે જાણી લીધું હોય છે, તથા જે પોતાની શક્તિ અને માહિતીની મર્યાદા ઓળંગતો નથી, તે રાજાનું આક્રમણ નિષ્ફળ નીવડતું નથી.

૩-એવા અનેક રાજાઓ થઇ ગયા છે, કે જેમણે આવેશમાં આવી પોતાની શક્તિનો હદ ઉપરાંત ખ્યાલ બાંધીને સાહસો આદર્યાં હતાં, પણ એ આદર્યાં તેમને અધવચ મૂકવાં પડયાં હતાં.

૪-જેમને સુલેહ-શાંતિમાં રહેવાની આવડત નથી હોતી, જેમને પોતાની શક્તિ-અશક્તિનું ભાન હોતું નથી અને જેઓ છકેલા હોય છે, તેમનો વિનાશ સત્વર થાય છે.

૫-મોરનાં પીછાંનો પણ હદ ઉપરાંત ભાર ભરવાથી એ

મોરપિચ્છ પણ ગાડાની ધરી ભાંગી નાખશે.

૬-જે લોકો ઝાડની છેક ટોચે ચઢયા પછી પણ ઉપર ચઢવાની કોશિશ કરશે તેઓને જાન ખોવાનો વારો આવશે.

૭-જો વ્યયના દરવાજા અધિક મોકળા ન હોય તો આવકનાં સાધન સાંકડાં હોય તેની ફિકર નહિ.

૮-જે જન પોતાની આવકનો હિસાબ નથી રાખતો કિંવા તેની હદમાં નથી રહેતો, તે ભલેને મજા મારતો ને આબાદ થતો લાગે, તોપણ અંતે તો તેને એવા વિનાશમાં ઊતરવું પડશે, કે તેની પાછળ તેનું નામનિશાન સરખું રહેવા નહિ પામે.

૯-જે મનુષ્ય પોતાની સંપત્તિનું માપ રાખ્યા વગર ઉડાવ્યેજ જાય છે, તેનું તળિયું સત્વર સફાચટ થઇ જાય છે.

# अध्याय ४९ मो-तक आवतां सोगठी मारवी

૧-દિવસે જેમ કાગડો ઘુવડ ઉપર ફતેહ મેળવે છે, તેવીજ રીતે જે રાજા પોતાના દુશ્મનને મહાત કરવાની ઇચ્છા રાખે છે તેને માટે અનુકૂળ તક સાધવી એ એક મોટી વાત છે.

૨-સમયને અનુસરીને ચાલવું એ એક એવું દોરડું છે, કે જે સૌભાગ્યની દેવીને તમારી સાથે દૃઢતાથી બાંધશે.

૩-પાકી તક ઓળખીને અને યોગ્ય સાધનોને વાપરીને તમે કોઇ કામ ઉપાડો તો કોઇ વસ્તુ અશકય નથી.

૪-સુયોગ્ય તકો અને સાધનો જો તમે પસંદ કરો તો સારી દુનિયાને જીતવાને તમે સમર્થ થાઓ.

૫–જેઓ વિજયો મેળવવાને ઉત્સુક છે, તેઓ તો શાંતિપૂર્વક તક આવવાની રાહ જોતા રહેશે. નકામી ગડબડ કે ધાઈ તેઓ નહિ કરે.

૬–( સાઠમારીમાં ) મેંઢો, બેહોશ બનાવી દે એવી ચોટ લગાવતાં પહેલાં એક વાર તો કેટલાક કદમ પાછો હઠે છે. શક્તિશાળી મનુષ્યની શાંતિ અને નિષ્ક્રિયતા પણ એવાજ પ્રકારની છે.

૭–શાણા લોકો પોતાનો ક્રોધ જ્યાં ત્યાં નથી દાખવતા; પણ અંતઃકરણમાં સેવી સુઅવસરની રાહ જુએ છે.

૮–તમારા પ્રતિપક્ષીઓ જ્યારે તમારા કરતાં અધિક બળવાન હોય ત્યારે તેમની આગળ ઝૂકી જાઓ. તેમની અવનતિનો અવસર આવતાં જો તેમના પર તમે આક્રમણ કરશો તો તેઓ બહુ સહેલાઇથી જીતી શકાશે.

૯–જ્યારે કોઇ અસાધારણ સુંદર તક મળી જાય, ત્યારે તો વગર અચકાયે, અસાધ્ય મનાતી વસ્તુ માટે પણ પ્રયત્ન આદરી દો.

૧૦–સમય પ્રતિકૂળ હોય ત્યારે બગલાના જેવી નિષ્કર્મણ્યતા અને શાંતિનો દેખાવ ધારણ કરો; પરંતુ સમય અનુકૂળ થતાંજ બગલાની પેઠે એકદમ ઝડપથી ત્રાપ મારો.

## अध्याय ५० मो–स्थानने ओळखवुं

૧–કાર્યક્ષેત્રની ચોક્કસ ભાળ મેળવ્યા વગર લડાઇ છેડવી નહિ કે લડાઈની શરૂઆત કરી દેવી નહિ.

૨–બળવાન અને શક્તિશાળી પક્ષને માટે પણ કિલ્લેબંદીનાં સ્થાનોમાં મોરચા માંડવા અત્યંત લાભદાયી છે.

૩–દુર્બળ પક્ષ પણ જો યોગ્ય કાર્યક્ષેત્રને પસંદ કરીને સાવધાનતાપૂર્વક સંગ્રામ કરે છે, તો પ્રબળ પ્રતિપક્ષ સામે ટકી શકે છે, એટલુંજ નહિ પણ તેને હરાવે પણ છે.

૪–યુદ્ધને પ્રસંગે જો તમે પૂર્વપરિચિત સુદૃઢ સ્થળોનો આશ્રય લેશો અને તેમનેજ તમારાં કેન્દ્રસ્થાન બનાવી રાખશો, તો તમારા વિરોધીઓની બધીજ યુક્તિઓ નિષ્ફળ થશે.

૫–મગર અગાધ પાણીમાં સર્વશક્તિમાન હોય છે; પરંતુ પાણીની બહાર તો તે માણસનું રમકડું માત્ર બની જાય છે.

૬–મજબૂત પૈડાંવાળો રથ સમુદ્ર ઉપર નથી દોડતો, તેમ સમુદ્ર પર તરતું જહાજ સૂકી ધરતી પર નથી ચાલી શકતું.

૭–જે રાજા પોતાની યોજનાઓ અગાઉથી ઘડી રાખે છે અને ઉચિત સ્થાન પર આક્રમણ કરે છે, તેને પોતાના પરાક્રમ સિવાય અન્ય કોઈ મદદગાર મિત્રની જરૂર પડતી નથી.

૮–જે રાજાનું સૈન્યબળ નબળું હોય, તે રાજા જો સુયોગ્ય સંગ્રામ–સ્થળનોજ માત્ર આશ્રય લે છે તો પ્રબળમાં પ્રબળ શત્રુઓના પણ તેની સામેના તમામ પ્રયત્નો વ્યર્થ નીવડે છે.

૯–સંરક્ષણનાં સાધનો અને બીજી યુદ્ધસામગ્રી બરાબર ન હોય, તોપણ શત્રુઓને તેમનાજ મુલકમાં મહાત કરવા મુશ્કેલ છે.

૧૦–જુઓ, ભાલાવાળાઓની આખી ફોજની ફોજ સામે જે હાથી આંખનો પલકારો પણ માર્યા વગર ટક્કર ઝીલે છે, તેજ મસ્ત હાથી ભેજવાળી જમીનમાં ફસાઇ પડતાં એક ક્ષુદ્ર શિયાળ પણ તેના પર વિજય મેળવે છે.

# અધ્યાય ૫૧ મો–વિશ્વાસ મૂકવા માટે ચોકસી કરવી

૧–ધર્મ, અર્થ, કામ અને પ્રાણભય, એ ચાર મનુષ્યની કસોટી છે. પાર ઊતરનારનેજ તમારો વિશ્વાસ અર્પણ કરો.

૨–જે માણસ ઉચ્ચ કુળમાં જન્મ્યો હોય, દોષોથી મુક્ત હોય અને જેને માનહાનિ કે અપ્રતિષ્ઠાનો ડર હોય, તેવોજ માણસ તમારા વિશ્વાસને માટે લાયક છે.

૩–દુર્લભ વિદ્યાસંપન્ન અને હૃદયના પવિત્ર મનાતા પુરુષોને પણ કસોટીએ ચઢાવી જોશો તો તેઓ પણ સર્વ પ્રકારના અજ્ઞાનથી સાવ મુક્ત તો નહિજ જણાય.

૪–મનુષ્યના સારાપણા અને નરસાપણાનો તોલ કરો અને તેમાં જેનું પ્રમાણ વધારે મળી આવે તે તેનો સ્વભાવ છે એમ માનો.

૫–માણસ ઉદારચેતા છે કે અધમવૃત્તિનો છે તે જાણતાં શીખવાની તમારી ઇચ્છા હોય તો જાણો કે, વર્તન અથવા આચાર-વ્યવહાર એ ચારિત્ર્યની કસોટી છે.

૬–જેમને આગળ પાછળ કોઇજ ન હોય, તેવાંનો વિશ્વાસ કરતાં સંભાળજો; કારણકે તેમનાં દિલ મમતાહીન અને નફટ હશે.

૭–કોઇ મૂર્ખા ઉપર તમારો સ્નેહ હોય તેથીજ જો તમે તેને તમારા વિશ્વસનીય સલાહકાર તરીકે પસંદ કરશો, તો યાદ રાખો કે તે તમને અનંત મૂર્ખતામાં ઘસડી જશે.

૮–જે શખ્સ ચોકસી કર્યા વગર બીજા ઉપર વિશ્વાસ મૂકે છે, તે પોતાના વંશવારસો માટે પણ અનિષ્ટો પેદા કરી જાય છે.

૯–કસી જોયા વગર કોઇનો પણ વિશ્વાસ કરો ના, અને તે

પછી પણ જે માણસ જેને લાયક હોય તેનેજ તે કામ સોંપો.

૧૦-જેનું પારખું જોયું નથી તેના પર ભરોંસો મૂકવો અને પરીક્ષામાં જે લાયક ઠર્યો છે તેના પર સંદેહ લાવવો-એ બન્ને એકસરખાં અનર્થોનાં કારણ બને છે.

# अध्याय ५२ मो–मनुष्योनी परीक्षा अने निमणूंक

૧-જુઓ, જે માણસ સારાંને તેમજ નરસાંને બન્નેને જોતો હોય અને તેમાંથી માત્ર સારાંનીજ પસંદગી કરતો હોય, તેનેજ તમારી નોકરીમાં દાખલ કરજો.

૨-જે માણસ તમારા રાજ્યનાં આર્થિક અને અન્ય સાધન-સામગ્રીનો વિકાસ કરી શકે તેમ હોય અને તેના પર આવી પડતી આપત્તિઓનું નિવારણ કરી શકે તેમ હોય, તેનાજ હાથમાં તમારી રાજ્યવ્યવસ્થાની દોરી સુપ્રત કરો.

૩-તમારી નોકરી માટે એ આદમીનેજ માત્ર પસંદગી મળવી જોઈએ, કે જેનામાં દયા, બુદ્ધિ અને શીઘ્ર નિશ્ચયના ગુણો હોય અને જે લોભલાલચથી રહિત હોય.

૪-અનેક આદમી એવા પણ હોય છે, કે જે કસોટીમાં પાર ઊતરે છે, પરંતુ કર્તવ્ય-પાલન વખતે પલટાઇ જાય છે.

૫-મનુષ્યોને કામ સોંપવું તે તેમની કુશળતા, કાર્યદક્ષતા અને અનુભવજ્ઞાનાદિનો વિચાર કરીને સોંપવું, અને નહિ કે તમારી જાત પ્રત્યેના તેમના પ્રીતિભાવ અને મમતાના ખ્યાલથી.

૬-નોકરની પસંદગી કરીને જે કામ માટે તે યોગ્ય હોય તેજ કામ કરવાનું સોંપો; અને પછી તે કરવાની જ્યારે પાકી તક

આવે ત્યારેજ તેની પાસે તે શરૂ કરાવો.

૭-પ્રથમ નોકરની શક્તિ તેમજ જે કામ માટે તેની લાયકાત હોય તે કામનો નિશ્ચય કરી લો; અને પછી તેને તે કામની જવાબદારી સોંપી દો.

૮-અમુક આદમી અમુક પદવીને માટે લાયક છે એવો તમારો નિશ્ચય બંધાઇ જાય, ત્યાર પછી તેને તે દરજ્જે ચઢાવો અને તે પદવીને તે દિપાવી શકે તેવી અનુકૂળતાઓ તેને પૂરી પાડો.

૯-જુઓ, જે આદમી કાર્યકુશળ એવા નોકરને હાથે (પ્રસંગોપાત) લેવાયલી છૂટછાટનો અને મિત્રતાસૂચક વ્યવહારનો ઊંધો અર્થ સમજે છે, તેની ભાગ્યલક્ષ્મી તેનાથી ભાગી જશે.

૧૦-રાજાએ પ્રતિદિન પ્રત્યેક બાબતની દેખરેખ રાખવી ઘટે; કારણકે જ્યાંસુધી રાજ્યના અમલદારોમાં કોઇ જાતનો બગાડ નથી પેદા થતો, ત્યાંસુધી દેશને કોઇ પણ જાતની હેરાનગતિ ભોગવવી પડતી નથી.

## अध्याय ५३ मो-सगांसंबंधीओनुं पालनपोषण

૧-આફતના વખતમાં પણ ચુસ્ત રીતે વળગી રહેવાનો ભાવ માત્ર સગાંસંબંધીઓ અને ભાયાતવર્ગમાંજ હોય છે.

૨-જેમના સ્નેહભાવમાં ન્યૂનતા કદી ન આવે એવાં સગાંસંબંધીઓ જે મનુષ્યને સદ્ભાગ્યથી પ્રાપ્ત થયાં હોય, તેની ચઢતી કળાજ થશે.

૩-જે મનુષ્ય પોતાના જાતિભાઇઓની સાથે મોકળે મને હળતોમળતો નથી અને તેમના સ્નેહભાવનો અધિકારી હોતો

નથી, તેની સ્થિતિ પાળ વગરના તળાવ જેવી છે; ઉન્નતિનાં પાણી તેના ભાગ્યમાં સ્થિર ન રહેતાં વહી જશે.

૪–પોતાના જાતિભાઇઓનો જમાવ કરી તેમને પોતાને વળગેલા રાખવા, એજ પોતાની આબાદીનો ઉપયોગ અને હેતુ છે.

૫–માણસની જીભમાં મીઠાશ અને હાથ ઉદાર હશે, તો તેનો સજાતીય વર્ગ તેની આસપાસ એકઠો થશે.

૬–જે મનુષ્ય ઉદાર હાથે ભેટ–સોગાદો આપે છે અને ગુસ્સો કરતો નથી, તેના કરતાં વધારે દૃઢ ભક્તિવાળો ભાયાતવર્ગ અને સજાતીયોનો સાથ દુનિયામાં કોઇને નથી હોતો.

૭–કાગડો પણ પોતાના જાતિબંધુઓથી પોતાનો ખોરાક સ્વાર્થવશ બની કદી છુપાવતો નથી, પણ તેની સાથે સ્નેહભાવથી વહેંચીને ખાય છે. એવાજ મનુષ્યોની આબાદી રહેશે.

૮–રાજા પોતાના સઘળાજ જાતિભાઇઓ જોડે એકસરખું વર્તન ન રાખતાં દરેકની સાથે તેની યોગ્યતા પ્રમાણે વર્તનની વિવિધતા રાખે, એ સારૂં છે; કારણકે ઘણાઓને બીજા ન ભોગવતા હોય એવા ખાસ હક્કો ભોગવવાનો મોહ હોય છે.

૯–ભાયાતનું મનોમાલિન્ય દૂર કરવાનો ઇલાજ સહેલો છે; એના અભાવાનું કારણ દૂર કરો એટલે તરતજ તે તમારે પડખે દોડી આવશે.

૧૦–જ્યારે કોઇ રિસાયલો ભાયાત તમારી પાસે કોઇ કારણસર પાછો આવે ત્યારે તેનો અંગીકાર કરો, પણ સાથે સાથે સાવચેતી પણ રાખો.



# अध्याय ५४ मो–असावधानीथी संभाळवुं

૧–મિથ્યાભિમાનથી ભરેલા સ્વસંતોષમાંથી જન્મતી અસાવધાનતા બેહદ ગુસ્સા કરતાં પણ વધારે ખરાબ વસ્તુ છે.

૨–ઘોર દારિદ્રયદુઃખ જેમ બુદ્ધિને કચડી નાખે છે તેમ સલામતીની ખોટી ભાવના કીર્તિનો સંહાર કરે છે.

૩–કીર્તિ અથવા ગૌરવ અસાવધ માટે છેજ નહિ; દુનિયામાંના સકળ સંપ્રદાયોના વિચારકોનો એ નિશ્ચિત મત છે.

૪–ભીરુ અને બીકણને કિલ્લા અને ગઢોથી શું ફાયદો થાય ? તેમજ અસાવધાનને પુષ્કળ સાધનસામગ્રીથી પણ શું ?

૫–જે આદમી પ્રત્યેક આશંકા સામે અગાઉથી નહિ ચેતે, તેને અકસ્માત આફત આવતાં એ શરતચૂક માટે પસ્તાવું પડશે.

૬–બધા પ્રસંગો અને બધાજ મનુષ્યો સામે સાવચેત રહેવામાં જો તમે પ્રમાદ ન કરો, તો એના જેવું એકે નહિ.

૭–એ શખ્સને માટે કશુંજ અશકય નથી, કે જે પોતાના હરકામમાં સદા જાગ્રત અને સાવધાન મન સંયોજી શકે.

૮–રાજાએ, બુદ્ધિમાનોએ ભલામણ કરેલાં કિંવા વખાણેલાં કાર્યોમાં ખંતથી મંડ્યા રહેવું ઘટે. એ કર્તવ્યોનો જો તે ત્યાગ કરી દેશે, તો દુઃખભોગમાંથી સાત જન્મોમાં પણ તેનો છુટકારો નહિ થાય.

૯–મિથ્યાભિમાનમાં ફુલાઇ જવાની લાલચ જયારે જયારે તમને થાય, ત્યારે ત્યારે પ્રમાદ અને ગફલતથી જે લોકોનો વિનાશ થયો છે તેમના દાખલા મનમાં સંભારી જાઓ.

૧૦—પોતાની જે કંઇ ઇચ્છા હોય તે મેળવવાનું માનવીને માટે સાચેજ સહેલું છે; પણ શરત એટલી કે, તે પોતાનો હેતુ નિરંતર પોતાના મન આગળ જાગ્રત રાખે.

# अध्याय ५५ मो—न्यायी अमल

૧—ખૂબ વિચાર કરો અને બે પક્ષમાંથી એકેના તરફ તમારૂં વલણ બતાવો નહિ. નિષ્પક્ષપાત બનો અને કાયદાબાજ લોકોની સલાહમસલત લ્યો. ન્યાય છાણવાની એ રીત છે.

૨—સંસાર પોતાના જીવનનિભાવને માટે મેઘ તરફ દૃષ્ટિ કરે છે, તેવીજ રીતે પ્રજાજન પોતાના જાનમાલના રક્ષણ માટે રાજદંડ ઉપર નજર ઠેરવે છે.

૩—જે રાજા પોતાની પ્રજા ઉપર સ્નેહથી અમલ ચલાવે છે, તેનીજ રાજ્યલક્ષ્મી દીર્ઘ કાળ રહેશે.

૪—જે રાજા ધર્માનુસાર રાજ્ય ચલાવે છે, તેના મુલકમાં નિયમિત વર્ષાઋતુ અને ઉત્તમ પાકો પોતાનું ઘર કરીને રહે છે.

૫—રાજાને વિજય અપાવનાર એનો ભાલો નથી; પણ એનો ન્યાયી રાજદંડ છે, કે જે હમેશાં સીધો રહે ને કોઇ પણ પક્ષની તરફ કદી ન નમે.

૬—રાજા પોતાની સકળ રૈયતનો રક્ષણહાર છે અને જો તે એને કોઇ પણ પક્ષની બાજુએ કદી ઢળવા નહિ દે, તો તેનું રક્ષણ તેનો ન્યાયી રાજદંડજ કરશે.

૭—જે રાજાની સમીપ તેની પ્રજા સહેલાઇથી જઇ શકતી નથી અને જે પોતાની પાસે આવતી ફરિયાદોનો સંભાળથી ઇન્સાફ

કરતો નથી, તે રાજા સ્થાનભ્રષ્ટ થઇને કોઇ શત્રુની ગેરહાજરીમાં પણ નાશ પામશે.

૮–જુઓ, જે રાજા પોતાની પ્રજાનું બહારના તેમજ અંદરના બન્ને પ્રકારના દુશ્મનોથી રક્ષણ કરે છે, તે રાજા અપરાધ કરનાર પ્રજાજનોને જો દંડે તો તે તેનો દોષ ન કહેવાય; ઊલટું એમ કરવું એ તેનો ધર્મ છે.

૯–દુષ્ટ લોકોને મૃત્યુની સજા કરવી, એ અનાજના ખેતરમાંથી નિંદામણ દૂર કરી દેવા બરાબર છે.

# अध्याय ५६ मो–जुलमी राज्य

૧–જે રાજા પોતાની પ્રજા ઉપર અત્યાચાર ગુજારે છે અને અન્યાયનાં કામ કરે છે, તે રાજા ખૂની કરતાં પણ ભૂંડો છે.

૨–અન્યાયી રાજાની રાજનીતિ સશસ્ત્ર વાટપાડુના મુખમાંથી નીકળતી "ઊભા રહો અને જે હોય તે આપી દો" એવી ધમકીના જેવી હોય છે."

૩–જે રાજા પોતાના રાજતંત્રની હરહમેશ દેખરેખ રાખતો નથી અને તેની અંદરની અવ્યવસ્થા અને ત્રુટીઓ દૂર કરતો નથી, તેનો રાજ્યઅમલ દિવસે દિવસે ઘસાતો જાય છે.

૪–જુઓ, જે અવિચારી રાજા ન્યાયના રસ્તાથી આડોઅવળો ચાલે છે, તેને પોતાનું રાજ્ય અને ઐશ્વર્ય ગુમાવવું પડશે.

૫–જુલમ નીચે કચડાતા લોકોની હાય અને આંસુજ રાજાની રાજ્યસમૃદ્ધિનો વાસ્તવિક રીતે ક્ષય કરે છે.

૬-રાજાઓને કીર્તિ અપાવનાર તેમનો ન્યાયી અમલજ છે; પણ અન્યાયી રાજ્યઅમલ તેમની કીર્તિને કલંકિત કરી દે છે.

૭-વર્ષાહીન આકાશની તળે પૃથ્વીની દશા કેવી થાય છે ? આબેહૂબ તેવીજ દશા નિર્દય પ્રજાપીડક રાજાના અમલ તળે પ્રજાવર્ગની થાય છે.

૮-જુલમગાર રાજાના અમલ તળે ધનવાનની સ્થિતિ ગરીબના કરતાં વધારે દુઃખી થાય છે,

૯-જો રાજા ન્યાય અને ધર્મના માર્ગમાંથી વાંકોચૂંકો ચાલશે તો મેઘરાજા તેના રાજ્યમાં સમયસર વૃષ્ટિ નહિ કરે.

૧૦-જો રાજા ન્યાયપુરઃસર પોતાનું શાસન નહિ ચલાવે તો ગાયોનાં થાન સુકાઈ જશે અને બ્રાહ્મણ પોતાની વિદ્યા ભૂલી જશે.

## अध्याय ५७ मो-अयोग्य कामोथी दूर रहेवुं

૧-રાજાએ ગુનેગારના ગુનાનું બરાબર માપ કાઢવું અને તેને એવી જાતની સજા કરવી કે તે ફરીને એવો ગુનો ન કરે; પરંતુ એ સજા હદપારની કડક ન હોવી જોઈએ.

૨-જેમની ઇચ્છા પોતાની રાજસત્તા ટકાવવાની હોય, તેમણે પોતાનો દંડ હોશિયારીથી વીંઝતો રાખવો; પણ તેનો ફટકો પોચેથી મારવો-બહુ જોસથી નહિ.

૩-જુઓ, જે રાજા લોહદંડથી શાસન કરે છે અને લોકોમાં ત્રાસ ઉપજાવે છે, તેને મિત્રરહિત બનીને શીઘ્ર નાશ પામવા વખત આવે છે.

૪-જુઓ, જે રાજાની નિર્દયતા તેની રૈયતમાં કહાણીરૂપ

થઇ પડશે, તેને આપત્તિવેળાએ રાજ્ય ગુમાવવું પડશે અને તેનો આવરદા પણ ટૂંકો થશે.

૫-જે રાજા નિષ્ઠુર હૃદયી અને વિકરાળ મોઢાનો હોઇ તેની પ્રજાને માટે અગમ્ય હોય છે, તેના હાથમાં રહેલ સમૃદ્ધિ એક ભયંકર રાક્ષસથી રક્ષાતા ધનભંડાર જેવી છે.

૬-રાજા જો કઠોરભાષી અને ક્ષમાહીન હશે તો તેની રાજ્ય-સમૃદ્ધિ, ફાવે તેટલી મોટી હોવા છતાં, સત્વર નષ્ટ થઇ જશે.

૭-કઠોર વચનો અને હદપારની કડક સજાઓ, એ એવી કાનસો છે, કે જે સત્તારૂપી લોખંડને ઘસી ઘસીને સાફ કરી નાખે છે.

૮-જુઓ, જે રાજા પોતાની યોજના નિષ્ફળ નીવડતાં મંત્રીમંડળની સલાહમસલત નહિ લે અને ઉશ્કેરાઇ જઇને ત્રાસ વર્તાવશે, તેની રાજ્યલક્ષ્મી ક્ષીણ થઇ જશે.

૯-જે રાજા સવેળાએ પોતાના બચાવનાં સાધનોની પેરવી નહિ રાખે, તેને એકાએક લડાઇનો પ્રસંગ આવતાં ભયથી થર-થર કંપવું પડશે ને સત્વર નષ્ટ થવું પડશે.



# અધ્યાય ૫૮–મો–ઠાવકાઈ કિંવા ઠરેલપણું

૧–ઠાવકાઇ નામે ઓળખાતી ચિત્તચોર સુંદરી તરફ જુઓ; સંસારનું ચક્ર નિર્વિઘ્ને ચાલે છે તે એનાજ પ્રતાપે.

૨–ગાઈ ન શકાય એવા ગીતની કિંમત શી ? અને અનુગ્રહ કે મહેરબાની ન દાખવનાર આંખની પણ કિંમત શી છે ?

૩–માત્ર ચહેરામાંજ દેખાવ દેનાર આંખોનો શો ઉપયોગ છે, જો તેઓ બીજાઓ પ્રતિ તેમના પ્રમાણમાં ઠાવકાઇ ન દેખાડે?

૪–વિચારશીલતા અથવા ગાંભીર્ય એજ આંખનું ભૂષણ છે. જે આંખમાં તે ન હોય તેની ગણના માત્ર બાકાંમાંજ થશે.

૫–બીજાઓ પ્રતિ વિચારશીલતા ન દાખવનાર આંખોવાળા માણસો તરફ જુઓ ! ખરેખર, તેઓ જમીનમાં ઊભેલા સૂકા ઠૂંઠા કરતાં વધારે સારા નથીજ.

૬–તે લોકો સાચેજ આંધળા છે, જેઓ બીજાઓ પ્રતિ ઠાવકાઈ નથી દેખાડતા; અને બીજાઓના અપરાધ પ્રતિ મીઠી નજરે જોનારના જેવા વાસ્તવ જોનારા પણ કોઇજ નથી.

૭–નિજ કર્તવ્યના પાલનમાંથી જરાયે ચ્યુત થયા વગર બીજાંઓ પ્રત્યે જે રહેમદિલી અને ઠાવકાઇ દાખવી શકે છે, તે માણસ આ પૃથ્વીનો વારસદાર થશે.

૮–તમારો અપરાધ કર્યો હોય તેવા લોકો પ્રત્યે પણ ક્ષમા-પ્રદાન કરવું અને રહેમદિલી દાખવવી એ કુલીનતાનું લક્ષણ છે.

# अध्याय ५९ मो–शक्ति–उत्साह

૧–જેમનામાં શક્તિ અથવા ઉત્સાહ હોય, તેઓજ શ્રીમંત કહેવાય. અશકત લોકો શું પોતાની મિલકતના પણ માલિક છે કે?

૨–ઉત્સાહ અને ઉદ્યમ એજ માણસનું સાચું ધન છે; કેમકે ધનદોલત તો કોઈ ને કોઇ દિવસ તેની પાસેથી જવાનીજ.

૩–જે લોકોના હાથમાં અખૂટ ઉત્સાહ અને પુરુષાર્થરૂપી સાધનસામગ્રી હોય છે તે લોકો નિરાશ થઇને કદીજ કહેશે નહિ કે, " હાય ! અમે પાયમાલ થઈ ગયા ! "

૪–જે મનુષ્ય ઉદ્યમમાંથી કદીજ પાછી પાની કરતો નથી, તેનું ઠેકાણું પૂછતી ભાગ્યલક્ષ્મી તેને ઘેર પધારે છે.

૫–જે જળ વડે છોડવાનું સિંચન થાય છે, તેજ જળ તેનાં ફૂલના ઉતારા અથવા ફાલનું માપ છે; તેવીજ રીતે માણસનો કાર્ય કરવાનો જુસ્સો એજ તેની ભાગ્યલક્ષ્મીનું માપિયું છે.

૬–તમારા બધાજ કાર્યહેતુઓ મહાન અને ભવ્ય થવા દો; કારણકે જો તેઓ નિષ્ફળ નીવડશે તોપણ તમારી કીર્તિને ઝાંખપ લાગશે નહિ.

૭–વીર્યવાન પુરુષો હાર થવા છતાં હિંમત હારતા નથી. હાથીના શરીરમાં સુતીક્ષ્ણ તીર ઊંડે ખૂંપતાં તે પોતાના પગ રણક્ષેત્રમાં ઓર દૃઢતાથી જમાવે છે.

૮–જે માણસો પુરુષાર્થહીન હોય છે યાને જેમનામાં ઉત્સાહ અને ઉદ્યોગનો અભાવ હોય છે, તેમના નસીબમાં અખૂટ કીર્તિ કદીજ સંભવતી નથી.

૯–હાથીનું ભારે મોટું કદ અને તેના અણિયાળા દંતશૂળો

તેને શું કામ લાગે છે? વાઘને પોતાના પર તરાપ મારવાની તૈયારી કરતો જોઇનેજ હાથીના મોતિયાં મરી જાય છે.

૧૦-ઉત્સાહની ભરપટ એજ બસ બળ છે. જેમનામાં તે નથી તે લોકો માત્ર ઝાડનાં ઠૂંઠાં કે થાંભલા જેવા છે. તેમને માનવીનું શરીર છે એટલોજ માત્ર તફાવત.

૧૧-'આ કામ અશકય છે' એમ કહીને કદી પાછા પડો ના; કેમકે શ્રમ તમને પ્રત્યેક વસ્તુ પ્રાપ્ત કરવાની શક્તિ અર્પશે.

૧૨-ખબરદાર ! કોઈ પણ કામ અધૂરૂં છોડયું તો ! કારણકે આરંભેલું કામ અધૂરૂં મૂકનારની પરવા દુનિયા કરતી નથી.

૧૩-જનસેવા કરવાને શક્તિમાન થવાનો ગૌરવભર્યો આનંદ માત્ર મહાન લોકોનેજ મળે છે, કે જેઓ કોઇ પણ જાતનો પરિશ્રમ ઉઠાવવામાં પાછી પાની કરતા નથી.

૧૪-પ્રમાદી પુરુષની ઉદારતા એ હીજડાના હાથમાંની તલવાર જેવી છે, તે લાંબો વખત નભશે નહિ.

૧૫-જે માણસ સુખભોગને ન ચાહતાં, કામ અને શ્રમનેજ ચાહનારો હોય તે પોતાના મિત્રમંડળને શક્તિના સ્તંભરૂપી થઇ પડશે અને તેમનાં શોક-દુઃખનાં આંસુ લૂછશે.

૧૬-ઉદ્યોગ એ અભ્યુદય અને આબાદીની જનની છે, ત્યારે નિરૂદ્યમ અથવા આળસ એ દળદર અને તંગીને જન્મ આપે છે.

૧૭-દુર્દશાદેવીનું રહેઠાણ પ્રમાદ અથવા આળસમાં છે; ત્યારે અપ્રમાદી જનના પરિશ્રમમાં સાક્ષાત્ કમલાદેવીનો વાસો છે.

૧૮-સમૃદ્ધિ મનુષ્યનો ત્યાગ કરી જાય તેમાં શરમાવાનું નથી; પણ ઉદ્યોગમાંથી ઇરાદાપૂર્વક પાછા પડવું તે અકીર્તિકર છે.

૧૯-સકળ દેવતાઓ વિરુદ્ધ હોય, તોપણ ઉદ્યોગની દેવીને

પરિશ્રમનો રોજ ચૂકવ્યા વગર ચાલતું નથી.

૨૦-જે લોકો દૈવને આધીન થઇ બેસી નથી રહેતા, પણ તે રૂઠેલું હોવા છતાં અવિશ્રાંત મહેનત કરે છે તેઓ એ દૈવને પણ આંગળી કરશે યાને ચીડવશે.

# अध्याय ६० मो-अप्रमाद

૧-'વંશ' અગર 'વેલો' એ નામે ઓળખાતો જાથુકનો દીવો, પ્રમાદ નામની ગંદી હવાનો હુમલો થશે તો હોલવાઇ જશે.

૨-જેમને પોતાનો વંશ પાકે પાયે સ્થાપવો હોય તેમણે પ્રમાદને તેના સાચા નામથી પિછાની તેનાથી સદંતર દૂર રહેવું ઘટે.

૩-જે મૂર્ખો પ્રમાદવશ બનીને ખૂનીને પોતાની કોટે વળગાડે છે, તેના વંશનું અકાળે આવી બને છે.

૪-જે લોકો પ્રમાદમાંજ પડયા રહે છે અને ઉચ્ચાશયી તથા ઉમદા કામો પ્રતિ પોતાના હાથ વાળતા નથી, તેમનો વંશ વિનાશના પંથે પળશે અને તેમના દુર્ગુણો ડગલે ને પગલે વધતા જશે.

૫-લાસરિયાપણું, ભૂલકણાવેડા, આળસ અને ઊંઘ એ ચાર, વિનાશને માટે સરજાયેલા લોકોની વિલાસનૌકા છે.

૬-પ્રમાદી જનો રાજાઓના કૃપાપાત્ર હોય, તોપણ સંસારમાં તેમનો કદાપિ અભ્યુદય થતો નથી.

૭-જેના પણ કુટંબ ઉપર આપત્તિઓ આવી હોય, તે જો પ્રમાદનો ત્યાગ કરી દેશે તો તેજ ઘડીએ તેની ઉપાધિઓ ટળી જશે.

# અધ્યાય ૬૧ મો—આફતમાં પણ હિંમત

૧—તમારા ઉપર આફ્ત આવે, ત્યારે હસતે મોઢે તેની સામ થાઓ; આફ્તની સામે શક્તિ આપવાને હાસ્ય જેવું બીજું કંઇ નથી

૨—ચંચળ વૃત્તિનો આદમી પણ મુસીબતની સામે થવાને જો પોતાની મનોવૃત્તિઓને એકાગ્ર કરશે, તો તેની સાથે તેજ ઘડીએ મુસીબતોનો ઊલટેલો આખો દરિયો શમી જશે.

૩—મુસીબતોની પરવા ન કરનારાઓજ મુસીબતોને મૂંઝવીને પાછી વાળે છે.

૪—જે મનુષ્ય હરેક આફ્તને ખૂંદીને, આગળ વધવાને તન તોડ મહેનત કરવાની તૈયારી રાખે છે, તેને ભલે વિઘ્નો નડે, પણ આખરે તો તે એ વિઘ્નોનેજ નિરાશ બનાવીને પાછાં કાઢશે.

૫—આપત્તિઓની આખી ફોજને પોતાની સામે ગોઠવા ચલી જોઇને પણ જેનું હૃદય મોળું નથી પડતું, તેના માર્ગમ વિઘ્નોને આવતાંજ વિઘ્ન નડે છે.

૬—સૌભાગ્યને વખતે જેઓ અભિમાનમાં આવી જતાં નથી તેમને "હાય, અમે પાયમાલ થઇ ગયાં!" એમ કહીને રોવા પણું હોય ખરૂં કે?

૭—શાણા તો સમજતાજ હોય છે કે, આ શરીર એ આપત્તિ ઓનો ઉતારો છે, અને તેથી તેમના ઉપર જો કોઇ આફ્ આવી પડે છે તો તેઓ તેની પરવાજ કરતા નથી.

૮—જુઓ, જે આદમી સુખચેનની ચાહના રાખતો નથી અ જે જાણે છે કે આપત્તિઓ પણ સૃષ્ટિક્રમના કાયદાનો એક અં છે, તે આદમીને કોઇ પણ આપત્તિથી ચચણાટ થતો નથી.

૯—જે મનુષ્ય પરિશ્રમની પીડા, તકલીફ અને કડાકૂટને કર્ત વ્ય તરીકે માને છે, તેનાં વખાણ તેના દુશ્મનોને મોઢે પણ થાય છે

# અધ્યાય ૬૨ મો–વાક્ચાતુર્ય

૧–આબાદી અને પાયમાલી, અથવા સંપત્તિ ને વિપત્તિ જીભની શક્તિમાં યાને જીભને વશ રહેલી છે; માટે વાણીનો અવિવેક ન થાય તેની ખાસ સંભાળ રાખવી.

૨–જે વાણી મિત્રોનો મૈત્રીસંબંધ દૃઢ કરાવે અને દુશ્મનોનાં દિલ પિગળાવે તેજ વાણી 'વાણી' નામને યોગ્ય છે.

૩–પ્રત્યેક પરિસ્થિતિની એક વાર વાજબી તુલના કરો અને તે પછીજ ઉચિત વાણી ઉચ્ચારો; કારણકે ધર્મની વૃદ્ધિ અને લાભની દૃષ્ટિએ એના કરતાં વધારે કિંમતી કંઇજ તમારે નથી.

૪–તમે એવી વાણીનું ઉચ્ચારણ કરો, કે જેને અન્ય કોઇજ વાણી દબાવી દઇ શકે નહિ.

૫–પોતાના શ્રોતાનાં દિલ પોતાની સાથે એકરૂપ બનાવી દે એવી વકતૃતા કરવી અને સામાવાળાઓનાં વચનોનો સાર ઝડપભેર સમજી લેવો, એ પક્કા મુત્સદ્દીનું ખાસ લક્ષણ છે.

૬–જે મનુષ્ય વાક્યચાતુર્યસંપન્ન છે અને જે ગભરાટ કે ડરને ઓળખતો નથી, તેને ચર્ચા કે વાદમાં હરાવી દેવાનું કામ ભલભલાને માટે પણ અશકય છે.

૭–જે માણસની વકતૃતા સુસંબદ્ધ અને સમજાવટભર્યા શબ્દોથી સુસજ્જિત હોય છે, તે સમગ્ર સંસારને પોતાની આંગળીને ટેરવે નચાવે છે.

૮–જે લોકોને પોતાના મનના વિચાર થોડા અને યોગ્ય શબ્દોમાં જાહેર કરી દેવાની કળા સાધ્ય નથી હોતી, તેઓમાંજ સાચે ઝાઝું પીંજણ પીંજવાની લત હોય છે.

# અધ્યાય ૬૩ મો–આચારવ્યવહારની પવિત્રતા



૧–મૈત્રીસંબંધો માનવીને વિજય અપાવનારા છે, પરંતુ આચારવ્યવહારની પવિત્રતા મનુષ્યની હરેક ઇચ્છાને તૃપ્ત કરે છે.

૨–જે કૃત્યોથી સુયશ અને જાથુકનો લાભ થાય તેમ ન હોય, તેવાં કૃત્યોથી હમેશાં છેટા રહો.

૩–જે લોકો સંસારમાં ઉન્નતિ સાધવાના અભિલાષી હોય, તેમણે કીર્તિને કલંકિત બનાવનાર સર્વ પ્રકારનાં આચરણોથી અળગા રહેવું ઘટે.

૪–જે લોકો વસ્તુઓને તેમના વાસ્તવિક પ્રમાણમાંજ નીરખે છે, તેઓના પર આફતની વેળા આવી પડતાં પણ તેઓ અકીર્તિકર અને અધમ આચરણનો આશ્રય લેતા નથી.

૫–સત્પુરુષો જે કામોને નિંદ્ય ગણતા હોય, એવાં કામો પોતાને જન્મ આપનારી માતાને ભૂખમરામાંથી બચાવવા ખાતર પણ કોઇએ ન કરવાં.

૬–અપયશભરેલાં અધમ સાધનોથી એકઠી કરેલી દોલત ને જાહોજલાલી કરતાં સદાચારી મનુષ્યની કંગાલિયત અને તંગી અનેક દરજ્જે સારી છે.

૭–સામાને રોવરાવીને જે સંપત્તિ એકઠી કરવામાં આવે છે તે બધીજ, તેના સંચયકર્તાને રોતો રાખીનેજ વિદાય થઇ જાય છે; પરંતુ સદાચારને રસ્તે સંપાદન કરેલી સંપત્તિ વચમાં નષ્ટ થઇ જાય છે તોપણ આખરે આવી મળેજ છે.

૮–દગાફટકા દ્વારા દ્રવ્યનો સંચય કરવાની કોશિશ કરવી, તે વણપકવેલા માટીના ઘડામાં પાણી ભરી રાખવા સમાન નિષ્ફળ છે.



# અધ્યાય ૬૪ મો–ગુણાવગુણનો નિર્ણય

૧–સફળતાની મહત્તા, સફળતાને માટે મથનારી ઇચ્છાશક્તિની મહત્તા સિવાય અન્ય કંઇજ નથી. ( અર્થાત્ ઇચ્છાશક્તિ પણ મહાન હોવી જોઈએ. )

૨–નિષ્ફળ જાય એવાં કૃત્યોથી અળગા રહેવું, પણ સફળતાનો સંભવ છતાં માત્ર વિઘ્નોથી ડરીને પ્રયત્નથી દૂર ન થવું, એ બે સિદ્ધાંતો બુદ્ધિમાન લોકોના માર્ગદર્શક ભોમિયા કહેવાય છે.

૩–ખરો કાર્યસાધક પોતાની મતલબને ત્યારેજ પ્રકટ થવા દે, કે જ્યારે તે મતલબ પાર પડે; કારણકે કવેળાની જાહેરાતથી કદાચ એવાં વિઘ્નો આવે કે જે ટાળવાં અશકય થાય.

૪–હરકોઇ વાત કરવી સહેલી છે, પણ તે વાતને પ્રયોગસિદ્ધ કરી આપવી કઠિન છે.

૫–મહાન કામો પાર પાડવાને પંકાયલો હોય એવા માણસની સેવા–સહાયતા મેળવવાને રાજાઓ પણ પડાપડી કરે છે અને બધેજ તેની સેવાનાં વખાણ થાય છે.

૬–જે પણ કામ કરવાની મનુષ્યો ઇચ્છા કરે છે, તે કામ તેમનું પાર પડે છે અને તે પણ તેમની ઇચ્છેલી રીતેજ; પરંતુ શરત એટલી કે, તેઓ જે કરવાની ઇચ્છા કરે તે પોતાની પૂરી શક્તિ અને પૂરા દિલથી કરે.

૭–દેખાવ પરથીજ કોઇ શખ્સનો તિરસ્કાર ન કરો; કારણકે એવાં પણ માણસો દુનિયામાં છે, કે જેઓ વેગબંધ દોડતા ભારે મોટા ગાડાની ધરીના ખીલા સમાન હોય છે.

૮–પોતાની સમગ્ર કુશળતા ને કુનેહબુદ્ધિને કામે લગાડીને

અમુક બાબતનો એક વાર જો તમે નિશ્ચય કરી દીધો, તો પછી તેમાંથી જરાયે ન ડગમગતાં પાર પાડવા મંડી પડો.

૯-એવાંજ કામો ઉપાડવાં, કે જે સુખ વધારનારાં હોય; અને એવાં કામને આચરતાં કદાચ તમને નિર્દય ફજેતીના ભોગ થવું પડે, તોપણ છેવટ સુધી મજબૂત રહો.

૧૦-જે માણસોમાં ગુણાવગુણના નિર્ણયનો અભાવ હશે, તેમણે બીજી રીતે ફાવે તેટલી મહત્તા મેળવી હશે તોપણ દુનિયા તેમની પરવા કરશે નહિ.

# अध्याय ६५ मो-कार्यसंचालन

૧-હરકોઈ એક નિર્ણય પર પહોંચવું, એજ વિચારમાત્રનો ઉદ્દેશ છે; અને એક વાર નિર્ણય થયો એટલે તેને અમલમાં મૂકવાની ઢીલ કરવી એ મોટી ભૂલ છે.

૨-જે બાબતો આરામથી ને અવકાશને વખતે કરવા જેવી હોય તે તો ખૂબ શોચી વિચારીનેજ કરવી; પરંતુ જેમાં તાકીદની જરૂર હોય તેવી બાબતોમાં તો એક ઘડીનો પણ વિલંબ ન કરવો.

૩-પરિસ્થિતિ બધી અનુકૂળ હોય ત્યારે તો સડસડાટ લક્ષ્યસ્થાન ભણીજ ચાલ્યા જાઓ; પરંતુ સંજોગો પ્રતિકૂળ હોય ત્યારે તો એવોજ માર્ગ ગ્રહણ કરો, કે જેમાં ઓછામાં ઓછો અંતરાય નડે તેમ હોય.

૪-અધૂરૂં કાર્ય અને જીત્યા વગરના શત્રુઓ અગ્નિના હોલવાયા વગરના અંગારા જેવા છે. અવસર મળતાં તે વધી જશે અને વેઠઉતાર કામ કરનાર માણસને દબાવી દેશે.

૫–પોતાને હસ્તકનાં સાધનસામગ્રી, ઓજાર, કાર્યનુ સ્વરૂપ, સમયની યોગ્યતા અને કાર્ય માટે પસંદ કરેલા સ્થાનનું વાજબીપણું–એ પાંચ બાબતોનો પ્રત્યેક કામ કરતી વખતે કાળજીપૂર્વક વિચાર થવો જોઈએ.

૬–અમુક કામ કરવામાં કેટલો પરિશ્રમ પડશે, વચમાં કેટલા ને કયા અંતરાયો ઉપસ્થિત થશે અને તે કરવાથી કયો લાભ થવાની આશા છે, એ વાતોનો પ્રથમથી નિશ્ચય કરી લ્યો અને તે પછીજ તે કામ હાથ ધરો.

૭–જે કામમાં જે મનુષ્ય ખાસ હોશિયાર હોય તેની પાસેથી તે કાર્યનું રહસ્ય યુક્તિપૂર્વક શીખી લેવું, એજ કામમાં સફળતા મેળવવાની રીત છે.

૮–હાથી પકડનારાઓ એક હાથીદ્વારા બીજા નવા હાથીને ફસાવે છે; તેવીજ રીતે એક કામને બીજા કામનું સાધનભૂત બનાવવું.

૯–મિત્રોને ઇનામ અકરામોથી નવાજો તેના કરતાં પણ વધારે સ્ફૂર્તિથી છંછેડાયલા શત્રુઓને શાંત પાડીને મિત્ર કરી લેવાની પ્રવૃત્તિ આદરો.

૧૦–દુર્બળ હોય તેમણે જાલુકના ભયમાંથી પોતાનો જાન બચાવવાની કોશિશ કરવી જોઇએ; તેથી જ્યારે પણ સંજોગ આવે ત્યારે બીજા બળવાનોની સંગાથે મૈત્રી સંબંધથી તરત બંધાઇ જવું.



# अध्याय ६६ मो–राजदूत अथवा एलची

૧–પ્રેમાળ સ્વભાવ, ઊંચું કુળ અને રાજાઓના દિલનું રંજન કરે તેવી રીતભાત—એ એલચીના કાર્ય માટેની લાયકાતો છે.

૨–પોતાના રાજા પ્રત્યેની એકનિષ્ઠા ભરી વફાદારી, તેજસ્વી બુદ્ધિ અને વાક્ચાતુરી, આ ત્રણ ગુણ એલચીમાં ખાસ જરૂરી છે.

૩–પોતાના માલિકને ખચિત લાભદાયી નીવડે એવાંજ વચનો સામા સમક્ષ બોલવાનું માથે લે છે, તે સર્વશ્રેષ્ઠ વિદ્વાન હોવો જોઇએ.

૪–જેનામાં અક્કલ તેમજ જ્ઞાન બન્ને હોય અને જેનો ચહેરો ભવ્ય અને તેજસ્વી હોય, તેવાનેજ દૂતકાર્ય માટે જવા દેવો.×

૫–ટૂંકું વક્તવ્ય, જીભની મીઠાશ અને અપ્રિય ભાષાનો ત્યાગ, એ સાધનો દ્વારા એલચી પોતાના માલિકનું હિત અવશ્ય સાધી શકશે.

૬–વિદ્વત્તા, ઠંડો મિજાજ, સચોટ વાણી અને કયે પ્રસંગે શું બોલવું કે કરવું તે સમજવાની શક્તિ યાને પ્રસંગાવધાનતા એ ગુણો એલચીની અંદર હોવાની આવશ્યક્તા છે.

૭–જેને સમય અને સ્થળને ઝટ વર્તી લે એવી ચોકકસ આંખ હોય, જેને પોતાના કર્તવ્ય–કર્મનું યથાર્થ ભાન હોય અને જે પોતાના શબ્દોનું ઉચ્ચારણ કરતાં પહેલાં તેમને જોખી જોતો હોય, તેવો નર દૂતકાર્ય માટે લાયકમાં લાયક છે.

---

× ચહેરાની ભવ્યતાનો ગુણ તો રાજદૂતમાં અવશ્ય હોવાનું મનુસ્મૃતિ અને શુક્રનીતિમાં પણ વર્ણવાયું છે. જુઓ મનુસ્મૃતિ ૭–૬૪ અને શુક્રનીતિ ૧–૧૭૪ અને ૧૭૫.

૮-દૂતકાર્ય માટે જેને મોકલવામાં આવે, તે માણસ ચિત્તનો દૃઢ, હૃદયનો પવિત્ર અને મનોહર પ્રકૃતિવાળો હોવો જોઈએ.

૯-જે દૃઢ ચિત્તવાળો દૂત પોતાના મુખમાંથી અણછાજતાં અને દુર્બળ વચનો કદી નીસરવા દે નહિ, તે પરદેશી દરબારોમાં પોતાના રાજાના પેગામ પહોંચાડવાને બિલકુલ લાયક છે.

૧૦-મોત માથે ઝઝૂમી રહ્યું હોય ત્યારે પણ એક સાચો એલચી પોતાની સરકારનું હિત સમાલવાની પૂરી કોશિશ કરશે.

## अघ्याय ६७ मो-राजाओ समक्ष केवुं वर्तन राखवुं?

૧-રાજાઓની સાથે ફરવાના જેમને કોડ હોય, તેમણે પોતાનું વર્તન, અગ્નિ સમક્ષ તાપવા બેઠેલાં મનુષ્યો જેવું રાખે છે તેવું જ રાખવું ઉચિત છે; એટલે કે તેઓ ઝાઝા પાસે પણ ન જાય અને ઝાઝા દૂર પણ રહે નહિ.

૨-જે ચીજોની લાલસા ખૂદ રાજાને હોય તે ચીજોની લાલસા તેણે કદી ન ધરવી. રાજાની જાથુકની કૃપા મેળવવાનો અને તે દ્વારા પોતાની સમૃદ્ધિ વધારવાનો એ ખાસ મંત્ર છે.

૩-જો અપયશ મેળવવાની તમારી મરજી ન હોય, તો ગંભીર જાતના દોષોથી તમારે હરહમેશ સ્વચ્છ રહેવું જોઈએ; કારણકે શંકા એક વાર પણ જાગ્રત થવા પામી તો પછી કેમે કરી તે ટળતી નથી.

૪-મોટાંઓની સમક્ષ કાનમાં ગુસપુસ કરો ના કે તેમના દેખતાં બીજાની સામે જોઈને હસો યા મોં મલકાવો ના.

૫-કોઇ પણ વાત લપાઇને સાંભળી લેવાની કે તમારાથી

ગુપ્ત રખાયેલી વાત યુક્તિપૂર્વક કઢાવી લેવાની કોશિશ કરવી નહિ; અને એ ગુપ્ત વાત ત્યારેજ ગ્રહણ કરવી, કે જ્યારે તમને સ્વેચ્છાપૂર્વક કહેવામાં આવે.

૬—રાજાનો મિજાજ અમુક વખતે કેવો છે અને અમુક તક પણ કેવી છે તેને કળી લીધા પછીજ જે કંઇ કહેવું હોય તે તેને રુચિકર થઇ પડે એવા શબ્દોમાં ધીમેથી કહેવું.

૭—રાજાને ગમતી હોય તેવીજ વાતો તેની આગળ કાઢવી; પણ નજીવી—નમાલી વાતો વિષે તે પૂછે તોપણ ચર્ચા ન કરવી.

૮—રાજા નાનો હોય, સગોસંબંધી હોય અથવા વગસગવાળો હોય તો પણ તેને તુચ્છ નહિ લેખતાં તેના રાજતેજ આગળ અદબસર ચાલો.

૯—જે મનુષ્યો રાજાની ઘરવટ અને ગાઢ મૈત્રી ઉપર ભરોસો રાખીને અનુચિત કાર્યો કરશે તેઓને પાયમાલ થવું પડશે.

## अध्याय ६८ मो—आकृति परथी मनोभाव पारखवा

૧—દિલની વાત કહેતાં પહેલાં સમજી જાય તેવા મનુષ્યને માત્ર મનુષ્ય નહિ પણ દેવ સમજો.

૨—દેખાવ પરથીજ મનુષ્યના મનોભાવ પામી જવાની જેમનામાં શક્તિ છે, એઓને હરકોઇ પ્રકારે તમારા સલાહકાર બનાવો.

૩—જે લોકો શબ્દોનું ઉચ્ચારણ થતાં પહેલાં મનના ભાવ કળી જવાને સમર્થ હોય, તેમની મુખાકૃતિ બીજા તેમ નહિ કરી શકનારા જેવીજ ભલેને હોય, તથાપિ તેમનો વર્ગ નોખોજ પડે છે.

૪-મનની વાત એક નજરમાત્રથી આંખ કળી ન શકે, તો પછી જ્ઞાનેંદ્રિયોની અંદર ચક્ષુ ઇંદ્રિયની વિશેષતા શી રહી ?

૫-સ્ફટિક અથવા બિલોરી પથ્થર પોતાનો અસલ રંગ બદલીને પાસેની વસ્તુનો રંગ ધારણ કરી લે છે, તેવીજ રીતે મુખાકૃતિનો દેખાવ પણ બદલાઇ જાય છે અને હૃદયમાં ઓતપ્રોત થયેલા ભાવ પ્રગટ કરી દે છે.

૬-ચહેરાના કરતાં ચડિયાતી ભાવપ્રદર્શક ચીજ બીજી કયી છે ? કારણકે મનમાં દિલગીરી છે કે ખુશી છે તે વાત ચહેરોજ પ્રથમ કહી આપે છે.

૭-તમારા અંતરના ભાવ વગરબોલ્યે સમજી જઇ શકે એવો કોઇ આદમી જો તમને મળી જાય, તો પછી તમારા મનોભાવની પૂર્તિ માટે તમારે તેના તરફ એક દૃષ્ટિપાત કરવાનીજ માત્ર જરૂર પડે છે. એક દૃષ્ટિપાત માત્રથી તમારી સકળ ઇચ્છાઓ સિદ્ધ થઈ જાય છે.

૮-આંખના ને મોંના હાવભાવ સમજી શકે તેવાં બુદ્ધિશાળી મનુષ્યો જો પડખામાં હશે, તો તેમની આંખજ એકલી કહી આપશે કે, સામા માણસના દિલમાં મૈત્રી છે કે દ્વેષભાવ છે.

૯-જે લોકો પોતાને કાબેલ અને કુશાગ્ર કહેવડાવે છે, તેમનો માપવાનો ગજ જો તમારે જાણવો હોય, તો તેમની આંખ છે, બીજું કંઈજ નહિ.



# अध्याय ६९ मो–वक्तानी योग्यता

१–अरे, ओ वक्तृत्वकळाना पारंगत अने रसज्ञताना संपादक ! तारा श्रोताओनो बराबर अभ्यास करी ले अने तेमने अनुकूळ आवे एवुंज तारुं वक्तव्य थवा दे.

२–जे लोको सभानी प्रकृतिने बराबर पिछान्या वगर तेनी आगळ व्याख्यान करे छे, तेओने वक्तृत्वकळानी गतागमज नथी.

३–शाणाओनीज सभामां शाणपणनी चर्चा करो अने मूर्खाओनी साथे तो सादाइज धारण करी ल्यो.

४–वृद्धोनी सभामां आगळ नहि पडवा जेटलो आत्मसंयम केळवो. ए पण एक अगत्यनो गुण छे.

५–बुद्धिमानोनी आगळ अविचारी वचनो उच्चारीने जे आदमी पोतानी फजेती करावशे, तेने धर्मथी पतित थइ गयेलाना जेवीज लागणी अनुभववी पडशे.

६–विद्वाननी विद्वता गुणज्ञोनी सभामांज झळकी ऊठे छे.

७–समजुओ आगळ समजथी भरपूर व्याख्यान आपवुं, ए जीवता छोडवाना मूळमां पाणी सींचवा समान छे.

८–अरे ओ पोतानी वक्तृताथी बुद्धिमान लोकोने रीझववानी ने तेमनी प्रशंसा पामवानी इच्छा राखनारा लोको ! मूर्खाओनी आगळ भूलथी पण व्याख्यान नहि आपवा जेटली सावधानता राखजो.

९–तमाराथी विरुद्ध वृत्तिवाळाओनी आगळ वक्तव्य करवुं, ए कादवकीचडवाळी जमीनमां अमृत ढोळी देवा समान छे,

૧૦-રણક્ષેત્રમાં અડગ ઊભા રહી મોતને ભેટવાની બહાદુરી બતાવનારાના દાખલા સામાન્ય છે, પણ વણધ્રૂજતે ટાંટિયે શ્રોતાવૃંદ આગળ વ્યાખ્યાન પીઠ પર ઊભા રહી શકનારના દાખલા ગણ્યાગાંઠયાજ હોય છે.

૧૧-તમે પોતે જે જ્ઞાન સંપાદન કર્યું હોય, તે વિદ્વાનોની આગળ નિશ્ચયપૂર્વક માંડો; અને જેનું તમને જ્ઞાન ન હોય, તે તજજ્ઞોની (યાને તે વિષયમાં પ્રવીણ પુરુષોની) પાસેથી શીખી લ્યો.

૧૨-તર્કવિદ્યામાં પ્રવીણતા મેળવો, કે જેથી કરી સભાની અંદર તમે નીડરપણે તમારા વિચાર માંડી શકો.

# अध्याय ७० मो-देश अथवा मुलक

૧-મહાન દેશ એ કહેવાય, કે જેની ફસલો કદાપિ નિષ્ફળ નીવડતી નથી અને જેમાં સંતસાધુઓનો તેમજ ધર્મપરાયણ શ્રીમંતોનો વાસો હોય.

૨-મહાન દેશ એજ કહેવાય, કે જે પોતાની છલકાતી સમૃદ્ધિથી લોકોને પોતાના તરફ આકર્ષતો હોય અને જે આફતો-થી મુક્ત રહી માતબર ફસલ આપતો હોય.

૩-કોઇ મહાન રાષ્ટ્ર તરફ નજર કરો; તેના ઉપર કચરી નાખ-નારા બોજા ઉપર બોજા આવીને પડે છે, તોપણ તે બહાદુરી-પૂર્વક તેમને ઝીલે છે અને અદા કરવાના સર્વ કર ચૂકવી આપે છે.

૪-એ દેશ મહાન છે, કે જે દુષ્કાળ અને મહામારીના રોગો-થી મુક્ત છે અને જે શત્રુઓના હુમલાઓથી પણ સલામત છે.

૫-મહાન પ્રજા એજ છે, કે જે પરસ્પર ઝઘડતા પક્ષોમાં

વહેંચાઇ ગઈ નથી હોતી અને જે હત્યાકારી અંધેરપ્રવર્તકોથી (એનાર્કિસ્ટોથી) રહિત હોઇ તેની અંદર તેનો નાશ કરવાની ઇચ્છાવાળા દેશદ્રોહીઓ પણ નથી હોતા.

૬—જે દેશ દુશ્મનોને હાથે થતી ખરાબીને પિછાનતો સરખો નથી અને એવો કોઇ પ્રસંગ આવે તોયે જેની પેદાશમાં ઊણપ આવે તેમ નથી, એવા કોઈ મુલક તરફ મીટ માંડો; એ મુલક દુનિયાના મુલકોમાં રત્નરૂપ મનાશે.

૭—પૃથ્વીની સપાટી પરનું પાણી, તેના ભીતર ભાગમાં વહેતું પાણી, સમયસરની વૃષ્ટિ, ઉચિત સ્થાને આવેલા ડુંગરાઓ અને મજબૂત કિલ્લાઓ—એટલાં વાનાં પ્રત્યેક દેશને માટે જરૂરી છે.

૮—ધનસંપત્તિ, સુપાક ધરતી, રૈયતની ખુશાલી, વ્યાધિની વિમુક્તિ અને દુશ્મનોના હુમલાઓથી સહીસલામતી—એ પાંચ વાનાં કોઇ પણ રાષ્ટ્રનાં ભૂષણ છે.

૯—અગર કોઇ દેશ પર આ બધાજ આશીર્વાદો ઊતરેલા હોય, છતાં પણ જો તેનો શાસક રાજા સારો નહિ હોય તો તે દેશની કિંમત કોડી જેટલી પણ નથી.



# अध्याय ७१ मो–द्रव्यसंपादन

૧–અપ્રસિદ્ધ અને નગણ્ય માણસોને પ્રસિદ્ધિ અને ગણત્રીમાં લાવવાની શક્તિ જેટલી દ્રવ્યમાં છે તેટલી બીજા કશામાં નથી.

૨–ગરીબોને બધાજ હડધૂત કરે છે; પરંતુ માલદાર મનુષ્ય-ને સૌ કોઇ સત્કાર આપે છે ને વખાણે છે.

૩–ધનરૂપી સુસ્થિર જ્યોતિ પોતાના માલિક માટે સકળ અંધકારમય સ્થાનોને પણ ઉજાશવાળાં કરી દે છે.

૪–જુઓ, જે દ્રવ્ય પાપ રહિત સાધનો દ્વારા પ્રાપ્ત કરાયું હોય છે, તેમાંથી ધર્મ અને સુખનાં ઝરણાં વહે છે.

૫–દયા અને મમતાના ગુણોથી રહિત દ્રવ્યની તમે કદીજ વાંચ્છના કરો નહિ, કે તેને તમારો હાથ સરખો અડાડો નહિ.

૬–નવારસી અને છંડાયલી મિલકતો, દાણવેરા ને બીજી ન્યાયી લાગતો, તેમજ યુદ્ધ દરમિયાન પ્રાપ્ત થયેલો માલ, એટલાં વાનાં રાજાના ધનભંડારની અભિવૃદ્ધિ કરનારાં છે.

૭–દયાળુતા જે પ્રેમનું બચ્ચું છે, તેના જતન ને પોષણ માટે સંપત્તિ નામે ઓળખાતી દયાળુ દિલની ધાવની જરૂર પડે છે.*

૮–જુઓ, દ્રવ્યવાન આદમી જ્યારે પોતાના હાથમાં કોઇ કામ લે છે, ત્યારે તેની સ્થિતિ ટેકરીની ટોચ પર બેસીને હાથીની સાઠમારી જોનારના જેવી સુરક્ષિત હોય છે. ×

---

* હૃદયમાં દયાભાવ વિકસાવવા માટે સંપત્તિ અથવા દ્રવ્યની જરૂર છે. દ્રવ્યસાધનથી બીજાઓની સેવા કરી શકાય છે.

× કારણકે કોઇ પણ જાતની દહેશત કે ચિંતા વગર તે પોતાનું કામ ઠંડે કલેજે કરી શકે છે.

૯—દ્રવ્યનો સંચય કરો; કારણકે તમારા શત્રુનો તોર તોડવા માટે એ સિવાય સારી ધારવાળું એકે હથિયાર નથી.

૧૦—જે માણસે નીતિને માર્ગે અર્થનો સરસ સંગ્રહ કરી લીધો હોય છે, તેને માટે બાકીના બે પુરુષાર્થ—ધર્મ અને કામ હસ્તામલકવત્ પ્રાપ્ત બને છે.

# अध्याय ७२ मो—सैन्यनां लक्षण

૧—એક સુવ્યવસ્થિત અને સબળ સેના કે જે હરકોઇ ભયમાં ઝંપલાવતાં ન ડરે, તે રાજ્ય પાસેની સમગ્ર વસ્તુઓમાં અગ્રગણ્ય વસ્તુ છે.

૨—ભયંકર હુમલાઓની પણ દરકાર કર્યા વગર નિરાશાપૂર્ણ સંજોગોમાં પણ કસાયલા અડગ લડવૈયાજ ટકી શકે છે.

૩—ઉંદરો જેવી ડરપોક સેના સમુદ્રની માફક ઘુઘવાટા મારતી હોય તોયે શું થઇ ગયું? ફણીધર નાગના એકજ પુત્કારથી તે ભાગી જશે.

૪—સેનાનું નામ એનેજ શોભે છે, કે જે પરાજય જેવું કશું જાણતી ન હોય, જેને લાંચરુશવતથી ફોડી શકાય તેમ ન હોય અને જેનાં પરાક્રમોની લાંબી તવારીખ હોય.

૫—સૈન્ય નામને એજ યોગ્ય છે કે જેની સામે સાક્ષાત્ યમરાજ પણ પોતાના સઘળા ઝનૂન સાથે આવીને ઊભો રહે, તોપણ જે બહાદુરીભેર તેનો મુકાબલો કરી શકે.

૬—શૌર્ય, સન્માન, ધાંધલ અને ગભરાટ વચ્ચે પણ નિશ્ચયબળ અને ઉજ્જવલ પરાક્રમોના ઇતિહાસ પ્રત્યેનો આદરભાવ,

એ ચાર વાનાં સેનાના સંરક્ષણ માટેનાં બખ્તરો છે.

૭-સેનાનું નામ જેને શોભતું હોય તે તો હરહંમેશ દુશ્મન-નીજ વાટ જોઈ રહે છે; કેમકે લડાઇનો પ્રસંગ આવતાંજ દુશ્મનને કચડી નાખવાની તેનામાં શ્રદ્ધા હોય છે.

૮-સૈન્યમાં પ્રચંડ ધસારો કરવાની શક્તિની ખામી હશે, તોપણ ચડિયાતા પ્રકારની ચાલબાજી અને વ્યૂહરચનાથી વિજય પ્રાપ્ત થઇ શકશે.

૯-સૈન્ય જો સંખ્યામાં ઊતરતું નહિ હોય, સૈનિકોમાં જો પરસ્પર હાડવેર કે ઝેર નહિ હોય અને જો તેને પગાર નહિ મળવાથી ભૂખે મરવું પડતું નહિ હોય, તો તેનોજ વિજય થશે.

૧૦-સેનાપતિની ગેરહાજરીમાં, હારબંધ સૈનિકો હોવા છતાં પણ સેના નામનું સાર્થક થતું નથી.

## अध्याय ७३ मो-शूर योद्धानुं आत्मगौरव

૧- અરે ઓ દુશ્મનો ! મારા માલિકની સામે ન થાઓ; કારણકે ભૂતકાળમાં જેઓએ તેને યુદ્ધ માટે આહ્‌વાન આપ્યું હતું, તેઓ આજે માત્ર પથ્થરના પાળિયારૂપેજ રહ્યા છે.

૨-હાથી પર ચલાવેલો ભાલો કદાચ ખાલી જાય, તોપણ તે સસલા ઉપર છોડેલા આબાદ તીર કરતાં વધારે યશપ્રદ છે. ×

× સરખાવો:—"અધમ પ્રકારની સફળતા કરતાં ઉચ્ચ કોટિની નિષ્ફળતાની છલંગ બહુ દૂરગામી હોય છે"—(મોરિસ.) અને "ઉચ્ચતર ધારણાઓ બર ન આવે તોપણ તેઓ પાર પડેલી અધમ ધારણાઓ કરતાં અધિક કિંમતી છે."

૩—જે પ્રચંડ સાહસ સખ્ત ફટકો લગાવે છે તેને લોકો વીરતા નામે ઓળખે છે; પરંતુ ઉદાર વીરતા તો એજ છે, કે જે પડેલાને પાર પહોંચાડે છે.

૪—યોદ્ધાએ હાથમાંનો ભાલો હાથી ઉપર ચલાવીને પછી બીજો ભાલો શોધવા માંડયો; એટલામાં એની નજર પોતાનાજ શરીરમાં વાગેલા ભાલા પર પડી અને તેને બહાર ખેંચી કાઢતાંજ તેના મુખ ઉપર આનંદનું હાસ્ય ફરકી રહ્યું.*

૫—શૂરવીરના ઉપર ભાલો ચાલતાં તેની આંખ જરા પણ પલકારો મારે, એ પણ શું તેને માટે શરમની વાત ન કહેવાય ?

૬—શૂરવીર યોદ્ધો એ દિવસોને એળે ગયેલા લેખે છે, કે જે દિવસે તેના શરીર ઉપર કોઇ ઘા નથી પડતા.

૭—જુઓ, જે વીરો જાતની પરવા ન કરતાં પૃથ્વીભરમાં પથરાઇ રહેતી કીર્તિનીજ માત્ર આકાંક્ષા રાખે છે, તેનાજ પગમાંનો તોડો આંખને આનંદ આપી શકે છે.×

૮—જે પરાક્રમી પુરુષોને યુદ્ધક્ષેત્રમાં મોતનો ડર નથી હોતો, તેઓ સરદારની સખ્તાઇ છતાં પણ સૈનિકવૃત્તિને ભૂલતા નથી.†

---

* ભાલો વાગ્યાનું ભાન કે દુઃખ બેમાંથી એકે એ વીર યોદ્ધાને હતું નહિ, અને પોતાને જરૂર પડતાં એ ભાલો નિજ શરીરમાંથી ખેંચી કાઢતાં પણ તેને દુઃખની લાગણી થઇ નહિ, પણ ઊલટો હર્ષ થયો, એવો તે યુદ્ધરસમાં તરબોળ બન્યો હતો.

× તામિલ દેશ જ્યારે સ્વતંત્ર હતો, ત્યારે પરાજય નહિ પામેલો વીર પોતાની ડાબી ઘૂંટીની આસપાસ એક સાંકળું અથવા તોડો ધારણ કરતો.

† ભયમાં નહિ ઝંપલાવવાની પોતાના સરદારની સખ્ત મનાઇ છતાં પણ તેઓ દુશ્મનોની સામે ઊલટભેર ધસી જાય છે.

૯-હાથ ધરેલા કામને પાર પાડવા પાછળ જેઓ જાન ખુએ, તેમને ઠપકો આપવાનો કે વખોડવાનો કોને અધિકાર છે? ×

૧૦-જો કોઇ વીર નર એવી રીતે મરી શકે કે જે જોઇને તેના સરદારની આંખમાંથી આંસુ સરી પડે, તો એવા મોત માટે ભીખ માગવી પડે કે ખુશામત કરવી પડે તો તેમ કરીને પણ મોત મેળવવું ઉચિત છે.

# अध्याय ७४ मो-मैत्री

૧-દુનિયામાં મૈત્રી સંપાદન કરવાનું કામ જેટલું અઘરૂં છે તેના જેટલું અઘરૂં કામ બીજું કયું છે? અને શત્રુઓના કાવા-દાવા સામે રક્ષણ કરનારૂં બખ્તર પણ મૈત્રીના જેવું બીજું કયું છે?

૨-યોગ્ય નરોની મૈત્રી એ વૃદ્ધિ પામતી ચંદ્રકળા જેવી છે; ત્યારે અયોગ્ય મૂર્ખાઓની મૈત્રી ક્ષીણ થતી ચંદ્રકળા જેવી છે.

૩-બુદ્ધિમાન અને લાયક પુરુષોની મૈત્રી એ દિવ્ય ગ્રંથોના અધ્યયન જેવી છે. તેઓ સાથે જેટલો ગાઢ સંબંધ થશે, તેટલી ખૂબીઓ અને આકર્ષણ તેમનામાં વધારે જણાશે.

૪-મિત્રતાનો ઉદ્દેશ મોજમજા ઉડાવવા પૂરતો નથી; પણ જ્યારે કોઈ મિત્ર બહેકી જઇને અવળે રસ્તે ચાલવા લાગે, ત્યારે તેને વારવો અને ઠપકો આપવો એ મૈત્રીનો સાચો ઉદ્દેશ છે.

× સરખાવો ગ્રીકલેખક 'સેનેકા'નું કથન—"કોઇજ કહેતું નથી કે ૩૦૦ ફેબાઈ વીરો હાર્યા; લોકો માત્ર એટલુંજ કહે છે કે તેઓ કપાઇ મૂઆ."

૫–અવિરામપણે મળતા રહેવું અને સદાસર્વદા સાથે રહેવું એની જરૂર મૈત્રી નિભાવવા માટે એટલી બધી નથી. હૃદયોની એકતાજ મિત્રનો સંબંધને સ્થિર અને સુદૃઢ બનાવે છે.

૬–સાથે બેસીને હસવા રમવાનું નામ મૈત્રી નથી; મૈત્રી તો ખરી રીતે એ પ્રેમસંબંધ છે, કે જે હૃદયને હર્ષિત કરે છે.

૭–તમારો સાચો મિત્ર તેજ છે, કે જે તમને ખોટે માર્ગે જતાં ખાળે, શુભ માર્ગે ચલાવે અને આપત્તિના પ્રસંગે પડખે ઊભો રહીને સાથ દે.

૮–જુઓ, જે આદમીનાં વસ્ત્ર હવાથી ફરફર ઊડયા કરે છે, તેનો હાથ પોતાનાં અવયવોને ઢાંકવાને કેવી સ્ફૂર્તિથી આમતેમ ફરે છે! મુસીબતમાં આવી પડેલા માણસની વહારે દોડી જનારા સાચા મિત્રનો આદર્શ પણ આવોજ છે.

૯–મૈત્રીદેવીનો દરબાર ત્યાંજ ભરાય છે, કે જ્યાં બે હૃદયો વચ્ચે સંપૂર્ણ પ્રેમ અને એકતા હોય છે અને જેઓ હરેક રીતે એકબીજાને ઉન્નત બનાવવાનો પ્રયત્ન કરતા હોય છે.

૧૦–તે મૈત્રીસંબંધમાં ભિખારીપણું રહેલું છે, કે જેનો હિસાબ કાઢી શકાય—પછી તે ભલેને ગર્વ સાથે કહે કે, " હું એને આટલો ચાહું છું અને તે મને આટલો ચાહે છે. "



# अध्याय ७५ मो–मैत्री माटे योग्यतानी परीक्षा

૧–પરીક્ષા કર્યા વગર મૈત્રી બાંધવા જેવી અનર્થકારી વાત બીજી નથી; કારણકે એક વાર એવો સંબંધ બંધાઈ ગયા પછી તે છોડી દેવાનું સહેલું નથી.

૨–જે લોકો પરીક્ષા વગર અન્ય મનુષ્યોને પોતાના દોસ્ત બનાવી દે છે, તેઓ એવી આપત્તિઓને હાથે કરીને વહોરી લે છે, કે જેમનો અંત તેમના મોત સાથે આવે છે.

૩–જેને મિત્ર બનાવવા ચાહતા હો, તેના કુળનો, તેના ગુણદોષનો, તેમજ તેના સમગ્ર સાથી સંબંધીજનોનો સારી પેઠે વિચાર કરી લ્યો અને તે પછીજ તેની જોડે મૈત્રી બાંધો.

૪–જે ઉચ્ચ કુળમાં જન્મ્યો હોય અને અપકીર્તિથી ડરતો હોય, એવાની સાથે જરૂર હોય તો કિંમત આપીને પણ મૈત્રી બાંધવી ઘટે છે.

૫–જે લોકો શાણાઓનો સન્માર્ગ સમજતા હોય અને તમે આડે રસ્તે ચાલતા હો ત્યારે તમને ઠપકો આપવાને તેમજ શિક્ષા કરવાને પણ સમર્થ હોય એવા સજ્જનોને તો જરૂર ખોળી કાઢો અને મિત્ર બનાવો.

૬–આપત્તિમાં પણ એક ગુણ રહેલો છે; કારણકે આપત્તિ એક એવો ગજ છે, કે જેના વડે મિત્રોની વફાદારી અને નિષ્ઠાનું માપ નીકળી શકે છે.

૭–મનુષ્યને માટે મોટામાં મોટો લાભ કયો છે ? એજ કે, મૂર્ખાઓની સોબતથી બચી જવું.

૮–નિષ્ફળતા મળે એવાં કામો કરવાનો સંકલ્પ સેવે નહિ;

તેમ આપત્તિ પડતામાંજ તમારો ત્યાગ કરી દે એવા લોકોની મૈત્રી કરો નહિ.

૯-જે લોકો ખરી આફતની વખતે દગો દે છે, એવા લોકોની યાદી મરણુની વખતે પણુ દુઃખ ઉપજાવે છે.

૧૦-પવિત્ર પુરુષોની મૈત્રી ઉત્સાહપૂર્વક કરો; પણુ તમારે માટે અયોગ્ય હોય એવા લોકોની સોબત તો તેમને જે કાંઈ ભેટ આપવી પડે તે આપીને પણુ ટાળો.

# अध्याय ७६ मो-घरवट

૧-પોતાનો પ્રિયજન ફાવે તે પ્રકારની પોતાની સાથે છૂટ લે છતાં તેનો પ્રતીકાર કર્યા વગર તેને તેમ કરવા દે, એવી જાતની મૈત્રી તે ઘરવટ કહેવાય છે.

૨-પરસ્પર મોકળા મનવાળા અને સુખીઆ થવું, એ સાચી મિત્રતાનું હાર્દ છે; અને એવી જાતના ગાઢ પરિચયથી કદી પણુ નાખુશ ન થવું એ બુદ્ધિમાન અને ડાહ્યા મનુષ્યોનું લક્ષણુ છે.

૩-મૈત્રીને નામે લેવાતી છૂટોને પણુ જે માન્ય રાખે નહિ, એવી દીર્ઘકાળની મૈત્રી પણુ શા કામની ?

૪-જ્યારે મિત્રો પોતાની ઘરવટ પર ભરોંસો રાખે અને પરસ્પરની પરવાનગી લીધા વગર કોઇ કામ કરે, ત્યારે પ્રેમી મિત્ર પરસ્પરના પ્રેમનોજ વિચાર કરે અને મિત્રના કાર્યને સારા અર્થમાં સમજે.

૫-તમને દુઃખદ નીવડે એવું કોઇ કામ મિત્રોને હાથે

થાય, ત્યારે તેના કારણ તરીકે તમારી સાથેની તેમની સંપૂર્ણ ઐકય વૃત્તિને કિંવા તેમની ગેરસમજનેજ સમજો.

૬-જે આદમીએ દીર્ઘકાળપર્યંત ભાવથી પ્રીતિ કરી હોય છે, તેનો પોતાના મિત્ર પ્રત્યેનો પ્રેમ જરાયે ઓછો થતો નથી; જો કે તેને હાથે તેને વારંવાર નુકસાન ખમવું પડતું હોય છે.

૭-પોતાના દિલોજાન મિત્રની વિરુદ્ધ કરાતાં દોષારોપણો કાને ધરવાની પણ ના પાડનારા લોકોને, જ્યારે પોતાનેજ કોઇ નુકસાન એને હાથે ખમવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેઓ એ પ્રસંગને એક ઉત્સવ તરીકે વધાવી લે છે.×

૮-જે આદમી અનંત અને અમર પ્રેમથી બીજાને ચાહે છે, તે સમસ્ત સંસારને વહાલો થઈ પડે છે.

૯-જે માણસોનો પોતાના જૂના મિત્રો પ્રત્યેનો સ્નેહભાવ બદલાતો નથી, તેમના તરફ શત્રુઓ પણ માળાળુ નજરે નીરખે છે.



× કારણકે એ પ્રસંગ તેમને, ઠપકાનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર પોતાને થયેલા નુકસાન બદલ મિત્રને માફી બક્ષી તેના પ્રત્યેના પોતાના પ્રેમની ગહનતા બતાવી આપવાની એક સુંદર તક પૂરી પાડે છે.

# अध्याय ७७ मो–नुकसानकारक मैत्री

૧–જે માણસો પ્રેમના માર્યા તમને કાચા ને કાચા ખાઇ જશે કે શું એવું આચરણ રાખતા જણાય, પણ જેમના અંતરમાં પ્રેમ જેવું કશુંજ તમારે માટે ન હોય, તેમની મૈત્રી વધવા કરતાં ઘટે તેજ વધારે મીઠી લાગે છે. (અર્થાત્ કે તે છોડી દેવીજ સારી.)

૨–એ નાલાયક કમબખ્તો કે જેઓ પોતાને લાભ થતો હોય ત્યારે તમારા ઉપર વારી વારી જાય અને તમારી ખુશામત કરતા ફરે, પણ સ્વાર્થ સરતાંજ જેઓ તમને ત્યજી જાય–એવા પાજી લોકોની મૈત્રી મેળવી તોયે શું અને ખોઇ તોયે શું ?

૩–જુઓ, જે માણસો અમુક મિત્રથી પોતાને શો ફાયદો થશે તેની ગણત્રી ગણનારા હોય છે, તેમની ગણના વેશ્યાઓ અને ચોરોના જેવી છે.

૪–પીઠ પરના સવારને રણમેદાન પર ફેંકી દઇ ચારે પગે કૂદી જનારા અણપલોટાયલા ઘોડા જેવા કેટલાક હોય છે; એવા લોકોની મૈત્રી કરવા કરતાં એકલાઅટૂલા રહેવું ઘણું સારૂં છે.

૫–ખરી જરૂરની વખતે મિત્રને છોડી જનારા દુષ્ટ લોકોની મૈત્રી રાખવા કરતાં ન રાખવી એજ બહેતર છે.

૬–શાણાઓ સાથેની શત્રુવટ મૂર્ખાઓ સાથેની ઘરવટ કરતાં હજાર દરજ્જે સારી છે.

૭–શત્રુઓનો દ્વેષભાવ ડોળઘાલુ સોબતીઓ અને ખુશામતીઆઓની મૈત્રી કરતાં ઘણોજ વધારે સારો છે.

૮–તમારાથી પાર પડી શકે એવા કામમાં જ્યારે તમે રોકા-

ચલા હો, ત્યારે તમારા માર્ગમાં અંતરાયો ઊભા કર્યા કરે, એવા માણસો જો તમારા મિત્ર બન્યા હોય તો તેમને તમારે એક પણ શબ્દ મોઢેથી કહેવો નહિ; પરંતુ ધીમે ધીમે એમની મૈત્રી ત્યજતા જવી.

૯–જે માણસોનાં કૃત્ય તેમનાં બોલેલાં વચનોને ખોટાં પાડતાં જણાય, તેમની મૈત્રી સ્વપ્નમાં પણ યાદ કરવી, એ કડવો ઘૂંટડો ગળી જવા સમાન છે.

૧૦–જે લોકો તમારી આગળ મીઠું મીઠું બોલે, પણ સમાજ-માં તમારી નિંદા કરતા જણાય તેમની સંગતિ જરા પણ ન રાખવી.

# अध्याय ७८ मो–जूठी मैत्री

૧–દુશ્મનની દંભી મૈત્રી એક એવી એરણ છે કે જેના ઉપર લાગ મળતાંજ તમને મૂકીને હથોડાના ઘાથી તે ટીપી શકે.

૨–જે લોકો ઉપર ઉપરથી તો દોસ્તી દેખાડે છે પણ દિલમાં દુશ્મનાવટ રાખે છે, તેમની દોસ્તી સ્ત્રીના ચંચળ ચિત્તની માફક જરા વારમાં પલટાઇ જશે.

૩–દુશ્મનમાં ગમે તેટલી વિદ્વતા હોય તોપણ તેના દિલમાં-નો દ્વેષ સાવ નિર્મૂળ થવો અશકય છે.

૪–જેઓ સામે મોઢે તો હસતા હોય અને અંદરખાનેથી હાડવૈર રાખતા હોય તેવા ઢોંગી બદમાશોથી ડરતા રહો.

૫–જેમનાં હૃદયનો મેળ તમારી સાથે ન મળતો હોય તેવા લોકોનાં વચનો તમને મોહક અને આકર્ષક લાગે તોપણ તેઓ પર જરા સરખો વિશ્વાસ મૂકશો નહિ.

૬–દુશ્મન દોસ્તીની મુલાયમ ભાષામાં બોલતો હશે, તોપણ ક્ષણવારમાં તે દુશ્મન તરીકે પરખાઈ જશે.

૭–દુશ્મન નમ્રતાપૂર્વક ઝૂકી ઝૂકીને વાતચીત કરે, તોપણ તેનો વિશ્વાસ કરો ના; કેમકે કમાન અથવા કામઠું જ્યારે ઝૂકે છે ત્યારે કંઇ અનિષ્ટનીજ આગાહી કરે છે.

૮–જૂઠો મિત્ર અથવા દુશ્મન હાથ જોડતો આવે તોપણ તેનો વિશ્વાસ કરવો નહિ; કારણકે તેના એ જોડેલા હાથમાં પણ કંઇ હથિયાર છુપાવેલું હોય એ બનવા જોગ છે. એનાં આંસુમાં પણ મુદ્દલ વિશ્વાસ રાખો નહિ.

૯–જે દુશ્મન તમારી સાથે જાહેર રીતે દોસ્તીનો દંભ રાખતો હોય, તેની સાથે ખુલ્લંખુલ્લા વેર કરવાનું તમારૂં ગજું ન હોય, તો તમે પણ જાહેરમાં એની સાથે દોસ્તીનો દેખાવ કરો, પણ અંતરથી તો સદા તેને અળગોજ રાખો.

# अध्याय ७९ मो–मूर्खाई

૧–મૂર્ખાઇ એટલે શું એ તમારે જાણવું છે? જે વસ્તુ લાભદાયક હોય તેને ફેંકી દેવી અને હાનિકારક હોય તેને વળગી રહેવું તેનું નામ મૂર્ખાઇ છે.

૨–બધા પ્રકારની મૂર્ખાઇઓમાં મુખ્ય મૂર્ખાઇ, અધમ અને અયોગ્ય વસ્તુઓ પ્રતિ દિલનું વલણ રાખવું, એ છે.

૩–મૂર્ખ મનુષ્ય પોતાનાં કર્તવ્ય ભૂલી જાય છે, ઉદ્ધત અને બેશરમ હોય છે અને ઇચ્છવા જેવી વસ્તુ ઇચ્છતો નથી.

૪–કોઇ આદમી વિદ્વાન અને બીજાઓનો ગુરુ પણ હોય,

છતાં તે પોતે ઇંદ્રિયજન્ય વાસનાઓનો ગુલામ હોય; તો તેના જેવો મોટો મૂર્ખ બીજો નથી.

૫–મૂર્ખ માણુસ આ એકજ જન્મમાં પોતાને માટે નરક-લોકમાં એક ખાસ સ્થાન ભવિષ્ય માટે અગાઉથી નક્કી કરી લે છે.

૬–મૂર્ખ માણુસ જો કોઈ અગત્યનું કામ પોતાના હાથમાં લે છે, તો તેને બગાડી મૂકે છે; એટલુંજ નહિ, પણુ સાથે સાથે પોતે બંધનમાં પડવાની પણુ લાયકાત મેળવી લે છે.

૭–ભાગ્યવશાત્ મૂર્ખાના હાથમાં જો દોલત આવી ચઢે, તો તે દોલતના પ્રતાપે અજાણ્યાં ને આલતુફાલતુ લોકોજ મજા મારશે અને તેનાં સગાંસંબંધીઓ બાપડાં ભૂખે તરફડશે.

૮–મૂર્ખ આદમીને જો કોઇ કિંમતી પદાર્થની પ્રાપ્તિ થાય છે, તો તેનું વર્તન એક ગાંડા અને પીને છાકટા બનેલાના જેવું થાય છે.

૯–મૂર્ખાઓની મૈત્રી આટલી બધી ખુશકારક હોય છે, કે તેમનાથી છૂટા પડતાં કોઇનેજ કશી દુઃખની લાગણી થતી નથી!

૧૦–શાણાઓની સભામાં મૂર્ખાનું દાખલ થવું, એ સ્વચ્છ પલંગ ઉપર કાદવવાળો પગ મૂકવા બરાબર છે.



# अध्याय ८० मो–अहंकारभरी मूर्खाई

૧–અકકલની ગરીબી એજ વાસ્તવિક ગરીબી છે; બીજી બધી જાતની ગરીબીને દુનિયા ગરીબી તરીકે ગણુતીજ નથી.

૨–મૂર્ખ આદમી જ્યારે પોતાની સ્વેચ્છાથી કોઇને બક્ષિસ આપે છે, ત્યારે તેનું તે કાર્ય બક્ષિસ મેળવનારના સદ્‌ભાગ્યનેજ આભારી છે, અન્ય કશાયને નહિ.

૩–મૂર્ખ આદમી પોતાના શિર ઉપર જે મુસીબતો પોતે આણે છે, તેવી મુસીબતો તો તેના કટ્ટા દુશ્મનોથી પણ તેના શિરે લાવવી કઠણ હોય છે.

૪–" અકકલનાં છબછબીઆં " કોને કહે છે તે તમારે જાણવું છે ? તો જાણો કે " હું ડાહ્યો છું " એવો ફાંકો રાખવો તેનુંજ નામ " અકકલનાં છબછબીઆં " છે.

૫–પોતાને જેનું જ્ઞાન ન હોય તેનું જ્ઞાન ધરાવવાનો ઢોંગ કરનાર મૂર્ખાઓને જોશો તો જણાશે કે, તે જે વસ્તુઓનું પોતાને બરાબર જ્ઞાન હોવાનું ગુમાન રાખતો હોય છે, તેનાજ સંબંધ-માં શંકાઓ ઉઠાવતો હોય છે.

૬–મૂર્ખ આદમીના મનની એબ બિનઢંકાયેલી રહે, તો પછી તેણે પોતાના શરીરની એબને ઢાંકી હોય તેથી શું લાભ ?

૭–જે છાલકો માણસ ગુપ્ત વાત પેટમાં રાખી શકશે નહિ, તે પોતાના શિર પર મોટી આફતોને નોતરશે.

૮–જે મૂર્ખ માનવી ખુદ પોતે ભલા–બૂરામાં સમજતો નથી, તેમ બીજાની શિખામણ કાને ધરતો નથી, તે મરતાં સુધી પોતાના સાથીઓ માટે પ્લેગના રોગ જેવો દુઃખદાયી રહે છે.

૯-મૂર્ખોની આંખો ઉઘાડવાનો પ્રયત્ન કરનાર પણ મૂર્ખોજ છે; કારણકે મૂર્ખ હોય છે તે એકજ રીતે જુએ છે, અને તે જે રીતે જુએ છે તે રીત તેની પોતાની દૃષ્ટિએ કદી ખોટી દીસતી નથી.

## अध्याय ८१ मो-तुच्छकारनो भाव

૧-તુચ્છકાર એ એક એવો અનિષ્ટ ભાવ છે, કે જે મનુષ્યમાં દ્વેષ નામનો રોગ ઉપજાવે છે.

૨-તમારો પાડોશી ખાસ ઝગડો કરવા ખાતરજ તમને કંઇ નુકસાન પહોંચાડે, ત્યારે પણ એવો વેરભાવ મનમાં ન રાખવો કે નુકસાનનો બદલો નુકસાનથી વાળી આપીશ.

૩-પારકાંઓની સાથે જાણી જોઇને બખેડા કરતા ફરવાની ટેવ સાચેજ એક દુઃખદાયી વ્યાધિ છે. મનુષ્યની તે બૂરી ટેવ છોડવા-માંજ ભલાઇ ને ઉન્નતિ થશે.

૪-તુચ્છકાર ભરી વૃત્તિ જેવા મોટામાં મોટા દુર્ગુણને જો તમારા દિલમાંથી દૂર કરી દેશો, તો સુખશાંતિ સહેજે પામશો.

૫-જે મનુષ્યમાં દુશ્મનાવટથી દૂર રહેવાની કુશળતા હશે તેને નુકસાન કરવાની ઇચ્છાજ કોને ઉત્પન્ન થઇ શકશે?

૬-જે મનુષ્યને બીજા મનુષ્ય બંધુઓ પ્રત્યે તુચ્છકારની નજરે જોવામાં આનંદ પડતો હોય છે, તે માણસને આફત આવતાં વાર નહિ લાગે.

૭-કજિયા-કંકાસથી દૂર રહેવાથી ઉન્નતિ અને આબાદી થાય છે; પરંતુ તેમને જો તમે ડગલે ને પગલે વધવા દેશો, તો પાયમાલી બહુ પાછળ નહિ રહી જાય.

૮-સૌભાગ્યની દેવી મનુષ્ય ઉપર જ્યારે પ્રસન્ન થવાની હોય છે, ત્યારે તે દરેક પ્રકારની હાડછેડની પણ અવગણના કરે છે; પરંતુ ભાગ્યવિધાતાએ જ્યારે તેની પાયમાલીનું ફરમાન કાઢયું હોય છે, ત્યારે તો તે તુચ્છકાર વૃત્તિની હદજ ઓળંગી જાય છે.

૯-તુચ્છકારમાંથી સકળ પ્રકારનાં કટુ પરિણામોજ ઉદ્ભવે છે; પરંતુ સલુકાઇભર્યો વ્યવહાર સદા શાંતિ અને એકતા આપે છે.

# अध्याय ८२ मो-शत्रुओनी साथेनो व्यवहार

૧-દુશ્મનાવટ નામની ગોઝારી ચીજને મશ્કરીમાં પણ સ્વેચ્છાપૂર્વક કદી ન છેડવી જોઈએ.

૨-તીરકામઠાથી સજ્જ થયેલા મનુષ્યોને તમે ભલે યુદ્ધને માટે પડકારો, પણ જેમનું હથિયાર માત્ર તેમની જીભ છે એવા માણસોની છેડતી તો કદાપિ ન કરો.

૩-કોઇ પણ સહાયકની મદદ વગર કદાચ તમારે એકલે હાથે બે દુશ્મનો સાથે લડવાનો પ્રસંગ આવે, તો તે બેમાંથી હરકોઇને પણ તમારા પક્ષમાં મેળવી લેવાની કોશિશ કરો.

૪-તમારા પોતાના પાડોશીને દુશ્મન કિંવા દોસ્ત બેમાંથી ગમે તે બનાવી લેવાનો તમે મનમાં સંકલ્પ કર્યો હોય, તોપણ તમે જ્યારે કોઇ આંટીઘંટીમાં આવી પડયા હો, તે વખતે તો તેને એ બેમાંથી એકેય ન બનાવતાં જે તે સ્થિતિમાંજ રહેવા દેવો.

૫-જે લોકો તમારી મુશ્કેલીઓથી અજાણ્યા હોય તેમની આગળ તેનો સ્ફોટ ન કરો; તેમ તમારા દુશ્મનોની આગળ તમારી દુર્બળતાઓ પણ દેખાડો નહિ.

૬–કોઇ કુશળતાભરી યોજના ઘડી રાખો, પોતાનાં સાધન-સામગ્રીનો જમાવ કરો અને તમારા બચાવની સંપૂર્ણ વ્યવસ્થા કરી રાખો. જો આટલું કરશો તો તમારા શત્રુઓનો દર્પ ચૂર્ણ-વિચૂર્ણ થઈ ધૂળમાં મળી જતાં બહુ વાર નહિ લાગે.

૭–કાંટાળાં ઝાડો નાનાં સરખાં હોય તેવામાંજ તેમને ઉખાડી કાઢો; કારણકે તેઓ મોટાં વધી જશે ત્યારે પછી ઉખેડી નહિ શકાતાં તમને પીડાકારી થશે.

૮–જે લોકો પોતાનો તુચ્છકાર કરનારનો તોર અથવા મદ નથી ઉતારતા, તે લોકોથી ઝાઝો વખત ટકી નહિજ રહેવાય.

## अध्याय ८३ मो–घरभेदु

૧–કુંજગલીઓ અને હોજના ફુવારા પણ જો વ્યાધિના ઉત્પાદક બને છે તો આનંદદાયી ન રહેતાં અકારાં લાગે છે; તેવીજ રીતે કોઇના જાતિભાઇઓ જયારે તેનું કાસળ કાઢવાનો ઘાટ ઘડે છે ત્યારે તેઓ પણ ધિક્કારને પાત્ર થઇ પડે છે.

૨–નાગી તલવારના જેવા ખુલ્લા દુશ્મનથી ડરવું નહિ; પણ મિત્રને વેશે આવનાર શત્રુથી સદા સાવચેત રહેવું.

૩–ગુપ્ત શત્રુથી સદા ચેતતા રહો; કારણકે તમારી મૂંઝવણની ઘડીએ તે કુંભારના દોરાની માફક ઝડપ દઇને તમને સાફ કરી નાખશે.

૪–મિત્રના સ્વાંગમાં તમારી આસપાસ ફરતો કોઇ શત્ર જો તમારે હશે, તો તેના કાવાદાવા અનેક જાતના હશે અને તે તમારા જાતિબંધુઓ અને સગાંસંબંધીઓને પણ ફોડીને, તમને

નુકસાન પહોંચાડશે ત્યારેજ ઝંપશે.

૫-જ્યારે બંધુવર્ગમાંથીજ કોઇ તમારી સામે દ્રોહ કરે છે ત્યારે તે તમારા શિર પર અનેક આપત્તિઓ આણે છે અને તમારી જિંદગીને પણ કફોડી સ્થિતિમાં લાવી મૂકે છે.

૬-જે ઘર પોતાના આંતરભાગમાં એક દ્રોહી અથવા ભેદુને આશ્રય આપે છે, તે ઘરની સ્થિતિ ઢાંકણું લગાડેલા વાસણના જેવી છે. તે ઘર દેખાવમાં અવિભક્ત ભલે લાગે, પણ વાસ્તવમાં તો તે સંયુક્ત સમગ્ર વસ્તુ તરીકે કદી હોઈ શકતું નથી.

૭-જુઓ, જે ઘરમાં ફાટફૂટ છે, તે ઘર કાનસથી ઘસાતા લોખંડના ટુકડાના માફક રજ રજ થઇને ધૂળમાં મળી જશે.

૮-જે ઘરમાં દ્રોહીને આશ્રય મળતો હોય છે, તે ઘરની ફાટફૂટ તલના દાણાની અંદર પડેલી ફાટ જેવી નાની ને નજીવી હોય તોપણ તે ઘરના માથા પર પાયમાલીનો પેગામ ઝઝૂમી રહ્યો છે.

૯-જે કોઇ દ્વેષ ધરાવનારાની સાથે ઘરવટના ભાવથી હળે મળે છે, તે માણસ વિષધર નાગને પોતાના સોબતી તરીકે રાખી એકજ ઝૂંપડીમાં વસનારના જેવો છે.



# અધ્યાય ૮૪ મો–મહાજનોને દુભાવવાથી દૂર રહેવું

૧–જે માણસને પોતાની સલામતીની પરવા હોય, તેણે મહાન પુરુષોની લાગણી નહિ દુભાવવાની ખાસ સંભાળ રાખવી જોઈએ.

૨–જો કોઈ આદમી મહાન પુરુષોને તુચ્છકારશે, તો તેમની શક્તિ તે આદમીના શિર પર અનિવાર્ય દુઃખોનો વરસાદ વરસાવશે.

૩–તમારી ઇચ્છા શું તમારો સર્વનાશ કરાવી નાખવાની છે ? જો તેમ હોય, તો ભલે તમે તમારાં કર્ણદ્વાર શુભ સલાહ માટે બંધ રાખો અને સદાચારી પવિત્ર મહાત્માઓની હાડછેડ કરો.

૪–દુર્બળ મનુષ્ય જો શક્તિશાળી અને સત્તાધીશ લોકોનું કંઇ નુકસાન કરે છે, તો તે યમરાજને પોતાના તરફ બોલાવ્યા સમાન છે.

૫–જબરદસ્ત આગમાં સપડાયલાં માણસો પણ કદાચ બચી શકે; પણ મહાન પુરુષોને દુભવનાર આફતથી બચનાર નથી.

૬–આત્મશક્તિથી બળવાન બનેલા મહાપુરુષનો ક્રોધાગ્નિ જો તમારી સામે ભભૂકી ઊઠશે, તો પછી વિવિધ કીર્તિવાળી તમારી આ જિંદગી અને તમારાં વિવિધ ધનવૈભવાદિ ક્યાં રહેશે ?

૭–જે રાજાઓ પોતાને સુસ્થિર પાયા ઉપર સ્થિત થયેલા માને છે, તેઓ પણ પહાડ જેવા શક્તિશાળી મહાપુરુષો જો તેમના સર્વનાશની ઇચ્છામાત્ર કરશે તો તેટલાથી પણ પોતાના સમસ્ત બંધુ–બાંધવો સાથે ક્યાંના ક્યાંય ઊખડી જશે.

૮–દેવતાઓનો રાજા ઇંદ્ર પણ, જો પવિત્ર પ્રતિજ્ઞાવાળા સાધુ પુરુષોને કોપે ભરાવાનું કારણ આપશે, તો (નહુષરાજાની પેઠે) પોતાના પદ અને પ્રભુત્વ બન્નેથી પતિત થઈ જશે.

૯–મહાન આધ્યાત્મિક શક્તિના અધિકારી મહાત્માઓ જો

રોષે ભરાશે, તો તેમના રોષ આગળ મક્કમમાં મક્કમ આશ્રય ઉપર આધાર રાખનારા રાજાઓનું પણ રક્ષણ થઇ શકશે નહિ.

# अध्याय ८५ मो–स्त्रीनुं चलण

૧–જે પુરુષો પોતાની સ્ત્રીઓની પાછળ ઘેલા બને છે યાને તેમના નચાવ્યા નાચે છે તે પુરુષો મહત્તાને કદી પ્રાપ્ત થઇ શક્તા નથી; તેથી જેમને મહાન કાર્યો કરવાની આકાંક્ષા હોય, તેઓ તો પ્યારના એવા ફંદાથી વિમુખજ રહે.

૨–જે પુરુષને પોતાની સ્ત્રી પ્રત્યે અધમ પ્રકારનો મોહ હશે, તેની સમૃદ્ધિજ લોકોમાં કહેવતરૂપ થઇ પડશે અને તેને શરમના માર્યા પોતાનું મોં છુપાવવું પડશે.

૩–જે નામર્દ પોતાની સ્ત્રી આગળ ઝૂકી ઝૂકીને ચાલે છે, તેને સંભાવિત જનોની આગળ મુખ બતાવતાં શરમાવું પડશે.

૪–નિજ પત્નીની આગળ થરથરતા અભાગિયા નરને ધિક્કાર છે ! તેના ગુણો અને કૌશલ્યની કશી કદર નહિ થાય.

૫–જે માણસ પોતાની સ્ત્રીથી ડરે છે, તેનામાં સજ્જનોની સેવાશુશ્રૂષા કરવા જેટલી પણ હિંમત હોઈ શકશે નહિ.

૬–જે મર્દો પોતાની સ્ત્રીઓનું ચલણ પોતાના ઉપર ચાલવા દે છે, તેઓ પોતાના મિત્રોની જરૂરિયાતોને પણ સંતોષી શકતા નથી કે કંઇ સત્કાર્ય પણ કરી શકતા નથી.

૭–જુઓ, જે પુરુષોના વિચાર મહાન કાર્યો પર સ્થિત થયા હોય છે અને જેઓ સૌભાગ્યલક્ષ્મીના લાડીલા લાલ હોય છે, તેઓ મોહજાળમાં લપટાવાની મૂર્ખાઇને વશ થતા નથી.

# अध्याय ८६ मो–गुणकाओ

१–પુરુષને પ્રેમની ખાતર નહિ પણ તેના પૈસાનીજ ખાતર ઇચ્છનારી ગુણકાઓ તરફ જુઓ; તેમનાં સવાસલાં અને પટા-મણુવેડા માત્ર દુઃખનાંજ ઉત્પાદક હોય છે.

૨–જેઓ મોઢે પ્યારનો દંભ કરે છે પણ જેમના વિચારો સર્વદા પોતાના આર્થિક લાભ ઉપરજ ચોંટેલા હોય છે, એવી વેશ્યાઓના રીતરિવાજોનો વિચાર કરો અને તેમને દૂરજ રાખો.

૩–વેશ્યા જ્યારે પોતાની સાથે યારી કરનારને પોતાની છાતી સાથે ચાંપે છે, ત્યારે પ્યારનો ઢોંગ કરે છે; પણ તેના દિલમાં તો બસ એવીજ લાગણી હોય છે કે, જાણે પોતે એક અંધારા ઓરડામાં કોઇ એક અજાણ્યા મડદાને સ્પર્શ કરી રહી છે.

૪–જે પુરુષોનાં દિલનું વલણ પવિત્રતાનાં કામો કરવા તરફ હોય છે, તેઓ ગુણકાઓના સ્પર્શથી પોતાને અપવિત્ર કરતા નથી.

૫–જે પુરુષો પોતાની નિર્મળ બુદ્ધિમાં ઊંડા વિદ્યાભ્યાસથી વધારો કરવાવાળા છે, તેઓ એવી સ્ત્રીઓના સ્પર્શથી પોતાની જાતને ભ્રષ્ટ કરતા નથી, કે જે સ્ત્રીઓનાં રૂપલાવણ્ય બજારૂ વસ્તુ હોઈ સૌ કોને માટે ખુલ્લી હોય છે.

૬–જેમને પોતાના હિતની પરવા હોય છે, તેઓ એ વેશ્યા-ઓના હાથને અડકતા સુધ્ધાં નથી કે જેઓ પોતાનાં દૂષિત રૂપલાવણ્યને બજારમાં વેચાતાં મૂકે છે.

૭–જે શખ્સો હલકા દિલવાળા હશે, તેઓજ એવી સ્ત્રીઓને શોધતા જશે, કે જેઓ પોતાના શરીરથી આલિંગન આપતી છતાં તેજ વખતે તેનું મન કંઇ બીજેજ ભટકતું હોય છે.

૮-જે લોકો અક્કલહીન હોય છે, તેમનેજ કપટી છીનાળ સ્ત્રીઓનાં આલિંગન અપ્સરાની મોહિની જેવાં મધુર લાગે છે.

૯-બની ઠનીને બેઠેલી વારાંગના નારીની મૃદુ માંસલ ભુજાઓ એક પ્રકારનો નરકકુંડ છે, અને તેમાં જઘન્ય મૂર્ખાઓજ ઝંપલાવીને ડૂબી મરે છે.

૧૦-બે મન ધરાવનારી સ્ત્રીઓ યાને ગુણકાઓ, મદ્ય અને જુગાર-એ એવા લોકો માટે આનંદની વસ્તુઓ બને છે, કે જેમની ભાગ્યલક્ષ્મી તેમને છોડી ગઇ હોય છે.

# अध्याय ८७ मो-मद्यपाननिषेध

૧-જે લોકોને મદ્યપાનની બૂરી લત લાગુ પડી હશે, તેમનાથી તેમના શત્રુઓ કદીજ બીશે નહિ, અને પોતે સંપાદન કરેલી કીર્તિ પણ તેઓ ખોઇ બેસશે.

૨-કોઇ પણ મદ્યનું સેવન ન રાખે; એમ છતાં કોઇ પીવાજ ઇચ્છે તો તે લોકોજ માત્ર પીએ, કે જેમને સુપાત્ર સજ્જનોને હાથે માનપ્રતિષ્ઠા મેળવવાની દરકાર ન હોય.

૩-પીધેલ છાકટા માણસના દેદાર તેની સગી માને પણ કંટાળો આપે છે, તો પછી સારા લોકોના કંટાળાનું તો પૂછવુંજ શું?

૪-જુઓ, છાકટા બનવાની બૂરી લત જેને લાગે છે, તેની સામેથી લજ્જાસુંદરી પોતાનું મુખડું ફેરવી લે છે. (અર્થાત્ કે તે માણસ નફ્ફટ અને નિર્લજ્જ બની જાય છે.)

૫-પોતાની પાસેનાં નાણાંની બરબાદી કરવી અને તેના બદલામાં બેહોશી વહોરી લેવી, એ તો બેવકૂફીની પણ મહાબેવકૂફી છે.

૬–દારૂ નામે ઓળખાતું ઝેર જે લોકો રોજનું રોજ પીતા હોય તેમના તરફ દૃષ્ટિ કરો. તેઓ ઊંઘણશી જેવા હોય છે, અરે! એમનામાં અને મડદાંઓમાં કંઈજ તફાવત નથી.

૭–જુઓ, જે લોકો ગુપ્ત રીતે નશો કરે છે અને પોતાના દહાડા મુડદાલ અચેતન અવસ્થામાં ગુજારે છે, તેમના પાડ-પાડોશીને એ વાતની તુરત ખબર થઈ જાય છે અને તેઓ તેના તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોવા માંડે છે.

૮–" છાકટાપણું કોને કહે એની મને ખબર સુધ્ધાં નથી " એમ કહી દારૂડિયાએ કદીજ દંભ ન કરવો! કેમકે એથી તો પોતા-ના એ દુર્ગુણની સાથે જૂઠાણાના પાપનું જોડાણ કરવા જેવું થશે.

૯–જે મનુષ્ય નશામાં ચકચૂર બનેલા શખ્સની સાથે ચર્ચા કરીને દારૂ પીવાના દુર્ગુણો તેના મનમાં ઠસાવી આપવાની કોશિશ કરે છે, તે મનુષ્ય પાણીમાં ડૂબેલા માણસને હાથમાં મશાલ લઇને ખોળનાર વ્યક્તિના જેવો છે.

૧૦–જે નશાબાજ માણસ પોતાની સાવધ સ્થિતિમાં બીજા માણસની છાકટી સ્થિતિ અને તેના હાલહવાલ પોતાની નજરે નિહાળે છે, તે માણસ દારૂબાજીમાં પોતાની પણ કેવી દુર્દશા થતી હશે તેનો ખ્યાલ શું નહિ કરી શકતો હોય?



# अध्याय ८८ मो–द्यूत अथवा जूगटुं

૧–તમારી જીત થતી હોય તોપણ દ્યૂતની કિંવા જુગારની લતમાં પડો નહિ; કારણકે તમારી જીતો એ માછલાં માટેના ગલમાં ભેરવેલી લલચાવનારી વસ્તુ જેવી છે.

૨–માત્ર એક જીતીને સો ગુમાવનારા જુગારીઓ માટે આ દુનિયામાં આબાદ ને સુખી થવાનો માર્ગ કોઇ છે કે? નહિજ.

૩–માણસ જો વારંવાર જુગાર ખેલ્યા કરશે, તો તેનું સર્વસ્વ પારકાંઓના હાથમાં જઇ પડશે, એટલુંજ.

૪–કંગાલિયતને જૂગટું જેટલું ખાત્રીપૂર્વક આણે છે તેટલું ખાત્રીપૂર્વક અન્ય કશુંજ આણતું નથી; કેમકે તે મનુષ્યની સુકીર્તિનો સંહાર કરે છે અને તેને દરેક નીચ કૃત્ય કરવા પ્રેરે છે.

૫–જૂગટું રમવામાં કુશળતાનો ફાંકો ધરાવનારા અનેક થઇ ગયા છે, અને તેઓ જુગારની પાછળ ગાંડા બન્યા હતા; પરંતુ તેવા બધામાંથી એકે એવો નથી કે જેને ખરાબ થવું પડયું ન હોય.

૬–જુગારવૃત્તિના વેશે આવતી દુઃખદારિદ્રયની ડાકણે જે લોકોની આંખે આંધળા પાટા બાંધી દીધા હશે, તેઓ ભૂખે ફાંકા મારતા થઇ જશે અને હરેક પ્રકારનાં દુઃખક્લેશ ભોગવશે.

૭–જૂગટાથી તમારી માલમિલકત ખલાસ થઇ જવા ઉપરાંત તમારી પ્રમાણિકતામાં પણ પૂળો મુકાશે, તમારૂં હૃદય નિષ્ઠુર બનશે અને તમારી બહુજ દુર્દશા થશે.

૮–દ્યૂતની લડતમાં પડનારની પાસેથી લક્ષ્મી, સરસ્વતી ને કીર્તિ ત્રણે વિદાય થઇ જશે; એટલુંજ નહિ પણ તેને પોતાને જોઇતાં અન્નવસ્ત્ર માટે પણ ભીખ માગતા ફરવું પડશે.

# अध्याय ८९ मो–ओसडवेसड

૧–વાત, પિત્ત અને કફ એ ત્રણ પ્રકૃતિઓનું ઋષિ લોકોએ વર્ણન કર્યું છે, તેમાંથી હરકોઇ પ્રકૃતિમાં હદ કરતાં વધારે વધઘટ થાય છે, તો તે વ્યાધિનું રૂપ લે છે.

૨–કરેલો આહાર પૂરેપૂરો પચી ગયા બાદ જો નૂતન આહાર કરવામાં આવે છે, તો શરીરને કશા ઓસડની જરૂર પડતી નથી.

૩–મિતાહાર કરો અને તે પણ એક વાર ખાધેલું બરાબર પચી ગયા પછીજ. દીર્ઘાયુષી બનવાનો બસ આજ એક માર્ગ છે.

૪–જયાંસુધી ખાધેલું છેક હજમ ન થઈ જાય અને કકડીને ભૂખ ન લાગે ત્યાંસુધી ફરી ખાતા રોકાઓ; અને ત્યારબાદ પણ એવાજ ખોરાકનો મિતાહાર કરો, કે જે તમારી પ્રકૃતિને અનુકૂળ હોય.

૫–તમારી પ્રકૃતિને પ્રતિકૂળ ન હોય એવા ખોરાકનું જો તમે મિતાહારપણે સેવન રાખશો, તો તમારા દેહમાં કોઇ પણ જાતની ગેરવ્યવસ્થા કે બેચેની ઊભી નહિ થાય.

૬–આરોગ્ય, પેટ ખાલી થયા પછીજ ખાનારાને શોધતું આવે છે, તેવી રીતે રોગ હદ ઉપરાંત ખાનારને ખોળતો આવે છે.

૭–જે માણસ ભૂખથી વધારે ઠાંસી ઠાંસીને આરોગવાની મૂર્ખાઇ કરશે, તેના રોગો પણ હદ ઉપરાંત વધી જશે.

૮–રોગ, તેનું કારણ અને તેના નિદાનનો પ્રથમ વિચાર કરીને પછીજ તેને મટાડવાના પ્રયત્નમાં સાવધાનતાપૂર્વક મંડી જાઓ.

૯–વૈદ્ય હોય તે પ્રથમ રોગીની શક્તિ, રોગની ઉગ્રતા અને મોસમની અનુકૂળતા–પ્રતિકૂળતાનો આંક પ્રથમ કાઢી લે; અને ત્યારબાદ સાવચેતીપૂર્વક રોગનો ઉપાય કરવા માંડે.

૧૦–રોગી, વૈદ્ય, ઓસડ અને ઓસડ તૈયાર કરનારજ રોગના નિદાનનો આધાર છે; વળી એ ચાર પૈકી દરેકના ચચ્ચાર ગુણ છે

# अध्याय ९० मो–कुलीनता

૧–સાફ દાનત અને શરમાળપણું એવાજ માણસોમાં સ્વભાવથી હોય છે, કે જેમનો જન્મ કુળવાન કુટુંબમાં થયો હોય છે.

૨–ખાનદાન કુળમાં જન્મેલાં માણસો સદાચાર, સત્યશીલતા અને શિષ્ટાચાર–એ ત્રણથી કદી પતિત થતાં નથી.

૩–સાચા કુળવાનનાં આ ચાર લક્ષણ છે–(૧) હસમુખ ચહેરો, (૨) ઉદાર હાથ, (૩) મધુર ભાષણ અને (૪) વિનયશીલ વર્તન.

૪–કરોડો રૂપિયાનો લાભ થતો હશે, તોપણ કુળવાન મનુષ્યો પોતાના નામને બટ્ટો નહિ લગાડે.

૫–જુઓ, જે મનુષ્ય પોતાના કુળના પ્રતિષ્ઠિત આચારવ્યવહારોને પવિત્ર રાખવાને આતુર હોય તેઓ દગાબાજીના દાવ ખેલે નહિ કે અન્ય કુકર્મો કરે નહિ.

૬–કુળવાન કુટુંબમાં જન્મેલા માણસનો દોષ ચંદ્રમાના કલંકની પેઠે સ્પષ્ટભાવે સમાજમાં તરી આવે છે.

૭–જમીનની જાત તેની અંદર ઊગતા ને ઊછરતા છોડ ઉપરથી સમજાય છે; તેવીજ રીતે મનુષ્યનું કુટુંબ પણ તેના મુખમાંથી ઝરતા શબ્દો ઉપરથી ઓળખાઇ જાય છે,

૮–સદ્‌ગુણનીજ જો તમને વાંચ્છા હોય, તો તો લજ્જાનો ગુણ તમારે કેળવવોજ રહ્યો; અને જો તમારે તમારા કુટુંબને પ્રતિષ્ઠિત બનાવવું હોય, તો તમારે સર્વપ્રતિ સન્માન રાખ્યેજ છૂટકો.

# अध्याय ११ मो–प्रतिष्ठा

૧–તમને નીચે ઉતારી પાડનારી બાબતોથી સદા અળગા રહો. પછી તે બાબતો તમારા જાનના રક્ષણ માટે પણ જરૂરી કાં ન હોય !

૨–જે લોકો પોતાની નામના મૂકી જવાની ઇચ્છા રાખતા હોય, તેઓ કોઇ પણ અનુચિત કામ ન કરે.

૩–તમારી ઉન્નત અવસ્થામાં તો વિનયને કેળવો; પણ પડતીના વખતમાં તો તમારા માનગૌરવને ચીવટાઈથી વળગી રહો.

૪–જે લોકોએ પોતાના પ્રતિષ્ઠિત નામને બોળ્યું હોય છે, તેઓ કાતરીને ફેંકી દીધેલ વાળનાં ઝૂલફાં જેવા નકામા છે.

૫–મહાન પુરુષો પણ જો કોઈ દુષ્કર્મ કરશે, તો તેઓ સમાજની નજરે નાના દેખાવા માંડશે. પછી તેમને હાથે થયેલું એ દુષ્કર્મ ચણોઠી જેવડું નાનું ભલેને હોય !

૬–પોતાનો તિરસ્કાર કરનારની ખુશામત કરીને જીવવાની કોશિશ માણસ કરેજ શા માટે ? ખુશામતમાં નથી તો કીર્તિ અપાવવાની શક્તિ કે નથી સ્વર્ગમાં લઇ જવાની શક્તિ.

૭–પોતાના ઉપર ધિક્કારભરી નજરે જોનારાની મહેરબાની ઉપર રહેવા કરતાં, બહેતર છે કે મનુષ્ય મોતને તત્કાળ વધાવી લે.

૮–અરે ! આ ચામડીથી મઢેલો દેહ શું ખરેખર અમર છે, કે તેને બચાવવાને લોકો પ્રતિષ્ઠાને ભોગે પણ ઇચ્છા કરે ?

૯–ચમરીમૃગના શરીર ઉપરથી તેના વાળ ઉતારી લેવામાં આવતાં તત્કાળ તે પોતાના પ્રાણ વિસર્જન કરી દે છે; તેની પેઠે કેટલાંક માનવીઓ પણ એવાંજ બારીક લાગણીવાળાં હોઇ તેઓ પોતાની પ્રતિષ્ઠા કોઇ પણ રીતે બચાવી શકાય તેમ ન લાગે ત્યારે

પોતાનાં જીવનનો અંત આણી નાખે છે.

૧૦–જે પ્રતિષ્ઠિત લોકો પોતાની પ્રતિષ્ઠાના ચાલ્યા ગયા બાદ જીવવાને ના પાડે છે, તેમનાં જીવન તરફ જોશો તો જણાશે કે, સારો સંસાર તેમના કીર્તિમંદિર આગળ હાથ જોડીને ઊભો રહે છે અને તેમની કીર્તિવેદી ઉપર ભક્તિની ભેટ ચઢાવે છે.

# अध्याय ९२ मो–महत्ता

૧–મહાન અને ઉમદા કાર્યોને સંપાદન કરવાની મહત્વાકાંક્ષાનેજ લોકો મહત્તાને નામે ઓળખે છે.

૨–જન્મવાની રીત તો સર્વ મનુષ્યોની એકસરખીજ હોય છે, પરંતુ તેમની પ્રતિષ્ઠાના પ્રકાર વિવિધ હોય છે; કેમકે એમની જીવવાની રીત જુદી જુદી હોય છે.

૩–કુલીન કહેવાવા છતાં જેઓ આચાર વ્યવહારમાં કુલીન નથી, તેઓ કુલીન કહેવાશેજ નહિ; ત્યારે જેઓ નીચ કુળમાં જન્મ્યા છતાં વર્તનથી નીચ નથી તેઓ વસ્તુતઃ નીચ પણ નથી.

૪–સ્ત્રીઓના શિયળની માફક મહત્તાનું રક્ષણ પણ પોતાની જાતપ્રતિ સાચા ને એકનિષ્ઠ રહેવાથીજ થઇ શકે છે.

૫–મહાપુરુષોમાં યોગ્ય સાધનો કામે લગાડીને અશકય મનાતી વાતો પણ પાર પાડવાનું સામર્થ્ય હોય છે.

૬–મહાન પુરુષોની આદરભક્તિ કરી તેમની કૃપા મેળવવાની વૃત્તિ ક્ષુદ્ર માણસોમાં નથી હોતી.

૭–ક્ષુદ્ર વૃત્તિવાળાંઓના હાથમાં નસીબસંજોગે જો સંપત્તિ સાંપડે છે, તો તે પછી તેમની ઉચ્છૃંખલતાને સીમાજ નથી રહેતી.

૮-મહત્તા સદાસર્વદા દંભરહિત અને વિનયશીલ હોય છે; અને ક્ષુદ્રતા પોતાની લાયકાતોની સંસારભરમાં ડંફાસ હાંકે છે.

૯-મહત્તા સર્વ કોઇના પ્રત્યે નમ્રતા ને વિનય દેખાડે છે, ત્યારે હલકાઇમાં તો ઉચ્છૃંખલતા ને અવિનયની પરાકાષ્ટા હોય છે.

૧૦-મહત્તા હમેશાં બીજાઓની નબળાઇઓ છાવરે છે; અને ક્ષુદ્ર વૃત્તિને બીજાઓની એબ ઉઘાડવા સિવાય બીજો વિષયજ જડતો નથી.

# अध्याय १३ मो-योग्यता

૧-જે લોકોને પોતાનાં કર્તવ્યોનું જ્ઞાન હોય છે અને જેઓ પોતાની અંદર યોગ્યતા ખીલવવાની ઇચ્છા રાખતા હોય છે, તેમની દૃષ્ટિને તો સારૂં એટલુંજ બધું કર્તવ્યરૂપ ભાસે છે.

૨-વર્તનમાંજ લાયક મનુષ્યોની લાયકાત રહેલી છે; બાકીની સૌ ઉપાધિઓ કે ભેદસૂચક નિશાનીઓ તેમની યોગ્યતામાં રજ પણ વધારો કરતી નથી.

૩-સર્વ પ્રત્યે પ્રેમ, લાજ-શરમ, સૌજન્ય, અદોષદૃષ્ટિ અને સત્યશીલતા-આ પાંચ વસ્તુઓ સદ્વર્તન નામની ઇમારતને ટેકવનારા સ્તંભો છે.

૪-સંતજનોનો ધર્મ છે અહિંસા અને યોગ્યતાવાળાં મનુષ્યોનો ધર્મ છે પરનિંદાનો ત્યાગ.

૫-નમ્રતા એજ બળવાનોનું બળ અને શત્રુઓની સામે રક્ષણ કરનારૂં કવચ અથવા બખ્તર છે.

૬-યોગ્યતાની કસોટી એ છે કે પોતાના કરતાં બીજી બધી

બાબતોમાં ઊતરતા દરજ્જાના હોય એવા લોકોમાં પણ જ્યારે વિશેષતા જણાઇ આવે, ત્યારે તેનો સ્વીકાર કરવો-અર્થાત્ લોકો આગળ કોઇ બાબતમાં પોતાની હાર થતાં તે હારને કબૂલી લેવી.

૭-યોગ્યતાવાળો આદમી પોતાનું બૂરૂં કરનારનું પણ જો ભલું ન કરે, તો પછી તેની સરસાઇ કે વિશેષતા ક્યાં રહી ?

૮-મનુષ્યની પાસે જો ચારિત્ર્ય અથવા સદ્દવર્તનરૂપી સંપત્તિ હોય, તો નિર્ધનતા એ તેને માટે જરાયે શરમનું કારણ નથી.

૯-ધરતીકંપના આંચકાથી બધુંજ પલટાઇ જાય તોપણ જે સન્માર્ગ મૂકશે નહિ, તેઓ યોગ્યતાના સાક્ષાત્ દેવતા કહેવાશે.

૧૦-સુયોગ્ય લોકો જો તેમની યોગ્યતામાંથી ચલાયમાન થઇ જાય, તો આ ધરતી માતા પણ મનુષ્યજીવનનો બોજો ઝીલી રાખવા શક્તિમાન રહેશે નહિ.

# अध्याय ९४ मो-विनयशीलता

૧-કહે છે કે, વિનયશીલતા એ લોકોનેજ સહજસિદ્ધ થાય છે, કે જેઓ સર્વ કોઇનું ખુલ્લા દિલથી સ્વાગત કરે છે.

૨-માણુસાઇ અને સુસંસ્કારિતાજ વિનયશીલતા અથવા સૌજન્યના ઉમદા ગુણમાં પ્રકટ થાય છે.

૩-બાહ્યલક્ષણોની એકવાક્યતાથીજ મનુષ્યોનો પરસ્પર સંબંધ દૃઢ બંધાતો નથી; પણ 'દેહ જૂજવા ને મન એક'-એવો સજ્જડ સંબંધ તો સદ્દવર્તનની એકવાક્યતાથીજ સિદ્ધ થાય છે.

૪-જુઓ, જે લોકોને ન્યાય અને ધર્મનિષ્ઠા ઉપર ભાવ હોય છે અને જેઓ પરોપકારી હોય છે, તેમની કદર દુનિયા જરૂર કરે છે.

૫–મજાકમાં ઉચ્ચારાયલા હીણા ને હલકા શબ્દો પણ મનુષ્યની લાગણી દુઃખવે છે, એટલા માટે સુસંસ્કારી લોકો પોતાના દુશ્મનો પ્રત્યે પણ અવિનયી વર્તન રાખતા નથી.

૬–સુસંસ્કારી લોકોના પ્રભાવથીજ દુનિયાનો કારભાર નિર્વિઘ્ને ચાલ્યા કરે છે; બાકી એમની હયાતિ વગર સાચેજ આ બધી એકરાગતા મૃતવત્ બનીને ધૂળમાં દટાઇ જાય.

૭–જે લોકોમાં સારી રીતભાતનો અભાવ હોય છે, તેઓની પ્રકૃતિ કાનસના જેવી પાણીદાર હોય તેથી શું થયું ? નર્યા લાકડાના ઓજાર કરતાં તેઓ જરાયે સારા નથી.

૮–અમિત્ર અને અન્યાયી પ્રત્યે પણ વપરાતો અવિનય મનુષ્ય માટે શોભાસ્પદ નથી.

૯–જેઓ સ્મિત–હાસ્ય કરી જાણતા નથી તેમને આ સુવિશાળ સંસારમાં ધોળે દહાડે પણ અંધકાર વિના કંઇજ દેખાશે નહિ.

૧૦–આછકલા ને અવિનયીના હાથમાં આવેલું ધન, મેલા ને ગંદા વાસણમાં રાખવાથી બગડી ગયેલા દૂધ જેવું છે.

## अध्याय १५ मो–सन्मार्गे नहि वपरातुं धन

૧–જે માણુસ ઢગલાબંધ દોલત એકઠી કરે છે, પણ ખર્ચ કરતો નથી, તે માણુસ મુડદા બરાબર છે.

૨–જે માણુસ ધનનેજ સર્વસ્વ માની સંચય કર્યે જાય છે, પણ સન્માર્ગે વાપરતો નથી, તે માણુસ બીજા અવતારમાં રાક્ષસ થવાનો છે.

૩–જે લોકો સદા ધન સંઘરવાનુંજ સમજે છે અને કીર્તિની પરવા કરતા નથી, તેઓ ભૂતળને ભારરૂપ છે.

૪-જે લોકો સન્માર્ગે ખર્ચતા નથી કે ઉપભોગ પણ કરતા નથી, તેઓ પાસે કરોડો હોય તોપણ નિર્ધન છે; અને પોતાની દોલત માટે એક પ્રકારના રોગરૂપ તથા અનર્થનું મૂળ છે.

૫-લોકોનો જેના પર ચાહ ન હોય એવા માણસની જાહો-જલાલી, ગામની વચમાં ઊગેલા મોટા વિષવૃક્ષ જેવી છે.

૬-જે માણસ સ્વધર્મ અને પરોપકારનો વિચાર નહિ કરતાં ધનના ઢગલાજ ખડકયે જાય છે, તે ઢગલા અજાણ્યાઓનાજ ખપમાં આવે છે.

૭-જે કોઇ લોકકલ્યાણનાં કામોમાં પોતાનો ખજાનો ખાલી કરી નાખે છે, તેની એ ખાલી સ્થિતિ લાંબો વખત રહેવાની નથી.

# अध्याय ९६ मो-लज्जानी लागणी

૧-સુયોગ્ય લોકોને શરમાવાનું થાય છે તો તે તેમના અયોગ્ય કૃત્ય માટે થાય છે; માટે સુંદરીઓની શરમ કરતાં એ શરમ જુદાજ પ્રકારની હોય છે.

૨-અન્ન, વસ્ત્ર અને સંતતિ, એ ત્રણ તો સારા અને ખોટા માણસ પાસે પણ હોય છે. માત્ર લજ્જાની બાબતમાં તેઓ જુદા પડે છે.

૩-સુયોગ્ય લોકો માટે શરમની લાગણી શું રત્નસમાન નથી ? અને એ લાગણી જે માનવીમાં નથી હોતી, તેની શેખી અને તેનો તોર ગમે નહિ એવાં અયોગ્ય નથી હોતાં ?

૪-જે કોઇ બીજાની ફજેતી જાણે, તો તે પણ પોતાની હોય તેમ શરમાય છે; તેને લજ્જા અને કોમળતાનું ધામ જાણવો.

૫-પોતાને કદી શરમાવું ન પડે એવાં સાધનો સિવાયનાં અન્ય સાધનોથી રાજ્યો મળતાં હોય તોપણ યોગ્ય માણસો તો તે સ્વીકારવાની નાજ પાડે છે.

૬-જે લોકોને પ્રતિષ્ઠા અને શરમની સાચી લાગણી હોય છે; તેઓ પોતાને અપ્રતિષ્ઠા અને શરમમાંથી બચાવવા માટે જિંદગી તજી દેશે, પણ શરમનો ઘૂંટડો નહિ ગળે.

૭-જેથી સારા માણસો શરમાય તેવાં કાર્યોથી જે શરમાતો નથી, તેનાથી ધર્મ અને સદાચાર પણ શરમાશે-દૂર રહેશે.

૮-કુલાચાર ભૂલવાથી મનુષ્ય કુળભ્રષ્ટ થાય છે, પણ લાજ-શરમ ભૂલી નફ્ફટ બનનારનું તો બધુંજ હવામાં ઊડી જાય છે.

## अध्याय १७ मो-कुटुंबनी उन्नति

૧-મનુષ્યની કૌટુંબિક ઉન્નતિ જાતમહેનત અને દૃઢ નિશ્ચય વડે જેવી થાય છે, એવી બીજા કશાથી નથી થતી.

૨-મર્દાનગીભર્યો પુરુષાર્થ અને સાફ દાનતથી કુટુંબની ઉન્નતિ થાય છે.

૩-જ્યારે મનુષ્ય દૃઢ નિશ્ચય સાથે કામ કરવા લાગે છે; ત્યારે દેવો પણ કમર કસીને તેની આગળ ને આગળ ચાલે છે.

૪-જે લોકો ઉન્નતિ માટે ઉદ્યોગ કરવામાં પાછા નથી હઠતા, તેઓએ પોતે ખાસ શ્રમ લઇ યોજના નહિ યોજી હોય તો તેમના કામકાજને લીધે પણ આપોઆપ બરકત આવવાની.

૫-જેઓ અન્યાય કે અનાચારનો આશરો લીધા વગર ઉન્નતિ સાધે છે, તેમને માટે સારો સંસાર મિત્ર બની રહે છે.

૬-જે વંશમાં પોતે જન્મ્યો હોય તે વંશને ઉન્નત અવસ્થામાં લાવવો, એમાં પણ મનુષ્યની મોટી મરદાનગી રહેલી છે.

૭-જેવી રીતે યુદ્ધનો સખત ઝપાટો ભડવીરો ઉપરજ પડે છે, તેમ કુટુંબપોષણનો ભાર પણ જે ભાર ખમી શકે તેનાજ ખભા ઉપર પડે છે.

૮-જે લોકો ઉન્નતિ કરવાની ઇચ્છાવાળા હોય છે, તેમને માટે ઋતુ બેઋતુ જેવું કંઇજ હોતું નથી. જો તેઓ પોતાના કામમાં લાસરિયાવેડા કરશે અથવા બેપરવાઇ રાખશે, કે પછી મિથ્યા અભિમાનને વળગી રહેશે તો તેમની પડતી દશાજ આવશે.

૯-ત્યારે શું પોતાના કુટુંબનું દરેક આફત સામે રક્ષણ કરનાર મનુષ્ય મહેનતમજૂરી અને મુસીબતોજ ઉઠાવવાને સરજાયલો છે? ×

૧૦-જે કુટુંબના આધારસ્વરૂપ કોઇ નેક આદમી હોતો નથી, તે કુટુંબનાં મૂળિયાંને આપત્તિઓ પર આપત્તિઓ આવી ખોતરી કાઢશે અને તે કુટુંબવૃક્ષ ભોંય પર તૂટી પડશે.

---

# अध्याय ९८ मो-खेती

૧-લોકો ભલે ફાવે ત્યાં આથડે, પણ આખરે તો તેમને ખોરાક માટે હળજ સંભાળવું પડે છે; માટે ફાવે તેટલો મુસીબતભર્યો છતાં પણ ખેતીનોજ ધંધો સર્વોપરી છે.

૨-ખેડૂતો સમાજરૂપી ગાડાની ધૂરા સમાન છે; કારણકે જે

× મહર્ષિ તિરુવલ્લુવર આ ઠેકાણે, જે મૂંગી ધીરજથી તે ભલો આદમી દરેક કૌટુંબિક બોજો ઉઠાવે છે, તેની દયા ખાય છે.

લોકો હળ ખેડવાની પોતાની અશક્તિને કારણે બીજાં કામ કરે છે, તે બધાંયને નભાવવાનો ભાર ખેડૂતોજ ઝીલે છે.

૩–વાસ્તવિક જીવવું માત્ર તે લોકોનું જ છે, કે જેઓ ખેતી કરીને જીવે છે. બીજાં બધાં તો તેમની પાછળ જોડાયલાં ગાડાં જેવાં હોઇ ઓશિયાળો રોટલો ખાવાવાળાં છે.

૪–જે લોકોનાં ખેતરો ધાન્યથી લચી પડતાં કણસલાંની શ્યામ છાયામાં પોઢે છે, તેઓ અન્ય રાજાઓનાં છત્ર પોતાના રાજા આગળ ઝૂકતાં જોશે.

૫–ખેતીનો રળેલો રોટલો ખાનાર લોકોને નિહાળો. તેમને કદી ભીખ માગવી પડતી નથી, અને ભિક્ષુકોને દાન આપે છે.

૬–તમારા ખેતરની ભોંય જો તમે ખેડી ખેડીને એવી સૂકવો કે જેથી તે ભોંયની એક શેર માટી સુકાઇ સુકાઇને માત્ર પાશેર બની રહે; તો ખાતરની કશી જરૂર નહિ પડતાં મબલક પાક પાકે.

૭–ખેડ સાથે ખાતર પણ હોય તો વળી ઘણો વધારે ફાયદો આપે છે; અને નિંદણકામ બરાબર થયા પછી રખેવાળી પણ બરાબર થાય તો તે પચાત કરતાં પણ વધારે લાભદાયી થાય છે.

૮–કોઇ ભોળો આદમી ખેતરો પર જાતે નહિ જતાં ઘેર બેસી રહેશે, તો ભોંય પણ તેની સાથે રિસાળ સ્ત્રીની પેઠે રૂસણું માંડશે.

૯–" હાય! મારી પાસે ખાવાના સાંસા છે, હવે હું શું ખાઇશ ?" એવું જ્યારે કોઇ એદીને બોલતાં સાંભળે છે, ત્યારે ધરતીસુંદરી મનમાં તેના ઉપર હસે છે.



# अध्याय ११ मो–कंगालपणुं अथवा दारिद्र्य

१–कंगालियत करतां वधारे दुःखदायी वस्तु बीजी कयी होय? केमके कंगालियत पोतेज कंगालियत करतां वधारे दुःखकारी छे.

२–कमबख्त कंगालियत आ जिंदगीमां तो सुखनी शत्रु छेज, पण साथे साथे ते बीजा जन्मनी पण दुश्मन छे.

३–तंगी एवी बूरी चीज छे के, ते ऊंचा कुळनो मान-मरतबो भुलावी दइ दीनतानां वचनो बोलावे छे.

४–आ कंगालियतने ओथे हजारो दुःख छुपायेलां होय छे.

५–कंगाल माणसना शब्दो, आश्चर्य पमाडे एवा कौशल्य अने ज्ञानथी भरपूर भव्य सत्योनुं प्रतिपादन करता होय छे, तोपण तेमनो भारबोज पडतो नथी याने असर थती नथी.

६–एक तो कंगालियत होय अने तेनी साथे सद्गुण के धर्मने नामे मीडुं होय तो तो ते अभागियानी पडखेथी तेनी माता पण खसी जशे.

७–सळगती ज्वाळा वच्चे पण ऊंघ आवी शके, पण हडहडती दरिद्रतानां दुःखो वच्चे आंखनी पांपणो मिचावी पण अशकय छे.

८–कंगालो माटे तो बस एकज रस्तो छे, अने ते ए के, तेमणे पोताना जीवननो पण त्याग करी देवो; केमके तेमना जीवनथी बीजानां अन्नपाणीनो नकामो नाश थाय छे.



# अध्याय १०० मो–भीख

૧–તમને સહાયરૂપ થઇ પડે એવા શક્તિવાળા દાતા પાસે ભીખ ભલે માગો. તેઓ આપવાની અશક્તિનો ઢાંગ કરે, તો તેમાં વાંક તેમનો છે, તમારો નહિ.

૨–જે લોકો પોતાને ધર્મ યથાર્થ સમજતા હોય અને જેઓ સહાય કરવામાં પોતે અશક્ત હોવાનો ઢાંગ કરે નહિ, તેમની આગળ તો ભીખ માગવામાં પણ મજા રહી છે.

૩–જે માણુસ સ્વપ્નમાં પણ યાચકને ના પાડતો નથી, તેને હાથે ભીખ લેવી, એ તો દાન દેવા જેટલું માનભર્યું છે.

૪–લોકો નિર્વાહ માટે ભીખનો ધંધો સ્વીકારે છે; તેનું એ પણ કારણ છે કે, ભિક્ષા આપવાની ના પાડે નહિ, એવા દેવ-માનવોની સંસારમાં હયાતી છે.

૫–જે લોકોમાં નકાર કરવાની બુદ્ધિ નથી હોતી, તેમનાં દર્શનમાત્રથી કંગાલિયતનાં દુઃખ ટળી જાય છે.

૬–જેઓ ભિક્ષુકોને તુચ્છકાર્યા વિના દાન દે છે, તેમનો મેળાપ થતાં ભિક્ષુકનું હૃદય આનંદથી ઊછળવા લાગે છે.

૭–ભીખ માગનારાજ જો દુનિયામાં કોઇ ન રહે, તો ભૂતા-વળના નામ સિવાય આ દુનિયાનો વિશેષ કશો અર્થ રહે નહિ.

૮–જો કોઇ ભીખ માગનારુંજ આ દુનિયામાં ન રહે, તો પછી ઉદારતાનો મહિમા પણ ક્યાંથી રહે?

૯–દાન દેવાની કોઇ માણુસ અશક્તિ જણાવે, તો યાચકે નાખુશ થવું નહિ; કેમકે તેની પોતાનીજ તંગ હાલત તેને સમ-જાવે એમ છે કે, સામો માણુસ પણ એવી સ્થિતિમાં કેમ ન હોય?

# अध्याय १०१ मो–भीखना भय

૧–માગનારો મનુષ્ય ભલે એવાજ દાતાઓ પાસેથી ભીખ લેતો હોય કે તેઓ જે આપે તે ખરા દિલથી અને પ્રેમથી આપતા હોય; છતાં તેના કરતાં અયાચક હજાર દરજ્જે ઉત્તમ છે.

૨–" હું માગી ભીખીને પણ કંગાલ જીવન છેવટ સુધી જીવીશ " એમ કહેવામાં રહેલી નફટાઇથી વધુ નફટાઇ બીજી નથી.

૩–ધન્ય છે એ ગૌરવ અને મોટાઇને કે જે ભૂખે મરવા છતાં પણ ભીખ માગતી નથી! એવા મનુષ્યને સંઘરવા માટે આ સમગ્ર વિશ્વ પણ બહુ નાનું છે.

૪–જાતમહેનતથી રળેલો ખોરાક ભલેને પાતળી ઘેંસનો હોય, તોપણ તેના જેવો સ્વાદિષ્ટ ખોરાક બીજો નથી.

૫–તમે ચાહો તો માત્ર ગાયને માટે અને માત્ર પાણીનીજ યાચના કરતા હો, તોપણ યાચના જેવી હીનતા બીજી નથી.

૬–જે લોકો યાચના કરનારા છે તે સૌ પ્રત્યે મારી એ યાચના છે કે, "તમારે ભીખ્યા વગર ચાલતુંજ ન હોય તો ભિક્ષા આપતાં અચકાનારાઓ પાસે તો કદી પણ ભીખ માગશો નહિ."

૭–ભીખનું કમનસીબ વહાણ હડધૂતના ખડકે અથડાતાંજ ભાગીને ભૂકો થઈ જશે.

૮–ભિખારીના ભાગ્યનો વિચાર કરતાં હૃદય કંપે છે, પણ તેને સાંભળવાં પડતાં હડધૂતનાં વચનોનો વિચાર કરતાં તો તે બસ મરવા જેવોજ બની જાય છે.×

---

× रहिमन वे नर मर चूके, जो कहुं मांग न जाहि।
उनते पहिले वे मुए, जिन मुख निकसत नाहि॥

૯–ભિખારીને 'ના' કહીને ધૂતકારી કાઢતી વખતે ધુતકારનારનું હૃદય ક્યાં સંતાઇ જતું હશે ? એના મુખમાં ધુતકાર વચનો સાંભળીને ભિક્ષુક બિચારાના રામજ રમી જાય છે.

# अध्याय १०२ मो–खराब जीवन

૧–આ ખરાબ મનુષ્યો અને બીજાં સારાં મનુષ્યો બહારથી કેટલાં બધાં મળતાં આવે છે ! બાહ્ય આચાર અને ઉચ્ચારમાં આવું સરખામણું બીજે ક્યાંય અમે કદી જોયું નથી.

૨–વળી શુદ્ધ ચિત્તવાળા સજ્જનો કરતાં આ ધિક્કારપાત્ર મલિન જીવો સુખીઆ પણ વધુ છે; કેમકે તેમના અંતરમાં મેલ વધુ હોવાથી તેમને પોતાના અયોગ્ય હેતુ અને જૂઠપ્રપંચાદિ તેવા રૂપે જણાતા નથી, તેથી આંતરિક ડંખો પણ વેઠવા પડતા નથી !

૩–આ ભૂતળ પરના ભ્રષ્ટ જીવો તો સાક્ષાત્ દેવો જેવાજ કહેવાય; કેમકે તેઓ પણ દેવોની પેઠે 'મરજી પડે તે નીતિ'ને પાળનારા સ્વેચ્છાચારી હોય છે.

૪–જ્યારે કોઇ પાકા પામરને કાચા પામર સાથે પ્રસંગ પડે છે, ત્યારે તે દુષ્ટતાની બાબતમાં કાચાને મહાત કરે છે અને પછી પોતાના એ પરાક્રમ માટે બીજાઓ આગળ બડાશ હાંકે છે.

૫–પામરોને પાંસરા ચલાવનારી શક્તિ એક ભયની છે અને બીજી શક્તિ ભૂખ છે; કેમકે એથી પણ સહેજસાજ લાભ થાય છે.

૬–નીચ પામરો તાસાં અને ઢોલ જેવા છે; કારણકે એમને કહેલી ગુપ્ત બાબત બીજાંઓ આગળ ગાઈ બજાવ્યા વગર તેમને જંપજ વળતો નથી.

૭–પામર મનુષ્યો પોતાના એંઠા હાથ પણ બીજાની તરફ ત્યારેજ ઝાટકે, કે જ્યારે એ બીજાઓમાં હોંસો મારીને તેમનું ડાચું ફેરવી નાખવાની શક્તિ હોય !

૮–સજ્જનને સમજાવવામાં તો એક શબ્દ પણ પૂરતો થાય છે અને પામરને તો અનાજનાં ડૂંડાંની પેઠે ઝૂડવા ઝાપટવાથીજ કંઈક કઢાવી શકાય છે.

૯–પામર લોકો પોતાના પાડોશીને જરા પણ સુખી જુએ કે લાગલાજ તે દુષ્ટો તેની ચાલચલગતમાં કંઇ ને કંઇ ખોડખાંપણ શોધવા મંડી પડે છે.

૧૦–દુષ્ટ મનુષ્ય ઉપર કોઇ આફત આવતાંજ તે તેની દેખાડવા માત્રની ધર્મનીતિ વેચી દઇને આવેલી આફત ટાળશે.

# अध्याय १०३ मो–मोहबाणनो जखम

* પ્રેમીઃ—

૧–પણે દેખાતી આ રત્નવિભૂષિત આકૃતિ કોઇ મોહમયી અપ્સરાની છે, કે પછી તેનાથી પણ વધારે સુંદર કોઇ મયૂરની છે ? ખરેખર ! હું એ આકૃતિ જોઇને એટલો મોહ પામ્યો છું કે મારાથી એમાંનું કંઇજ ખાતરીપૂર્વક કહી શકાતું નથી.

૨–કોઇ મોહક અપ્સરા સખીઓ સાથે ચડી આવે તો પુરુષોની કેવી દશા થાય ? જ્યારે કોઈ રૂપાળી આકૃતિ મારા તરફ નેત્ર-કટાક્ષ મારે છે, ત્યારે મારી પણ તેવી દશા થાય છે.

---

* હવેના અધ્યાયોનાં પદ કાં તો પ્રેમી, પ્રેમિકા અથવા તો પ્રેમિકાની વિશ્વાસુ દાસીના વચન તરીકે સમજવાનાં છે.

૩-અત્યાર આગમચ મોતના દેવ યમરાજને હું ઓળખતો નહોતો, તે હવેજ ઓળખતાં શીખ્યો કે તે સ્ત્રીનું રૂપ લે છે અને તેને મોટી ભમરાળી આંખો હોય છે.

૪-તે છે તો સરળ અને સુંદર, પણ તેની આંખો યુદ્ધકુશળ યાને લડાઈની રીતોથી વાકેફગાર લાગે છે; કારણકે તે આંખો તેની સામે જોનારની જિંદગીને તત્કાળ હોઈયાં કરી જાય છે.

૫-હું જે આ જોઉં છું તે કોઈ ખરો યમદેવ છે કે તેના જેવી માત્ર આંખોજ છે? કે પછી અનિમેષ દૃષ્ટિનો એ દેખાવ માત્ર છે? કેમકે આ સરળ મૂર્તિની આંખોમાં એ ત્રણે વાનાં જણાય છે.

૬-જ્યારે તેની ભ્રૂકુટિઓ વાંકી વળતી બંધ પડશે અને તેનાં નેત્રકટાક્ષોનું આવરણ જશે, ત્યારેજ તેની કાતીલ આંખો મને વ્યથા કરતી અને કંપાવતી અટકશે.

૭-આ સુંદરીના સુંદર સ્તન મંડળને ઢાંકી રાખનાર કાંચળી ઉન્મત્ત હાથીની આંખો પર ચડાવાતા ડાબલા યા બખ્તર જેવી છે.

૮-યુદ્ધભૂમિ ઉપર જે લોકોનો હજી મને સાક્ષાત્ મેળાપ થયો નથી, તેમને પણ થરથર ધ્રુજાવનાર એવું મારૂં શૂરાતન આ સુંદરીના મનોહર ભાલપ્રદેશના પ્રભાવથીજ દબાઇ ગયું છે કે શું?

૯-તેના સૌંદર્યને બગાડી નાખનારા આ બાહ્યાલંકારોનું કામજ શું? તેની મૃગબાળકના જેવી નિર્દોષ ભોળી નજર અને શરમાળપણું એજ એના ખાસ શણગાર છે.

---

× અર્થાત્ એ કાંચળી નહોત તો પુરુષો એના સૌંદર્યથીજ ઘાયલ થઇને મૃત્યુ પામત. જે હાથીઓ ગાંડા થઇ જાય એવા હોય એમની આંખો ધાતુના બખ્તરથી ઢાંકી દેવાનો મહાવત લોકોનો રિવાજ છે.

# અધ્યાય ૧૦૪ મો–ચિહ્નો પરથી હૃદયપરીક્ષા

પ્રેમી:—

૧–સુરમાનું અંજન કરેલી તેની આંખોના કટાક્ષ બે જાતના છે. તેમાંનો એક કટાક્ષ મારા કાળજાને કોરી નાખે છે, પણ બીજો કટાક્ષ તે ઘાને રૂઝવનાર મલમનું કામ કરે છે.

૨–પ્રેમીની નજર જરા આડી અવળી થતાં વીજળી જેવી ચપળતાથી નાખેલો (પ્રિયાનો) છૂપો દૃષ્ટિપાત પ્રિયાના પ્રેમનું કાંઇ અડધુંપડધું સૂચક ચિહ્ન નથી, પણ એથી વિશેષ છે.

૩–તેણે મીટ માંડી અને નમન કર્યું; એ કામ તો થયું અમારા બેની વચ્ચે ઊગતા પ્રેમ–રોપાને જળસિંચન કરવાનું.

૪–હું તેના તરફ મારી દૃષ્ટિ ફેરવું છું, ત્યારે તે ભોંય તરફ નિહાળે છે; પરંતુ મારી નજર હું ખેંચી લઉં છું કે પાછી તરતજ તે મારા પર પોતાની નજર ઠેરવે છે અને મંદ મંદ હસે છે.

૫–તે મને જોતીજ ન હોય એમ લાગે છે; પરંતુ આંખનો માત્ર પલકારો મારવાનો તે ડોળજ કરે છે ત્યારે તો સાચેજ તેના સ્મિત અને દિલમાં મને આનંદની રેલમછેલ થતી દેખાય છે.

૬–એ સુંદરીનાં વચનો નાખુશ થયેલા ત્રાહિત જન જેવો ભાવ દેખાડવાનો ફાવે તેટલો ડોળ કરે છે, તોપણ એ વચનો વસ્તુતઃ મહોબતનાં છે, એવું પળવારમાં જણાઇ જાય છે.

૭–અર્ધદગ્ધ ઠપકો અને ક્રોધસૂચક કટાક્ષ, એ બહારથી આપણને તરછોડવાનો ડોળ દેખાડે છે; પણ ખરૂં જોતાં તો તે આપણને અંતઃકરણપૂર્વક ચાહનારીનાં લક્ષણ છે.

૮–એ કૃશાંગી કુમારિકા મારી કાકલૂદીભરી દૃષ્ટિ જોઇને પીગળે

છે અને કોમળ-સ્મિત હાસ્ય કરે છે; પણ એ મૃદુ સ્મિત-હાસ્ય તેની લાવણ્યતામાં અજબ વધારો કરે છે.

૯-માત્ર આપણને વાસ્તવિક ચાહતી હોય તેનીજ આંખોમાં જાણે આપણે સાવ પરાયા હોઇએ એવી બેપરવાઈ જોવામાં આવે છે.

૧૦-જ્યારે નજરે નજર મળે છે અને આંખ આંખને સંમતિ આપે છે, ત્યારે મુખનાં વચન બિનજરૂરી છે.

# अध्याय १०५ मो-प्रेमनो महिमा

પ્રેમિકાઃ—

૧-મારી આગળ હવે આ આંખો શા માટે ફરિયાદ કરે છે? આ અશાંતિકારક સંતાપ મારી ઉપર આવી પડયો છે તે એમને લીધેજ. શા માટે એ આંખોએ મને એ પ્રીતમના દિદાર દેખાડયા?

૨-જે આંખોએ તે દિવસે પ્રીતમના ઉપર વગર વિચાર્યે દૃષ્ટિ ઠેરવી, તેજ આંખો હવે પોતાની મૂર્ખાઇનાં ફળ સબૂરીથી સહન કરવાને બદલે શા માટે દુઃખી થતી હશે?

૩-તે દિવસે આંખોએ પોતાની મરજીથી તેના ઉપર દૃષ્ટિ માંડી હતી અને આજે તેઓ પોતાનીજ મેળે આંસુ સારે છે. રે આંખો! તમે પોતાની જાતને કેવી હાસ્યપાત્ર બનાવો છો?

૪-મને બાળીને ખાક કરનારા શોકસંતાપનો વારસો મારે માથે માર્યા પછી હવે એ આંખો પોતે પણ કેવી આંસુભંડાર ખાલી કરીને સુકાઇ ગઇ છે!

૫-મહાસાગરથી પણ વિશાળ દુઃખ આણનારી મારી આ આંખો હવે શોકસંતાપથી ઝૂર્યા કરે છે અને ઊંઘી પણ શકતી નથી.

૬-ભૂંડું થજો એ આંખોનું, કે જે તે દહાડે આવેશભર્યો આતુર પ્રેમસહિત તે મૂર્તિ તરફ જોવા લાગી! હવે તો હું એમજ ઇચ્છું છું કે, એ આંખો ઝૂરી ઝૂરીને સમૂળગી ચાલી જાય.

૭-વહાલાના વિયોગને સંમતિ આપનારી પણ હુંજ હતી; તો પછી મારી ફીકાશ અને નિસ્તેજતા માટે ફરિયાદ કોને કરવી?

૮-ફીકાશ તો મારા પ્રાણવલ્લભનું ફરજંદ હોવાની મગરૂરી રાખે છે, તેથીજ તે મારા આખા અંગ ઉપર ફરી વળે છે.

૯-મારા સૌંદર્ય અને શરમને એ હરી ગયો અને તેના બદલામાં હૃદયની વ્યથા અને આ ફિક્કા રંગ સિવાય બીજું કંઇજ મને આપી ગયો નથી.

૧૦-મારા દિલમાં હું તેના સિવાય બીજાનો વિચાર કરતી નથી, મારી જીભથી તેના ગુણ સિવાય બીજું બોલતી નથી; છતાં જુઓને.કેવો જાદૂ કે આ ફીકાશ મારા આખા શરીરે વ્યાપી ગઇ છે!

૧૧-તે દિવસે પ્રીતમ તે તરફ ગયો અને આ તરફ ફીકાશ મને શોધતી આવી!

૧૨-હોલવવાના દીવા માટે જેમ અંધકાર લપાઇ રહે છે, તેમ ફીકાશ મારા વલ્લભથી થનારા મારા વિયોગ માટે સંતાઇ રહી હતી.

૧૩-“ જુઓ તો ખરા, એ કેવી ધોળી ધબ અને પીળીપચ પડી ગઇ છે” એમ કહી મને ઠપકો આપનારા તો છે; પરંતુ મને ત્યજી જવા માટે એને ઠપકો આપનારૂં તો કોઇજ જણાતું નથી.

૧૪-મારી ચામડીની પીળાશ માટે લોકો મને મહેણાંટોણાં મારશે તો તે મને પ્રિય લાગશે; પણ તે જો મારા વહાલાને માથે નિર્દયતાનો આરોપ તેઓ નહિ મૂકે તોજ.

૧૫-મારો પ્યારો મારાં નયનોમાં સદા સર્વદા વસે છે તેથીજ

હું નયનોમાં અંજન આંજતી નથી; કેમકે એથી રખેને એ પ્યારા-ની મોહક મૂર્તિ અકળાઈને ક્ષણ માટે પણ આંખોનો ત્યાગ કરી જાય એવો ભય રહે છે.

૧૬–મારો વહાલો નિરંતર મારા હૃદયમાં રહે છે, તેથી ઊનો ખોરાક ખાતાં પણ મને ડર લાગે છે કે રખેને એ દાઝશે !

૧૭–એક પળભર પણ હું તેનાં દર્શન ચૂકી જાઉં એવા ભયથી હુ પાંપણોના પલકારા મારતી નથી; છતાં એ માટે પણ ગામલોકો તો મારા એ પ્રીતમ ઉપરજ નઠોરતાનો આરોપ મૂકે છે ! ×

૧૮–મારા ચિત્તમાં તે પ્રેમપૂર્વક વસ્યો છે અને ત્યાંથી તે કદીજ આઘોપાછો થતો નથી; છતાં ગામના લોકો તો એમજ કહેતા ફરે છે કે, એણે મારો ત્યાગ કર્યો છે અને તેથી તે નઠોર છે.

૧૯–મારા વહાલુડાને હું ગમે તેટલી વાર મારા સ્મરણમંદિર-માં બોલાવું છું, તોપણ તે ગુસ્સે નથી થતો; એટલો બધો અનુ-ગ્રહ મારો પ્રીતમ મારા ઉપર હજી પણ કર્યા કરે છે !

# अध्याय १०६ मो–स्वप्नावस्थानी प्रशस्ति

પ્રેમિકા:—

૧–મારા પ્યારાનો સંદેશો લાવનાર સ્વપ્નના તે હું શા શા સત્કાર કરૂં ?

૨–મારી આંખોને જો હું નિદ્રાદેવીને ખોળે જરા આરામ લેવાનું કોઇ રીતે સમજાવી શકું છું, તો સ્વપ્નની વાટે હું મારા

× એવા ખ્યાલથી કે તેણે આ બિચારીનો ત્યાગ કર્યો તેથીજ એ નિદ્રારહિત બની છે.

પ્રીતમની પાસે ઊડી જાઉં છું અને હું મારૂં જીવન કેવી રીતે ટકાવી રહી છું તે વાત તેને કહી સંભળાવું છું.

૩-હું અત્યાર સુધી જીવન ટકાવવાને સમર્થ થઇ છું, તેનું કારણ માત્ર એજ છે કે, જાગ્રત અવસ્થામાં જે મને પોતાના દીદાર નથી દેખાડતો, તેનાં મને સ્વપ્નમાં દર્શન થાય છે.

૪-લોકો મારા પ્રાણપ્યારાને દોષ દે છે કે, તે તેમને ખબર પડે તેમ આવીને મને મળતો નથી; પરંતુ સ્વપ્નામાં તે તેમને દેખાતો નથી તેથીજ તેઓ એમ કરે છે.

૫-આ લોકો કહે છે કે, તે મને છોડીને જતો રહ્યો છે; પણ એનું કારણ તેઓ એને સ્વપ્નમાં જોતાં નથી, એ તો નહિ હોય?

# अध्याय १०७ मो-संध्याकाळनो उद्वेग

પ્રેમિકાઃ—

૧-સારૂં થાઓ તારૂં ઓ સંધ્યા! પણ તને બોલાવી કોણે? ખરૂં જોતાં વિરહી જનોનો જીવ લેવાવાળી તુંજ છે, ઓ સંધ્યા!

૨-તું પણ દેખાય છે તો ઉદાસ અને ફિક્કી ફચ, માટે ઓ વહાલી સંધ્યા! કૃપા કરી કહે કે, તારો પ્રીતમ પણ મારા પ્રીતમની પેઠે નઠોર થયો છે કે શું?

૩-ઝાકળના જેવી ધીમે ધીમે વરસતી સંધ્યાની વેળા, કે જે એકવાર મારી આગળ આવતાં થરથર ધ્રૂજતી તે હવે હિંમત સાથે આગળ ધપે છે અને મારા અંતરમાં શોક-નિરાશા આણે છે!

૪-પ્રીતમ જ્યારે દૂર દેશાવરમાં પરવર્યો હોય છે ત્યારે આ સંધ્યા, વધસ્થાનમાં આગળ ધપતા મારાની પેઠે આગળ ધપે છે.

૫–પ્રભાતના ઉપર મેં ઉપકાર પણ શો કર્યો છે અને સંધ્યાનું મેં બગાડયું છે પણ શું ?×

૬–હાય રે તે દિન ! જ્યાંસુધી મારો વહાલો મારી પડખે હતો, ત્યાંસુધી તો સંધ્યાના ડંખનું મને ભાન સરખું પણ નહોતું !

૭–મારૂં આ દરદ પ્રભાતના પહોરે બિડાઇને કળીરૂપ બની જાય છે; દિવસભર તેની પાંખડીઓ ધીમે ધીમે વિકસતી જાય છે અને સાંજ થતાં સુધીમાં તો તે સંપૂર્ણ ખીલી રહે છે !

૮–લોકો જેને ભરવાડ ને ગોવાળિયાની વાંસળી કહે છે તે મારે માટે સાચેજ એક જીવલેણ શસ્ત્રની ગરજ સારે છે; કારણકે તે મને દમનારા સંધ્યાકાળનો આભાસ કરાવે છે.

૯–મને કયારની ઉન્મત બનાવી દેનારી ઓ સંધ્યા ! જો હવે વધુ આગળ વધીશ, તો પલવારમાં આખા ગામને શોકસાગરમાં ડૂબી જવું પડશે અને એથી મારૂં તો બસ મોતજ થશે.

૧૦–મને હજી સુધી વળગી રહેલા પ્રાણ હવે જાણે તરતજ જતા રહેશે; કારણકે આ ઘોર સંધ્યાકાળ મને, લક્ષ્મી પાછળ ગાંડા બનેલા એ મારા વિદેશવાસી વહાલાનું તીવ્ર સ્મરણ કરાવે છે.




× કારણકે સવારની વેળા તેનો સંતાપ કંઇક શમાવે છે અને સાંજ તેને તીવ્ર બનાવે છે.



# उपदेशसारसंग्रह

## भाग बीजो

શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામીજીના
ઉપદેશોનો સારસંગ્રહ

# મૂળ લેખકની પ્રસ્તાવના

( સારાનુવાદરૂપે )

શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામીજીએ આચાર્યરૂપે, બ્રાહ્મોસમાજમાં તેમના પ્રવેશકાળથી માંડીને જીવનના છેલ્લા દિવસ સુધી ભિન્ન ભિન્ન સંપ્રદાયના ધર્માર્થીઓને તથા પોતાની શિષ્યમંડળીને, દેશ-કાળ તથા પાત્રના ભેદ અનુસાર જે જે અમૂલ્ય ઉપદેશો આપ્યા હતા, તે બધાનો સાર એકઠો કરી વિભાગવાર ગોઠવીને પુસ્તકરૂપે છપાવવામાં આવ્યો છે. આ પુસ્તક સાદ્યંત વાંચવાથી સમજાશે કે, તેઓશ્રીના ધર્મવૃક્ષના બીજને કેવી રીતે બ્રહ્મજ્ઞાનનો અંકુર ફૂટયો હતો, અને તેમાંથી ઋષિમુનિપ્રવર્તિત યોગમાર્ગ માટે તેને ડાળી-પાંદડાં ફૂટીને અંતે ભક્તિમાર્ગમાં પ્રવેશ કરી ફૂલ-ફળથી સુશોભિત બનીને સંપૂર્ણ વૃક્ષરૂપે તે કેવી રીતે પરિણમ્યું હતું-તે દર્પણની પેઠે અથવા હસ્તામલકવત્ પ્રતીત થશે. વળી આ પુસ્તકના વાચનથી ધર્મ એટલે શું અને તેનું અનુષ્ઠાન કેવી રીતે કરવાથી ભવદુ:ખ સદાને માટે છૂટી જઈ સચ્ચિદાનંદમય પરમપદાર્થની પ્રાપ્તિ થાય, તેનો યથાર્થ ખુલાસો શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી મહારાજના આ ઉપદેશસંગ્રહમાં અપાયલા ગહન પ્રશ્નોનો અભ્યાસ કરવાથી મળી રહે છે. એ બધોજ ઉપદેશ જાતિ-વર્ણના ભેદ વગર સર્વ સાધકોને ગ્રાહ્ય અને સહાયરૂપ થઇ રહે એવો છે. સાધન અને સાધનના માર્ગમાં આગળ વધવામાં જે જે અંતરાયો ને વિઘ્નો નડે છે, તે તમામને સહીસલામત વટાવી જવાના ઉપાય આ ઉપદેશસંગ્રહમાં ઠેકઠેકાણે બતાવેલા છે. તેનું આગ્રહપૂર્વક પાલન કરાશે તો તે ધર્મજિજ્ઞાસુ અને મુમુક્ષુજનોને સચ્ચિદાનંદમય સ્થિતિએ પહોંચાડવાને શક્તિમાન થશે, એમાં શંકા નથી. વિશેષ તો શું?

૨૧ પોષ, ૧૩૨૮, બંગાબ્દ
કલકત્તા

નિવેદક
**શ્રી અમૃતલાલ સેન**

# मंगलाचरण

**जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।**
**तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ॥**
**तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा ।**
**धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥**

જેમનાથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે; ઘડામાં વ્યાપી રહેલી માટી અને અલંકારોમાં વ્યાપી રહેલા સુવર્ણની પેઠે જે આ કાર્યરૂપ જગતમાં વ્યાપી રહ્યા છે, જગતથી પર છે અને જ્ઞાનરૂપ તથા સ્વયંપ્રકાશ પણ છે; વળી જે વેદોના અર્થ જાણવામાં મહાબુદ્ધિમાનો પણ મોહ પામે છે, તે વેદોને જેમણે આદિકવિ બ્રહ્માના મનમાં અંતર્યામીરૂપે પ્રકાશ કર્યા છે; તથા જેમ સૂર્યનાં કિરણો વિષે ભ્રાંતિથી દેખાતું ઝાંઝવાનું પાણી સાચું નથી છતાં સૂર્યનાં કિરણોની સત્તાથી તે સાચા જેવું ભાસે છે; જેમ સ્થિર પાણીમાં ભ્રાંતિથી 'આ કાચ છે' એવી બુદ્ધિ સાચી નથી છતાં પાણીની સત્તાથી સાચા જેવી ભાસે છે; તથા જેમ કાચમાં ભ્રાંતિથી 'આ પાણી છે' એવી પ્રતીતિ સાચી નથી છતાં કાચની સત્તાથી સાચા જેવી ભાસે છે; તેમ જે અધિષ્ઠાનભૂત પરમાત્મામાં તમોગુણના કાર્યરૂપ આ પંચભૂતની સૃષ્ટિ અને સત્ત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત અને અસત્યરૂપ હોવા છતાં જેમની સત્તાથી સાચા જેવી ભાસે છે; જેમણે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશ વડે માયારૂપ કપટને ટાળી નાખ્યું છે; અને ભૂત, ભવિષ્ય ને વર્તમાનકાળમાં તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં જેમનો નાશ થતો નથી; તે પરમ **સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, શક્તિસ્વરૂપ તથા આનંદસ્વરૂપ સર્વશ્રેષ્ઠ પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ.** ( ભાગવતનો પહેલો શ્લોક )



# अध्याय १ लो

[ શ્રીમદાચાર્ય શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી બ્રાહ્મસમાજમાં હતા તે વખતે તેમણે સાધારણ રીતે જે ઉપદેશ કરેલો, તે તેમણે રચેલા "ધર્મશિક્ષા" "ધર્મવિષયક પ્રશ્નોત્તર" "બ્રાહ્મસમાજની વર્તમાન અવસ્થા" ઇત્યાદિ ગ્રંથોમાંથી સારરૂપે સંગ્રહ કરીને આ અધ્યાયમાં અપાયો છે. **—મૂળ લેખક** ]

( આ પુસ્તકમાં શરૂભાગમાં કદાચ ઓછો રસ પડશે, પણ જેમ જેમ આગળ વંચાતું ચાલશે, તેમ તેમ જ્ઞાનચારિત્રના પ્રેમીઓને વધારે રસ આવશે. **—સંપાદક** )

**પ્રશ્ન**—ધર્મ કોને કહેવો ?

**ઉત્તર**—સ્વભાવનુંજ નામ ધર્મ છે.

**પ્રશ્ન**—એનું તાત્પર્ય શું ?

**ઉત્તર**—જેમ અગ્નિનો ધર્મ દાહશક્તિ, પાણીનો ધર્મ શીતળતા, સૂર્યનો ધર્મ પ્રકાશ તથા ઉષ્ણતા અને વૃક્ષનો ધર્મ ફળફૂલ આપવાનો છે; તેમ અપાર જ્ઞાનસ્વરૂપ પરમેશ્વરે પ્રત્યેક પદાર્થ અને પ્રત્યેક વસ્તુને એક એક ઉદ્દેશની સિદ્ધિને માટે પેદા કર્યાં છે અને સર્વને એક એક પ્રકૃતિ અથવા સ્વભાવની બક્ષિસ આપેલી છે. એ સ્વભાવ અનુસાર કાર્ય કરવામાં આવે તો નિશ્ચય તે ઉદ્દેશ સિદ્ધ થાય—અર્થાત્ અગ્નિ, જળ અને સૂર્યની માફક

મનુષ્યને પણ તેનો પોતાનો જે સ્વભાવ છે; તે સ્વભાવજ મનુષ્યનો ધર્મ છે. ફળફૂલ આપવા માટે પરમેશ્વરે જાતજાતના વૃક્ષવેલાની સૃષ્ટિ નિર્માણ કરી છે. એ સકળ ફળફૂલાદિ ઉત્પન્ન કરવામાં જે કંઇ પ્રયોજન રહેલું છે, તે સકળ પ્રયોજન વૃક્ષાદિના ક્ષુદ્ર બીજમાં પણ સમાયેલું છે. આથીજ તે બીજને મટોડીમાં રોપતાં તે પાણી, પ્રકાશ, ગરમી, વાયુ, આકાશ ઇત્યાદિ બાહ્ય સાધનોની સહાયથી અંકુરિત થઇને ક્રમે ક્રમે વૃદ્ધિંગત થાય છે. એજ પ્રમાણે મનુષ્યમાં સમસ્ત ઉત્તમ ભાવોનો સમાવેશ કરીને ઈશ્વર તેને પેદા કરે છે. સત્સંગ, શ્રવણ-મનન, શિક્ષણ ઇત્યાદિ ઉપાયોથી આત્મામાંના એ ભાવો પ્રકટ થાય છે અને વિકાસ પામે છે.

**પ્રશ્ન**—ઈશ્વર એટલે શું ? અને તેનું અસ્તિત્વ કેવી રીતે સમજી શકાય ?

**ઉત્તર**—જે આ અનંત બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારો છે, તેજ ઈશ્વર. ઈશ્વરના અસ્તિત્વ વિષે આલોચના કરવી એ માત્ર વધારે પડતી વાત છે; કારણકે ઇશ્વરજ્ઞાન યુક્તિ કે તર્ક દ્વારા પ્રાપ્ત કરાતું નથી; પણ મનુષ્યમાત્રના અંતરમાં એ જ્ઞાન મૂળથીજ રહેલું છે. આ સંબંધમાં જેઓ સંદેહ કરે તેમને પણ ઈશ્વરજ્ઞાન પ્રકૃતિસિદ્ધ છે; કારણકે એવો માણસ જો શુદ્ધ અને સરળભાવથી અંતરાભિમુખ દૃષ્ટિ કરશે યાને અંતરમાં જોશે, તો તેને ઇશ્વરના અસ્તિત્વ માટે જરા પણ સંદેહ રહેશે નહિ. ઈશ્વરજ્ઞાન જો મનુષ્યને સ્વભાવસિદ્ધ ન હોત અને જો તે યુક્તિ ને તર્કદ્વારાજ પ્રાપ્ત કરવાનું રહેતું હોત, તો તો કોઈ પણ મનુષ્યને ઈશ્વરજ્ઞાન પ્રાપ્ત થઈ શકત નહિ. પૃથ્વીના સકળ દેશોના સભ્ય તેમજ અસભ્ય દરેક પ્રકારના મનુષ્યો ઇશ્વરનું અસ્તિત્વ માને છે; અને કોઇએ યુક્તિતર્કદ્વારા એ જ્ઞાન મેળવ્યું નથી કે મેળવતું નથી. જેને પણ પૂછશો કે " ઇશ્વર છે ? " તે તરતજ જવાબ

આપશે કે "હા, છે." ઇશ્વરના અસ્તિત્વ વિષે કોઇ આપણને શિખવાડી જતું નથી. આપણે સ્વભાવથીજ ઈશ્વરમાં વિશ્વાસ કરતા આવ્યા છીએ. એક દૃષ્ટાન્તથી આ વાત બરાબર સમજાશે. કોઇ એક ધાર્મિક સજ્જને એક અસભ્ય દેશમાં જઇને ઈશ્વરના અસ્તિત્વ વિષે ઉપદેશ કરવા માંડયો. તે સાંભળીને ત્યાંના અસભ્ય લોકો બોલી ઊઠયા કે, "આ વિષય કંઇ અમને નવીન લાગતો નથી; અમે ઇશ્વર વિષે વિશ્વાસ કરતા આવ્યા છીએ." આ પ્રમાણે એ સાધુ પુરુષે અસભ્ય અને અશિક્ષિત લોકોમાં પણ ઈશ્વર વિષે આસ્તિકભાવ જોઇને આનંદ પામી ઈશ્વરને ધન્યવાદ આપ્યો અને મનમાં કહેવા લાગ્યો કે, "ધન્ય પરમેશ્વર! મનુષ્યમાત્રના ઉદ્ધાર માટે તું પ્રત્યેકના અંતરમાં રહ્યો છે; તારો અપાર મહિમા કોનાથી કળી શકાય તેમ છે?" આ દાખલાથી સાફ સમજાય છે કે, ઈશ્વરના અસ્તિત્વનું જ્ઞાન મનુષ્યને સ્વભાવથીજ છે.

**પ્રશ્ન**—ઈશ્વરેજ આ બ્રહ્માંડ સર્જ્યું છે તેનું પ્રમાણ શું? જો પ્રમાણ ન હોય, તો ઈશ્વર છે એમ કેમ કહેવાય?

**ઉત્તર**—ઈશ્વર છે, હું છું અને જગત છે–એ ત્રણ જ્ઞાન તો મનુષ્યને સ્વભાવસિદ્ધ હોય છે. તેથીજ સભ્ય–અસભ્ય સર્વ મનુષ્યોમાં ઈશ્વરજ્ઞાનની હાજરી દેખાય છે. વિશેષમાં માનવ હૃદયમાં કાર્ય–કારણ શોધવાની એક વૃત્તિ રહેલી છે. એ વૃત્તિને યોગે કાર્યને જોતાંજ મનુષ્ય તેના કારણની શોધ કરી શકે છે. ધારો કે, કોઇ ગાઢ અરણ્યમાં જતાંજ આમતેમ ચારેબાજુ પથ્થરના ટુકડા પડેલા જણાય તો તમે એમજ ધારી લેશો કે, એ પથરા બધા ચિરકાળથી ત્યાં પડેલા છે; પરંતુ પથરાને બદલે એકાદ ઘડો કે એકાદ લૂગડાનો ટુકડો પડેલો જણાશે, તો તમે તરતજ અનુમાન કરી લેશો કે કોઇ મનુષ્ય તે ત્યાં રાખી ગયેલ છે; કારણકે ઘડો અને લૂગડું જોતાંજ તમારા મનમાં વિચાર

સ્ફુરે છે કે, કોઇ મનુષ્યને હાથે બન્યા સિવાય તે પોતાની મેળે તો થઇ શકેજ નહિ; કારણકે એ વસ્તુઓની અંદર વિવિધ કળાકૌશલ્ય નજરે પડે છે. તેવી રીતે આ અનંત બ્રહ્માંડમાં પણ નાના પ્રકારનાં કળાકૌશલ્ય રહેલાં હોવાથી તે પણ એની મેળે તૈયાર થયાં નથી. જ્યાં જ્યાં કળાકૌશલ્યનું અસ્તિત્વ છે, ત્યાં ત્યાં કર્તા પણ અવશ્ય છે. કર્તા ન હોય તો કળાકૌશલ્યનો વિચાર કોણ કરે? અને વિચાર વગર કૌશલ્ય સંભવે શી રીતે? આ ઘડિયાળમાં જે સઘળું સાંચાકામ છે, તેણે શું પોતેજ વિચારપૂર્વક આ ઘડિયાળનું રૂપ ધારણ કર્યું છે? ખચિતજ નહિ. કોઇ એક મનુષ્યે વિચારી વિચારીને ઘડિયાળની બનાવટ કરી છે; કારણકે જડ પદાર્થમાં વિચાર કરવાની શક્તિજ નથી હોતી. જેને જ્ઞાન હોય તેજ વિચારી શકે. આ અનંત બ્રહ્માંડના પ્રત્યેક પદાર્થમાં વિવિધ પ્રકારનું કૌશલ રહેલું છે અને તે કૌશલ આ ઘડિયાળના કળાકૌશલ્ય કરતાં કંઇ હજારગણું ઉત્તમ પ્રતિનું છે. આકાશ તરફ દૃષ્ટિ કરો, એની અંદર કેવાં મોટાં મોટાં નક્ષત્રો આવેલાં છે કે જેમનું વિવેચન કરવા જતાં અવાક્ થઇ જવાય તેમ છે. એક સૂર્યનોજ વિચાર કરો. તેમાં કેવું કેવું આશ્ચર્યકૌશલ જણાય છે! સૂર્ય પૃથ્વીથી કેટલોયે દૂર હોવા છતાં પૃથ્વીને પ્રકાશ અને ગરમી આપ્યા કરે છે. પૃથ્વી સૂર્યની ચોતરફ પ્રદક્ષિણા કર્યા કરે છે. તેને પરિણામે વર્ષ, ઋતુ, માસ, પક્ષ, દિન અને મુહૂર્ત ઉત્પન્ન થાય છે. સૂર્ય પૃથ્વીમાંથી રસનું શોષણ કરે છે, તે સમસ્ત રસ આકાશમાં એકત્રિત થઇ વાદળરૂપ ધારણ કરે છે અને પૃથ્વીના આકર્ષણ બળે તે ફરી વાર જળરૂપે પૃથ્વી પર પડે છે. એ બધું કૌશલ શું એની મેળેજ થઇ શકે છે? એ કૌશલ શું ઘડિયાળના કૌશલ કરતાં શ્રેષ્ઠ કોટિનું નથી? જો ઘડિયાળના કર્તાનો તમે સ્વીકાર કરો, તો પછી સૂર્ય વગેરેના કર્તાનો સ્વીકાર

કેમ ન કરો? એનો સ્વીકાર અવશ્ય કરવો જોઇએ. વધારે આઘે જવાની કંઈ જરૂર નથી. તમારા શરીર પ્રતિજ એક વાર દૃષ્ટિ કરો તેમાં કેટલું બધું આશ્ચર્યકૌશલ નજરે પડે છે! નદી, પર્વત, વૃક્ષ, લતા, જળ, વાયુ, અગ્નિ એમાંથી હરકોઈ પદાર્થ લઇને વિવેચના કરશો, તો તેમાં પણ તરેહ તરેહનું કૌશલ તમારી નજરે ચઢશે; તો પછી જેણે વિચાર કરીને એ સઘળા કૌશલની રચના કરી છે, તેજ જગતનો સર્જનહાર ઈશ્વર છે.

**પ્રશ્ન**—વારૂ, જગતનો કોઇ એક કર્તા છે, એ તો જાણે સમજાયું; પણ તે કેવા પ્રકારનો છે તે કહેશો?

**ઉત્તર**—તે સત્યસ્વરૂપ ને જ્ઞાનસ્વરૂપ છે; તે અનંત અને અસીમ છે, તે આનંદ, શાંતિ અને કલ્યાણનો આગાર છે; તે એકમ્ ને અદ્વિતીયમ્ છે; પવિત્ર ને પરિપૂર્ણ છે; તે સ્વતંત્ર છે અને કોઇ સાથે તેની સરખામણી કરી શકાય તેમ નથી. તેણે બ્રહ્માંડ પેદા કર્યું છે અને પ્રત્યેક પદાર્થમાં એકેકો સ્વભાવ સ્થાપેલો છે. એ સ્વભાવ તેજ ધર્મ.

**પ્રશ્ન**— બ્રાહ્મધર્મ અને બીજા ધર્મોમાં શો ફરક છે?

**ઉત્તર**—ધર્મમાં વિવિધતા નથી હોતી. ધર્મ તો એક નિત્ય અને સત્ય છે. પરમેશ્વરે એકજ સત્ય ધર્મ મનુષ્યજાતિના ઉદ્ધાર માટે નિર્માણ કર્યો છે, જેને આપણે બ્રાહ્મધર્મ કહીએ છીએ. બ્રાહ્મધર્મ અન્ય ધર્મોની પેઠે કોઇ ખાસ ધર્મ કે સંપ્રદાય નથી. જે સત્ય ધર્મ છે તેજ બ્રાહ્મધર્મ. એવો એક પણ મનુષ્ય નથી કે જે બ્રાહ્મધર્મનો આદેશ કોઇ ને કોઇ સ્વરૂપમાં પાળતો ન હોય. જે જન સત્ય બોલે છે, તે બ્રાહ્મધર્મનું પાલન કરે છે; જે જન પરોપકાર કરે છે, તે બ્રાહ્મધર્મનું પાલન કરી રહ્યો છે; જે જન ઈશ્વરની પૂજા-અર્ચા કરે છે, તે પણ બ્રાહ્મધર્મનું પાલન કરી

રહ્યો છે. એ પ્રમાણે મનુષ્ય હરકોઈ પ્રકારે ધર્મનું પાલન કરતો હોય; પણ તે બ્રાહ્મધર્મનુંજ પાલન કરી રહ્યો છે; કારણકે 'ધર્મ' એ શબ્દનું ઉચ્ચારણ થતાંજ બ્રાહ્મધર્મ સિવાય બીજું કંઇજ સમજાતું નથી. એ પવિત્ર બ્રાહ્મધર્મ યુક્તિ અને તર્ક આધીન નથી, પણ મનુષ્યના સ્વભાવમાંથીજ ઉત્પન્ન થાય છે. જ્યાંસુધી મનુષ્ય પ્રકૃતિસ્થ હોય છે યાને પોતાની પ્રકૃતિનેજ અનુસર્યે જાય છે, ત્યાંસુધી તે બ્રાહ્મધર્મથી ઊલટી દિશામાં ડગલું ભરી શકતો નથી. મનુષ્ય જ્યારે વિકૃતિસ્થ બને છે એટલે કે પોતાની પ્રકૃતિથી વિરુદ્ધ વર્તન કરે છે, ત્યારે તે સ્વાભાવિક જ્ઞાન તરફ લક્ષ ન રાખતાં કેવળ બુદ્ધિની મદદથી ધર્મ જાણવાની ઇચ્છા કરે છે, અને પ્રકૃત ધર્મ જે બ્રાહ્મધર્મ તેથી ભ્રષ્ટ થઇને કોઈ કાલ્પનિક ધર્મની સૃષ્ટિ ઊભી કરે છે; એટલુંજ નહિ પણ કોઇ કોઈ તો નાસ્તિક બની જાય છે. આથીજ કાલ્પનિક ધર્મોની સૃષ્ટિ ઊભી થઇ છે.

**પ્રશ્ન**—મનુષ્ય એટલે શું અને તેનો સ્વભાવ શો છે?

**ઉત્તર**—હસ્તપાદાદિ અવયવોવાળા શરીરનેજ અનેક લોકો મનુષ્ય કહી ઓળખે છે; પણ વાસ્તવિક રીતે જોતાં શરીર એ મનુષ્ય નથી. શરીર એ તો પરમાણુઓનો બનેલો જડ પદાર્થમાત્ર છે. જડ અને ચેતન એ ભિન્ન ભિન્ન વસ્તુઓ છે. જડ કદાપિ ચેતન હોઇ શકે નહિ, તેમ ચેતન જડ હોઇ શકે નહિ. પ્રાચીન પંડિતો કથી ગયા છે કે, શરીર પંચમહાભૂતોનું બનેલું પૂતળું છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ–એ પંચમહાભૂતોથીજ શરીરની ઉત્પત્તિ થઇ છે.

શરીરમાં જે આત્મા છે, જે ચેતન છે, તેજ વાસ્તવિક મનુષ્ય છે. શરીર એ તો રહેવાનું માત્ર ઘરજ છે. એટલે કે શરીર એ ગૃહ છે અને આત્મા તેનો ગૃહી છે. વળી શરીર એ યંત્ર છે અને

આત્મા તેનો યંત્રી અર્થાત્ સંચાલક છે. શરીર જડ હોવાથી તેને ઇચ્છાશક્તિ નથી. પોતાની ઇચ્છાથી કશુંજ તેનાથી થઇ શકતું નથી. જીવાત્માની ઇચ્છાથીજ તે કાર્ય કરે છે. ઘડો અને પાણી એ બે ભિન્ન વસ્તુ છે, અથવા ઘડો અને આકાશ એ ભિન્ન પદાર્થો હોવાથી ઘડો ભાંગી જાય તોપણ તેમાંનું પાણી કે આકાશ નષ્ટ થતાં નથી, માત્ર ઘડાથી તે અલગ થઇ જાય છે એટલુંજ. શરીર અને આત્માનો તેવોજ સંબંધ છે. 'હું' કહી આપણે જેને પિછાનીએ છીએ, તેનેજ આત્મા કહે છે—અર્થાત્ 'હું' એજ જીવાત્મા છે. ઘડા અને પાણીની માફક શરીર અને જીવાત્મા પણ પૃથક્ પદાર્થ છે. શરીરનો સ્વભાવ એક જાતનો છે, આત્માનો બીજી જાતનો છે. ભૂખ, તરસ, શ્વાસ, પ્રશ્વાસ, રુધિરાભિસરણ અન્નપાચન, પુષ્ટિસાધન, વૃદ્ધિ પામવું તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ—એ સર્વ શરીરના સ્વભાવ અથવા ધર્મ છે. એ સ્વભાવનું સમતોલપણું હોય તો શરીર સ્વસ્થ રહે છે. એમાં જરા સરખો ગોટાળો થતાંજ વિવિધ પ્રકારના વ્યાધિઓથી શરીર જર્જરિત થઇ જાય છે. શારીરિક પ્રકૃતિ એજ શરીરનો ધર્મ છે. એ ધર્મના ઉલ્લંઘનથી શારીરિક પાપની ઉત્પત્તિ થાય છે અને એ પાપની સજા તે રોગ. એ શારીરિક પાપનું પ્રાયશ્ચિત્ત ઔષધસેવન. જીવાત્મા ચેતનવાળો અને નિરાકાર છે. તેનો સ્વભાવ પણ નિરાકાર છે. જ્ઞાન, પ્રેમ અને ઇચ્છા—એ જીવાત્માનો સ્વભાવ અથવા પ્રકૃતિ છે. વિદ્યા ને શિક્ષણદ્વારા જ્ઞાનનું કાર્ય સધાય છે. શ્રદ્ધા, ભક્તિ, સ્નેહ, મમતા, દયા, પ્રણય, સદ્ભાવ, અનુરાગ, પ્રીતિ ઇત્યાદિ હૃદયનાં કાર્યદ્વારા પ્રેમનું કાર્ય સિદ્ધ થાય છે. સત્ય વચન, સત્ય અનુષ્ઠાન, સત્ય નિષ્ઠા, સત્ય વિચાર, પવિત્ર વ્યવહાર, સાહસ, ઉદ્યમ, ઉત્સાહ, ધૈર્ય, વીર્ય, તેજ, ક્ષમા, વિનય, મહત્ત્વ, ઉદારતા, નિરહંકારિતા, નિઃસ્વાર્થતા, સત્કાર્ય-

શીલતા ઇત્યાદિદ્વારા ઇચ્છાનું કાર્ય સિદ્ધ થાય છે. જ્ઞાનથી વિશ્વાસ, યમથી ભક્તિ અને ઇચ્છાથી કાર્યની ઉત્પત્તિ છે. વિશ્વાસ, ભક્તિ અને કાર્ય–એ ત્રણ માનવ ધર્મનું મૂળ છે. પરમેશ્વરમાં વિશ્વાસ કરવો, તેની ભક્તિ કરવી અને તેને પ્રિયકર કાર્ય કરવાં એનુંજ નામ ધર્મ અર્થાત્ સ્વભાવનું નામજ ધર્મ છે. જ્ઞાન, પ્રેમ અને ઇચ્છા–એ ગુણત્રયની સમતા એજ મનુષ્યનો સ્વભાવ. એ સ્વભાવ અને આત્મા ભિન્ન નથી.

**પ્રશ્ન**—મનુષ્યનું કર્તવ્ય શું ?

**ઉત્તર**—ધર્મ એજ મનુષ્યનું જીવન છે. મનુષ્ય જ્યાંસુધી ધર્મને માર્ગે વિચરે છે, ત્યાંસુધીજ તેનું યથાર્થ જીવન છે. જે મનુષ્ય સો વરસ લગી જીવવા છતાં તેમાંનાં માત્ર વીસ વરસોજ ધર્મસાધનામાં ગાળે, તેનું જીવન ખરૂં જોતાં વીસજ વર્ષનું સમજવું. બાકીનાં એંશી વર્ષો એણે એળે ગુમાવ્યાં છે. એક નોકર જેટલા દિવસ ધણીનું કામ કરતો નથી, તેટલા દિવસનો પગાર શેઠ તેને આપતો નથી; કેમકે તેની ગેરહાજરીના દિવસ શેઠ તેની ચાકરીના દિવસોમાં ગણતો નથી. તેવીજ રીતે અધાર્મિક મનુષ્યનો જીવિતકાળ પણ જીવનની અંદર ગણાતો નથી; એટલા માટે ધર્મ એજ મનુષ્યનું જીવન છે, એમ સમજવું. પ્રત્યેક બાબતમાં નિયત ધર્મમાર્ગે વિચરવું એજ એકમાત્ર મનુષ્યનું કર્તવ્ય છે. ધર્મમાર્ગે વિચરવા જતાં કદાપિ કોઇ જીવ લેવા ઇચ્છે તો તેમ થવા દો, પણ ધર્મ છોડો નહિ. આ અનિત્ય શરીર વડે ધર્મલાભ સાધી શકાતો હોય, તો તેના જેવો બીજો લાભ કયો છે ? ધર્મલાભ માટે સામ્રાજ્ય પણ તજી દઇને ભીખ માગવી પડે તો માગવી, પણ ધર્મ છોડી સમ્રાટ્ બની રહેવું ઉચિત નથી–અર્થાત્ ખરા દિલથી, ધર્મમાર્ગનું અનુવર્તન કરો, કશાય કારણથી ધર્મમાર્ગમાંથી ચલાયમાન થાઓ ના.

**પ્રશ્ન**—મનુષ્યનું પ્રકૃત ભૂષણ શું ?

**ઉત્તર**—ધર્મ એજ મનુષ્યનું પ્રકૃત ભૂષણ છે. કરુણામય પરમપિતાએ તેનાં તમામ સંતાનોને અમૂલ્ય ધર્મભૂષણનો અધિકાર અર્પ્યો છે. સોનાનાં ઘરેણાંમાં જેમ હીરા, માણેક વગેરે રત્નો જડેલાં હોય છે, તેમ આ અમૂલ્ય ધર્મભૂષણ પણ વિશ્વાસ, ભક્તિ અને અનુષ્ઠાન, એ ત્રણ તેજસ્વી રત્નોથી જડાયલું છે. એ રત્નજડિત ધર્મભૂષણ પ્રયત્નપૂર્વક ધારણ કરો. સંસારના મિથ્યા સુખવૈભવમાં વિમુગ્ધ ન બનો. ધર્મનું પ્રાણપણે પાલન કરો.

**પ્રશ્ન**—કોઈ કોઇ કહે છે કે, પોતે સુખી થવું અને બીજાંને સુખી કરવાં, એજ મનુષ્યનો ધર્મ છે; એનું તાત્પર્ય શું ?

**ઉત્તર**—એવી જાતના લક્ષણને ધર્મ કહી શકાય નહિ; કારણકે અનેક જણ દુનિયામાં અધર્મ આચરીને પણ સુખી થઈ શકે છે. કોઇ ચોરી કરીને સુખી થાય છે; કોઇ કોઈ વ્યભિચાર કરીને પોતાને સુખી માને છે; કોઇ ખૂન કરીને પોતાને સુખી થયેલો ગણે છે, તો કોઈ વળી મદિરાપાન કરીને સુખીઓ થયેલો માને છે. હવે જો ચોરી, લૂટફાટ, વ્યભિચાર, ખૂનરેજી, મદિરાપાન ઇત્યાદિ પાપકૃત્યો છે એમ કબૂલ કરીએ, તો પછી એવાં કાર્યો કરીને મનુષ્ય સુખી થાયજ શી રીતે ? સુખ એજ જો ધર્મનું લક્ષણ હોય, તો પાપાચરણ કરીને લોકો સુખી થઇ શકે નહિ; માટે જ્ઞાન, પ્રેમ અને ઇચ્છા, એ જે માનવ આત્માનો સ્વભાવ છે; એ ત્રણની યથાર્થ ઉન્નતિ થાય તેમાંજ ધર્મ સમાયલો છે. પરમેશ્વરની ભક્તિ કરવી અને તેને પ્રિયકર કાર્ય સાધવાં તેનુંજ નામ ધર્મ છે. પોતે સારા થવું અને બીજાનું સારૂં કરવું તેનું નામ ધર્મ છે. આ સઘળાં કાર્યો કરતાં મનુષ્યને સુખની લાગણી અવશ્ય ઉદ્ભવે છે. દયામય પરમેશ્વરે એવો નિયમ

કરી રાખ્યો છે કે, તેને પ્રિયકર કાર્ય કરવાથી સુખી થઇ શકાય. ભૂખ લાગતાં લોકો આહાર કરે છે અને આહારની સાથે સાથેજ એક પ્રકારનો સુખાનુભવ પ્રાપ્ત કરે છે; પરંતુ સ્વાભાવિક રીતે કેવળ સુખનેજ માટે આહાર કરવાને કોઇ તત્પર થતું નથી. પોતાની સંતતિનું પ્રતિપાલન કરવાથી સુખ થાય છે, પણ એટલા માટેજ કંઈ માતાપિતા પ્રજાનું પાલન કરે છે એમ નથી; પરંતુ પરમેશ્વરે માતાપિતાના હૃદયમાં સ્નેહ મૂકેલો છે. તેનાથી પ્રેરાઇનેજ તેઓ સ્વપ્રજાનું પાલન કરે છે. પાણીમાં ડૂબેલી વ્યક્તિને બચાવી લેવાથી અપૂર્વ આત્મસંતોષ થાય છે, પણ લોકો જ્યારે પ્રાણના જોખમે પણ ડૂબેલી વ્યક્તિને બચાવવા પાણીના ભયંકર પૂરમાં ઝંપલાવે છે, ત્યારે તેમના મનમાં આત્મસંતોષની લાગણી હોતી નથી. તેમની સ્વભાવિક દયાજ તેમને પરાણે પાણીમાં પડતું મુકાવે છે. એટલા માટેજ સ્વભાવને ધર્મ કહ્યો છે.

**પ્રશ્ન**—પ્રકૃત સુખ અને પ્રકૃત દુ:ખ શેને સમજવું ?

**ઉત્તર**—આત્મસંતોષનેજ સુખ કહે છે, અને આત્મગ્લાનિનેજ દુ:ખ કહેવામાં આવે છે. વિષયસુખને સુખ કહેવામાં આવતું નથી, એ તો કેવળ દુ:ખનુંજ ઉત્પાદક છે. જે લોકો ઈશ્વરને અનુલક્ષીનેજ સંસારનાં સકળ કાર્યો કર્યે જાય છે, તેમની આગળ સાંસારિક સુખો સ્વાભાવિક સુખરૂપે પરિણમે છે; અને જેઓ ઈશ્વરને વીસરી જઇને સાંસારિક સુખો ભોગવે છે, તેમને માટે એ સુખો દુ:ખરૂપ થઇ પડે છે. ખાવાનું દુ:ખ, પહેરવા–ઓઢવાનું દુ:ખ, ધનનું દુ:ખ વગેરે દુ:ખો તે વાસ્તવિક દુ:ખ નથી. પાપની પીડા એજ યથાર્થ દુ:ખ છે; અને ઈશ્વરની ભક્તિ કરી તેને પ્રિય હોય તેવાં કાર્ય કરવાથી જે આત્મસંતોષ થાય છે, તેજ પ્રકૃત સુખ છે. આવી રીતે સુખ–દુ:ખનો યથાર્થ અર્થ જે સમજી શકે છે, તે પછી આ સંસારમાં સુખદુ:ખમાં વિમૂઢ બનતો નથી.

**પ્રશ્ન**—આત્મોન્નતિ કેવી રીતે સધાય ?

**ઉત્તર**—આત્મજ્ઞાન, પરમાત્મપ્રીતિ અને મોક્ષેચ્છા અથવા મુમુક્ષુતાને એકસરખાં વધારવાથી આત્મોન્નતિ થાય છે. જેને માત્ર એકલા જ્ઞાનનીજ વૃદ્ધિ થઇ હોય છે, તેને આત્મોન્નતિ થતી નથી. એ આત્મોન્નતિનેજ પ્રકૃત ધર્મ અને પ્રકૃત જીવન કહે છે; માટે અંતઃકરણપૂર્વક આત્મોન્નતિ સાધો. પરમાત્માનો સાક્ષાત્કાર એજ આત્મોન્નતિનું સુમધુર ફળ છે.

**પ્રશ્ન**—ઉપાસના એટલે શું ?

**ઉત્તર**—પરમેશ્વરની ભક્તિ કરવી અને એને પ્રિયકર કાર્ય કરવાં, તેનું નામ ઉપાસના.

**પ્રશ્ન**—કયા ઉપાયથી ઇશ્વરની ભક્તિ કરવી અને તેને પ્રિયકર કાર્ય સાધવાં ?

**ઉત્તર**—પ્રેમ અને ભક્તિભાવથી ઈશ્વરનું પૂજન કરવું. આરાધના, ધ્યાન, સ્તુતિ, પ્રાર્થના, કૃતજ્ઞતા અને આત્મસમર્પણ—એ સકળ ઉપચારથી ઇશ્વરનું પૂજન કરવું.

પૂજાનું નામજ આરાધના. પરમેશ્વર સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંતસ્વરૂપ હોઇ આનંદ, શક્તિ અને અમૃતત્વનું મૂળ છે. તે કલ્યાણમય, એકમાત્ર, અદ્વિતીય, પવિત્ર, નિરંજન, નિરાકાર, સ્વતંત્ર, અનુપમ, સર્વશક્તિમાન, સર્વવ્યાપી, પુણ્યનો પુરસ્કર્તા ને પાપનો દંડદાતા છે. તેજ એક સૃષ્ટિનો સરજનહાર ને પ્રતિપાલક છે. આ સૃષ્ટિની પૂર્વે અન્ય કશું હતું નહિ, એકલો એજ અવસ્થિત હતો; ત્યારે રાત્રિ કે દિન જેવું કંઇ હતું નહિ. પૃથ્વી, આકાશ ને અંતરિક્ષ પણ હતાં નહિ. અગ્નિ, જળ, વાયુ, કે પર્વત, નદી, વૃક્ષ, લતા વગેરે પણ કોઈ પદાર્થ હતો નહિ. પરમેશ્વરે પોતાની ઇચ્છાથી એ સઘળું સર્જન

કર્યું છે. એજ એકલો મૂળ સત્ય છે અને એમાંથીજ સકળ પદાર્થની સૃષ્ટિ થઈ છે. પ્રાણરૂપે તેજ પદાર્થમાત્રમાં ઓતપ્રોત વસેલો છે. તે સર્વજ્ઞ અને સર્વસાક્ષીરૂપ હોઈ સકળ ઘટનાનો નિરીક્ષક છે. તેનાથી કશુંજ ગુપ્ત રાખી શકાય તેમ નથી. તે અંતર્યામી, અસીમ ને અનંત હોઇ વાણી તથા મનને અગોચર છે. તે સ્વયંજ્યોતિ ને સ્વયંભૂ છે. મનુષ્યના અંતરમાં જો તે દેખા ન દે, તો મનુષ્ય તેને દેખવા સમર્થ નથી. તે આનંદ, શાંતિ ને અમૃતનો ઝરો છે. તે મંગળદાતા, એકમાત્ર અદ્વિતીય ને પવિત્ર હોઇ સચેત જાગ્રતભાવે સર્વત્ર વ્યાપક છે. એ પ્રકારે ઈશ્વરના પ્રત્યેક સ્વરૂપનો વિચાર કરીને અર્ચના કરવાથી તેની આરાધના થઈ કહેવાય છે. વિશ્વભરમાં તેનો મહિમા નિહાળીને ભક્તિપૂર્વક પ્રણામ કર્યાથી તેની આરાધના થાય છે.

ઇશ્વરનું ચિંતન કરવું તેનુંજ નામ ધ્યાન. પરમેશ્વર મારા અંતરમાં વિદ્યમાન છે એવું ચિંતન કર્યા કરવાથી અંતઃકરણમાં પ્રભુની ઝળહળ જ્યોતિનાં દર્શન પમાય છે. તે વખતે અનિમેષ નેત્રે તેના પ્રતિ નિહાળ્યા કરવાનું નામજ ધ્યાન.

પ્રભુ–પ્રકાશ પમાતાંજ સ્તવન કરવાની આપોઆપ ઇચ્છા પ્રગટ થાય છે. તેનાં ગુણકીર્તન અને મહિમાનાં ગાન તેજ સ્તવન. પરંતુ એ સ્તવનથી પણ સમાપ્તિ થતી નથી. સ્તવન કરતાં કરતાં મન જ્યારે આનંદસાગરમાં હીંચે, તે વખતે તેના ચરણ-કમળમાં આત્મસમર્પણ કર્યા સિવાય રહેવાતુંજ નથી.

દયામય પરમેશ્વર દયાભાવે સદાસર્વદા આપણું સંરક્ષણ કરે છે. તે શરીર, મન તેમજ આત્માનો પ્રતિપાલક છે, પૃથ્વી પરનો કોઇ દયાળુ માણસ આપણને કિંચિત સહાય કરે છે તો આપણે તેના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવીએ છીએ; તો પછી જેની

સહાય વગર એક ક્ષણ પણ આપણે જીવી શકીએ તેમ નથી, તેને કૃતજ્ઞભાવે પ્રણામ કર્યા વગર કેવી રીતે સ્થિર રહી શકાય? આપણે મહાપાપી અને અપરાધી છીએ, લોકો આપણી ઘૃણા કરતા હોય છે યાને આપણને તરછોડતા હોય છે, ને આપણો સ્પર્શ લેવાને ચાહતા નથી હોતા; પરંતુ બ્રહ્માંડનો પરમેશ્વર અહા! કેવો દયાળુ છે કે તે આપણને ક્ષણવાર તરછોડતો નથી ને સદાય આપણને સ્પર્શી રહ્યો છે. આપણા ઉદ્ધાર માટે તે દયાળુ પિતા દયા કરીને આપણા મનમાં આત્મગ્લાનિ પ્રેરીને આપણી પાપવૃત્તિને બાળીને ભસ્મ કરે છે. ધન્ય પરમેશ્વર! ધન્ય છે તને, કે પાપી પ્રત્યે પણ તારી આટલી બધી દયા!

આત્મસમર્પણ પછીજ ચિરકાળ તેના સહવાસમાં રહેવાની અભિલાષા પ્રગટે છે. ઇશ્વરના સહવાસમાં ચિરકાળ રહેવું તેનુંજ નામ યોગાવસ્થા છે. એક દિવસ પણ જો ઇશ્વરની આવી રીતે પૂજા કરવામાં આવે છે, તો હૃદય ભક્તિરસથી તરબોળ બની જાય છે અને પછી તો તેના નામસ્મરણ માત્રથી કે ગાન માત્રથી શરીર પ્રેમાશ્રુથી ભીંજાઈ જાય છે.

**પ્રશ્ન**—પરમેશ્વર પાપીને સજા શા માટે કરતો હશે?

**ઉત્તર**—પરમેશ્વર પાપીને સજા કરે છે તે તેના પોતાના કલ્યાણ માટે કરે છે. માતાપિતા પોતાના બાળકને સજા કરે છે તે એ બાળકના હિત માટેજ કરે છે. પરમેશ્વર સકળ સૃષ્ટિનો માબાપ છે; અને તે તેનું હિત તથા કલ્યાણ સાધવા માટેજ પોતાનાં પાપી બાળકોને શિક્ષા કરે છે.

**પ્રશ્ન**—ખ્રિસ્તીઓ કહે છે કે, પાપીઓ માટે અનંત નરક નિર્માયેલું છે; તો પછી કલ્યાણ માટે સજા થવી ક્યાં રહી?

**ઉત્તર**—ખ્રિસ્તીઓ એ વાતને કયા અર્થમાં કહે છે તેની

મને ખબર નથી, પરંતુ અનંત નરકની વાત ખરી નથી. પરમેશ્વર પોતે મંગળ સ્વરૂપ છે. તેનામાં અમંગળનો લેશમાત્ર પણ અંશ નથી, તેથી તેને હાથે કદાપિ અમંગળ થવાનો સંભવજ નથી. મનુષ્ય એ એક મર્યાદિત ક્ષુદ્ર જીવ છે, એટલે મનુષ્ય ફાવે તેટલાં પાપ કરવા માગે, પણ તેની સીમા તો રહેવાની ને રહેવાનીજ. એટલે હદસરનાં પાપો માટે હદવગરની–અર્થાત્ અનંત સજા હોઇ શકેજ નહિ.

**પ્રશ્ન**—જેઓ એમ કહે છે કે, "મનુષ્યને કોઇ પ્રકારની સ્વતંત્રતા નથી, માત્ર ઇશ્વરનું કરાવ્યું તે કરે છે" એ સાચું છે?

**ઉત્તર**—એ વાત યુક્તિસિદ્ધ નથી. ઈશ્વર કરાવે તેટલુંજ મનુષ્ય કરતો હોય, તો કોઇ પુણ્યવાન ને કોઈ પાપી, કોઇ ધનવાન ને કોઇ દરિદ્રી, કોઇ પંડિત અને કોઇ મૂર્ખ, કોઇ સુખી અને કોઈ દુઃખી દેખાય છે, તેવું દુનિયામાં હોતજ નહિ અને સર્વ કોઇની એકસરખી અવસ્થા હોત; માટે જે લોકો મનુષ્યની સ્વતંત્રતા માનતા નથી, તેઓ ભારે ભ્રમમાં ભટકે છે. મનુષ્યસ્વતંત્ર છે, તેથીજ જે જેવાં કાર્ય કરે છે, તે તેવાં ફળ ભોગવે છે.

**પ્રશ્ન**—પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે થાય?

**ઉત્તર**—આત્મગ્લાનિથી ખિન્ન થઇને બીજી વાર પાપ નહિ કરવાની પ્રતિજ્ઞાપૂર્વક ઇશ્વરને શરણે જઈ તેને પોતાના ઉદ્ધાર માટે હૃદયપૂર્વક સરળ પ્રાર્થના કરવી, એને પ્રાયશ્ચિત્ત કર્યું કહે છે. મનુસ્મૃતિમાં પણ ઉલ્લેખ છે કેઃ—

**कृत्वा पापं हि संतप्य तस्मात पापात् प्रमुच्यते ।**
**नैवं कुर्यां पुनरित्ति निवृत्ता पूयते तु सः ॥**

(મનુ. અધ્યાય ૧૧, શ્લોક ૧૩૧)

પાપ થયા પછી અનુતાપ કરવાથી પાપમાંથી મુક્ત થવાય

છે અને હવે ફરીથી પાપ નહિ કરૂં એવી પ્રતિજ્ઞા કરવાથી મન પવિત્ર થાય છે.

**પ્રશ્ન**—મુક્તિ કોને કહે છે ?

**ઉત્તર**—પ્રાયશ્ચિત્તથી નિર્મળ થયેલા હૃદયમાં ઇશ્વરના સંપૂર્ણ શરણપૂર્વક, નિરંતર તેના સાંનિધ્યના સુખમાં લીન રહેવું એ પણ મુક્તિ છે અને તે સદાકાળ ટકનારી છે. જેણે આ જીવનમાં આનંદસ્વરૂપ ઇશ્વરનો સાક્ષાત્કાર સાધીને બ્રહ્માનંદનો લાભ મેળવ્યો હોય છે, તેજ સમજી શકે છે કે, એ મુક્ત દશામાં કેટલો બધો અગાધ આનંદ રહેલો છે. એ આનંદ વાણી અને મનથી પર છે. એ વિશુદ્ધ અવસ્થાને પ્રાપ્ત થવાની જો ઇચ્છા થતી હોય, તો પ્રત્યેક ક્ષણે ઈશ્વરને ભજો અને તેને પ્રિય હોય તેવાં કાર્ય કર્યે જાઓ.

**પ્રશ્ન**—ઉપાસનાના એક અંગ પ્રીતિ વિષે તો કંઇક સાંભળ્યું છે, પણ ઇશ્વરને પ્રિય કાર્યો વિષે જરા સમજાવો.

**ઉત્તર**—પરમેશ્વરે મનુષ્યને માટે જે જે કર્તવ્યો મુકરર કરી આપેલાં છે, તે તે કર્તવ્યોજ તેનાં પ્રિય કાર્યો છે.

કર્તવ્યના બે પ્રકાર છે–વિધિ અને નિષેધ. સત્ય વચન બોલવાં, સત્ય વ્યવહાર આચરવો, પરોપકારનાં કામો કરવાં, ઈંદ્રિયનિગ્રહ સાધવો, પ્રિયકર વાણી ઉચ્ચારવી, ક્ષમા રાખવી, જ્ઞાન મેળવવું ઈત્યાદિ કાર્યો વિધિ કહેવાય છે; અને મિથ્યા ભાષણ કરવું નહિ, હિંસા કરવી નહિ, દ્વેષ કરવો નહિ, પરસ્ત્રી કે પરપુરુષ પ્રત્યે કુદૃષ્ટિ કરવી નહિ, માનસિક વ્યભિચારમાં પણ પાપ છે તેથી મનમાં પણ કામરિપુને આશ્રય આપવો નહિ, આળસમાં સમય જવા દેવો નહિ, કરજ કરીને તે ભરવું નહિ, તે પણ ચોરી હોવાથી તેવી ચોરી પણ કરવી નહિ, પરધનનો લોભ કરવો નહિ,

વૃથા ઈશ્વરનું નામ લેવું નહિ. કુસંગમાં રહેવું નહિ—ઇત્યાદિ ઇત્યાદિ કાર્યો નિષેધ કહેવાય છે. એ રીતે સ્વકર્તવ્યો કરવાથી ઈશ્વરને પ્રિય કાર્યો સધાય છે.

**પ્રશ્ન**—મનુષ્યમાં શ્રેષ્ઠ કોને સમજવો ?

**ઉત્તર**—જ્ઞાનવાન, ઇશ્વરપરાયણ, ઉપાસનાશીલ, સત્યવાદી, જિતેન્દ્રિય, સચ્ચરિત્ર, સમદર્શી, સત્કર્મશીલ, ઉત્સાહી, ધીર, વીર, ક્ષમાવાન, પ્રિયભાષી, સર્વજીવહિતૈષી અને ધર્મનિષ્ઠ મનુષ્યજ મનુષ્યજાતિનું સર્વોત્તમ ભૂષણ છે.

**પ્રશ્ન**—સાધારણ બ્રાહ્મોસમાજનો કાર્યક્રમ, ઉપાસના-પ્રણાલી વગેરે જે રૂપે ને જે ભાવે ચાલે છે, તે સ્વાભાવિક કાર્યની સિદ્ધિ માટે શું પૂરતું છે? એ બાબતમાં આપનો અભિપ્રાય શો છે ને તે સંબંધમાં આપ વિશેષ શું જાણો છો?

**ઉત્તર**—જીવનની પરીક્ષા કરતાં મને સમજાયું છે કે, બ્રાહ્મોસમાજ એ કોઇ પંથ કે સંપ્રદાય નથી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, યહૂદી વગેરે સકળ સંપ્રદાયના લોકોનો ઉદ્દેશ તો તે એકમ્-અદ્વિતીયમ્ પરબ્રહ્મનીજ પૂજા કરવાનો છે. જે ઠેકાણે પ્રેમ, ભક્તિ ને પવિત્રતા રહેલાં છે, તેજ ઠેકાણે ધર્મ રહેલો છે. અર્થાત્ ધર્મ એ ઉદ્દેશ્ય વસ્તુ છે, સંપ્રદાય નથી. શું કરવાથી અને કેવી રીતે કરવાથી ધર્મની પ્રાપ્તિ થશે તે તરફજ સદા સર્વદા દૃષ્ટિ રાખીને વર્તવું એ મનુષ્યનું કર્તવ્ય છે. સંપ્રદાયની ભાંજગડમાં પડયા વગર સ્વધર્મમાંજ રાચ્યા કરશો, તો પછી બ્રાહ્મોસમાજની બાબતમાં વિવાદ કે વિસંવાદ થવાનો વખતજ નહિ આવે.

બાગઆંચડા બ્રાહ્મોસમાજની વાડીમાં એક દિવસ હું એકાંતમાં બેસીને પ્રાર્થના કરતો હતો, તેવામાં એકાએક મારા અંતરમાં એક જ્યોતિ પ્રકટી અને તે જાણે કહેવા લાગી કે, "તું હવે તારી

જાતને કોઇ સંપ્રદાયના વાડામાં બંધાયલો રાખીશ નહિ. સાંપ્રદાયિક મર્યાદામાં પુરાઇ રહેવાથી ખરો ધર્મ રહેશે નહિ." ભાદરવા મહિનામાં બાગઆંચડામાં મારે માટે બ્રાહ્મોત્સવ થયો. તેમાં સ્વર્ગીય પ્રેમપ્રવાહ વહી આવતો લાગ્યો. એવી અવસ્થા કયારેય મેં અનુભવી નથી.

આ તરફ કલકત્તાથી એક પ્રચારક ભાઇના પત્ર આવવા લાગ્યા કે, "શુષ્ક દશામાંજ તમારે મરવાનું થશે. માતાનું ધાવણ ધાવ્યા વગર યાને કેશવબાબુની સમીપ રહ્યા વગર તમારો ઉદ્ધાર કયાંથી થશે?" એ પત્ર મળતાંજ હું અવાક્ બની ગયો. હું પોતે હતો તે સારી સ્થિતિમાં હતો, છતાં એ ભાઇને આવું લખવાનું પ્રયોજન શું હતું?

ફરી પણ કોઇએ મને જાણે હાંક મારીને કહ્યું કે, "જો ખરૂં ધર્મજીવન ઇચ્છતો હોય, તો હવે સાંપ્રદાયિક ક્ષેત્રમાં પેસતો નહિ." પાંજરામાંથી છૂટેલા પક્ષીની માફક ઊડવા જતાં પાંખોનું બળ મને મળ્યું નહિ, ત્યારે મને સમજાયું કે એ પરિણામ સાંપ્રદાયિક ઝુંડનું જ છે.

અત્યારે જે ધોરણે ઉપાસના અને ભજન ચાલે છે, તે મોટે ભાગે પરોક્ષ અને પોપટની પેઠે બોલાવે તેમ બોલવા જેવું—ફોનોગ્રાફની થાળીઓ બોલે તેવું—આંતરિક ભાવ વિનાનું નજીવું હોય છે. જો પ્રત્યક્ષ અને જીવંત ધર્મલાભ જોઇતો હોય તો તો ઉપાસના, સાધન અને ભજનકીર્તન પણ પ્રત્યક્ષ અને જીવંત હોવાની જરૂર છે. સાધારણ બ્રાહ્મોસમાજ જો વાણીનો વૃથા વ્યય કરવાને બદલે યથાર્થ ધર્મને માટે વ્યાકુલ બને, તો દુઃખની વાતો આપોઆપ વાસી થવા માંડે.



# अध्याय २ जो

[ કલકત્તાની સાધારણ બ્રાહ્મોસમાજના સભ્ય હતા ત્યારે ગોસ્વામીજીને પશ્ચિમ દેશના એક ભગવદ્‌ભક્ત સંન્યાસીના સહવાસથી ગુરુ કરવાની અતિ આવશ્યકતા છે એવી ખાતરી થઇ. એટલે સદ્‌ગુરુની શોધમાં ભિન્ન ભિન્ન દેશમાં ફરતાં તેમને ગયાધામમાં આકાશગંગા નામના પહાડ પર, માનસરોવરવાસી મહારાજ બ્રહ્માનંદ પરમહંસજીનો મેળાપ થયો અને તેમને લાયક ગુરુ સમજી તેમની પાસે યોગદીક્ષા લીધી; અને પછી અતિશય નિષ્ઠા ને ભક્તિપૂર્વક સાધનભજન કરતાં કરતાં પ્રભુકૃપાથી સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરી. તે પછી એ ગુરુદેવના આદેશથી તેઓ ફરીથી બ્રાહ્મોસમાજમાં દાખલ થયા અને સકળ સંપ્રદાયની ધર્મપિપાસુ વ્યક્તિઓને યોગદીક્ષા આપવા લાગ્યા. એ સમયે પૂર્વબંગાળા અને કલકત્તાના સાધારણ બ્રાહ્મોસમાજના મુખ્ય મુખ્ય બ્રાહ્મોએ એકત્ર મળીને ગોસ્વામીજીને તેઓશ્રીની સાધનપ્રણાલી અને યોગતત્ત્વના સંબંધમાં કેટલાક પ્રશ્નો પૂછ્યા. તેના જે ઉત્તરો તેઓશ્રીએ આપ્યા, તે 'યોગસાધન' નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થયા છે. એ 'યોગસાધન' ગ્રંથમાંના ઉપદેશો આ બીજા અધ્યાયમાં આપવામાં આવ્યા છે. ]

**પ્રશ્ન**—આપે બ્રાહ્મોસમાજની સાધારણ ઉપાસનાપ્રણાલી ઉપરાંત અન્ય સાધનનો આશરો કેમ લીધો વારૂ ? અને ક્યાં તથા કેવી રીતે યોગાભ્યાસ પ્રાપ્ત કર્યો ?

**ઉત્તર**—પરમપવિત્ર પરમાત્માને પ્રાપ્ત થઇ જીવનનું સાર્થ-

ક્ય કરવાના ઉદ્દેશથી હું પ્રથમ બ્રાહ્મોસમાજમાં આવ્યો હતો. તેમાં પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી મને અનેક સત્યો પ્રાપ્ત થયાં અને મારૂં ઘણું હિત સધાયું; તેથી મને ધન્ય માનવા લાગ્યો. મારી અલ્પ શક્તિ પ્રમાણે જેટલું બની શક્યું તેટલું મેં પ્રયત્નપૂર્વક ગ્રહણ પણ કર્યું; ને બ્રાહ્મોવર્ગ અને તેમનાં સંતાનોની સેવા કરતાં મારૂં જીવન કૃતાર્થ થયેલું માન્યું. ક્રમે ક્રમે અનેક મુશ્કેલીઓમાંથી પાર પડી વિશાળ સત્યો સમજી શક્યો; અને ઉપાસના, પ્રાર્થના તથા ધ્યાન-ધારણાદિ કરતાં શીખ્યો. ટૂંકામાં બ્રાહ્મોસમાજના આશ્રયથી મારૂં જીવન સુધર્યું અને પલટાયું; કિંતુ મારા પ્રાણની પિપાસા એટલેથી તૃપ્ત થઇ નહિ; કારણકે મારા પ્રિયતમ પરમાત્માદેવની હૃદયમાં નિરંતર પૂજા કરવાને હું હજી શક્તિમાન થયો નહિ. અલબત્ત, ઉપાસના વેળાએ અનેક વાર હું તેનો જીવંત આવિર્ભાવ પામી કૃતાર્થ થતો અને અપૂર્વ આનંદ, આશા અને શાંતિ મેળવતો; છતાં પણ કોણ જાણે શાથી એ અવસ્થા વધારે ટકતી નહિ. એથી અનેક વાર હું વ્યગ્ર થઈ જતો, અને તીવ્ર દુ:ખાનુભવ થતો.

શ્રીકેશવચંદ્ર સેનની કન્યાના લગ્ન વિષે ઊઠેલા આંદોલનની કંઇક પહેલાં જયારે હું બાગઆંચડા ગામમાં રહેતો હતો, ત્યારે એકાંતવાસના યોગે મારી આત્મદૃષ્ટિ ધાર્યા કરતાં ઘણી તીક્ષ્ણ બની અને હું જોઈ શક્યો કે, મારી પ્રકૃતિ બહુ હીન છે. મોકો મળે અને લોકોને ખબર પડે નહિ એવું હોય; તો મારે હાથે સકળ પ્રકારનાં પાપો થાય-અર્થાત્ ત્યારે પાપાસક્તિનું મૂળ જીવતું હતું અને અવકાશ મળતાં તે અનાયાસે મને પાપમાં યોજી શકે તેમ હતું. એ જાતની હીન અવસ્થા અનુભવાતાં મારા અંતરમાં દારુણ આશંકા ઊપજી. આટલો બધો વખત ધર્મવિચાર, આલોચના, ધ્યાનધારણાદિ કર્યાં અને દેશવિદેશમાં

જઈ ધર્મપ્રચારનું કામ કર્યું, છતાં અફસોસ ! મારી અવસ્થા આટલી બધી હીન અને શોચનીય ! મારૂં અંતર સંપૂર્ણ સ્વચ્છ કેમ નથી ? એવા પ્રશ્ન મારા મનમાં ઊઠયા. વિચાર કરતાં સમજાયું કે બ્રહ્મપ્રાપ્તિ અને નિરંતર તેના સહવાસ વગર એનો અન્ય કોઈ ઈલાજ નથી. તેની સાથે મારી સમસ્ત વૃત્તિઓ જોડયા વગર એ મહાવ્યાધિનું અન્ય કોઇ ઓસડ નથી. આથી પછી એ ઓસડની શોધમાં મેં જુદા જુદા દેશોમાં ભ્રમણ કરવા માંડયું. 'કર્તાભજા' સંપ્રદાયના કેટલાક શ્રદ્ધેય ધર્મબંધુઓના સહવાસમાં રહી હું પ્રાણાયાદિ ક્રિયા કરતાં શીખ્યો અને વિશાળ ધર્મની સમજૂત તથા બીજી અનેક ઉપકારક વાતો મળી શકી. પરંતુ એનાથી પણ હજી મારા અંતરની વસ્તુ મળી નહિ; એટલે પછી મેં ફરીથી વિવિધ સ્થળોએ ભટકવા માંડયું. ફરતાં ફરતાં અઘોરપંથીઓની પાસે ગયો. એ લોકો સાધક તો ખરા, પણ તેમનો નરમાંસાહાર વગેરે બીભત્સ વ્યવહાર મને ગમ્યો નહિ. ત્યાંથી નીકળીને હું રામાનંદી, શાક્ત, વૈષ્ણવ, દરવેશ, મુસલમાન ફકીર તથા બૌદ્ધયોગીઓની પાસે ગયો, પણ કયાંય મને તૃપ્તિ મળી નહિ. છેવટે પ્રભુકૃપાથી ગયાજી ક્ષેત્રમાં આકાશગંગા નામના એક પહાડ પર એક નાનકપંથી મહાત્માએ કૃપા કરીને મને આ યોગધર્મની દીક્ષા આપી. તેજ વખતથી મારા જીવનમાં એક અપૂર્વ ફેરફાર થયો છે. હું દેવતા થઈ ગયો છું, એમ નથીજ કિંતુ જો એટલું પણ ન કહું કે, મારો પહેલાંનો અભાવ દૂર થઇ જઇને હું એક એવા અનંત રાજ્યના દ્વાર પર આવી પહોંચ્યો છું કે ત્યાં મને જે દિવ્ય દૃશ્ય દેખાય છે તેનું વર્ણન કરવું અશકય છે, તો હું મિથ્યાભાષી અને અકૃતજ્ઞ કહેવાઉં.

**પ્રશ્ન**—મનુષ્યની મદદ વિના એ યોગસાધન શકય છે કે નહિ ?

**ઉત્તર**—અશક્ય તો નથી; સર્વશક્તિમાન પરમેશ્વર જ્યારે આપણા લક્ષ્ય અને સહાયક હોય છે, ત્યારે પછી તે મનુષ્યના હૃદયમાં યોગશક્તિ વિકસિત કરી દઇ શકે, તેમાં નવાઇ શી ? પરંતુ એવી યોગ્યતા અનુભવી ગુરુની સહાય વિના મળવી બહુ દૂર અને મુશ્કેલ હોય છે; તેથીજ આપોઆપ સ્વયંસિદ્ધ થયેલા મનુષ્યોની સંખ્યા જગતમાં વધુ જણાતી નથી. પ્રત્યેક મનુષ્યમાં યોગશક્તિ તો રહેલી છે, પરંતુ એ શક્તિ જાગ્રત થયા વગર સજીવન-સચેત-ઊંડા ભાવપૂર્વકની-સાધના કે પ્રાર્થના થવી શક્ય નથી અને જો એ નિદ્રિત અથવા અસ્ફુટ ( લેટંટ ઓર પોટેન્શિયલ ) યોગશક્તિને જાગ્રત અથવા વિકસિત કરવી હોય, તો તો એવા કોઇ જાગ્રત અથવા વિકસિત શક્તિશાળી માનવાત્માની સહાયની આવશ્યક્તા રહે છેજ.

આદિગુરુ પરમેશ્વર આપણને જળ, અગ્નિ, વાયુ, પર્વત, નદી, સમુદ્ર વગેરે અનેક પદાર્થો મારફતે વિવિધ પ્રકારથી ધર્મનું શિક્ષણ આપી રહ્યો છે; તેજ પ્રમાણે મનુષ્ય મારફત પણ એ શિક્ષણ આપે છે. એ રીતે જોતાં તો વિશ્વના જેટલા પદાર્થો છે તેમની તથા મનુષ્યમાત્રની સહાયની આવશ્યકતા છે; કિંતુ જાગ્રત શક્તિશાળી મહાત્માઓની વિશિષ્ટ સહાયની તો સાધારણ રીતે બહુજ આવશ્યકતા છે. મહાત્માઓની એવી સહાયને દીક્ષા કહેવામાં આવે છે. આધ્યાત્મિક અવસ્થાઓને અનુસરતો પુણ્યસંચય વિશેષ હોય તો ભગવત્કૃપાથી દીક્ષા વગર પણ ક્યાંક ક્યાંક એ યોગશક્તિનો વિકાસ થયેલો જણાય છે. મહાત્મા શાક્યસિંહ બુદ્ધે પ્રથમ બ્રાહ્મણગુરુઓ પાસે જઇને યોગસાધનપ્રણાલીનું શિક્ષણ લીધું અને તે પછી છ વરસ લગી કઠોર તપશ્ચર્યા કર્યા કરી, છતાં તેમનામાં એ શક્તિ જાગ્રત થઈ નહિ. આથી તેઓ અત્યંત વ્યાકુળ થયા અને બોધિવૃક્ષ તળે બેસી

પ્રતિજ્ઞાપૂર્વક દૃઢ આસન જમાવીને બેઠા. પરિણામે ત્યાં ઇષ્ટકૃપાથી તેમની અંતરસ્થ યોગશક્તિ સર્વાંશે જાગ્રત થઇ અને તેમને બુદ્ધત્વની પ્રાપ્તિ થઇ. એ રીતે તીવ્ર વ્યાકુળતાના પ્રતાપથી હજરત મહમદ ( સલ. )ને પણ પરબારી ઇશ્વર તરફથીજ એ શક્તિ પ્રાપ્ત થઇ હતી; પરંતુ મહાત્મા ઇશુ પાસેથી તેમના બાપ્ટિસ્ટ જોનને તથા શ્રીચૈતન્યદેવને ગયાધામમાં મહાત્મા ઇશ્વરપુરી પાસે દીક્ષા લેવી પડી હતી.

**પ્રશ્ન**—એ સાધના યાને દીક્ષા આપવાનો અધિકાર કોઈ વિશિષ્ટ વ્યક્તિઓ માટેજ મર્યાદિત ખરો કે નહિ ?

**ઉત્તર**—એમ કદાપિ હોઇ શકે નહિ. ભગવાનનો સત્ય ધર્મ જે કોઇને જેટલા પ્રમાણમાં પ્રાપ્ત થયો હોય, તેનામાં તેટલા પ્રમાણમાં પ્રાપ્તપરોપકાર કરવાની શક્તિ અવશ્ય પ્રકટે છે; પણ બીજાનાં ધર્મચક્ષુ ખોલી દેવા તથા યોગશક્તિ જાગ્રત કરી દેવાને જેટલી પ્રબળ શક્તિ જોઇએ, તેટલી શક્તિ જેનામાં જન્મી હોય નહિ, તેવા સિદ્ધ દશાએ પહોંચ્યા વગરના સાધકને બીજાને એ સાધનાની દીક્ષા આપવાનો કદાપિ અધિકાર નથી. યોગની ચાર અવસ્થા છે:-(૧) પ્રવર્તક, (૨) સાધક, (૩) યુંજનસિદ્ધ અને (૪) યુક્તસિદ્ધ. પ્રવર્તક અવસ્થામાં ધર્મના કેટલાક પ્રાથમિક ભાવોજ માત્ર ખીલે છે, જેવા કે:-દીનતા, વૈરાગ્ય, પ્રેમ, પવિત્રતા. તે પછી સાધકઅવસ્થામાં ભગવાનનો આવિર્ભાવ થોડે થોડે પ્રકટ થવા માંડે છે અને એ અવસ્થાના અંતમાં સુસ્પષ્ટ બ્રહ્મદર્શન થાય છે. તે પછી યુંજન યોગીઓની અવસ્થા આવે છે. એ યુંજન યોગીઓ મોટે ભાગે ઇશ્વરનાજ સહવાસમાં રહીને વિવિધ સત્યોના સાક્ષાત્કારપૂર્વક જીવનને કૃતાર્થ કરે છે; પરંતુ વચ્ચે વચ્ચે એમના બ્રહ્મદર્શનમાં વિક્ષેપ પડે છે અને તેથી તેમને અત્યંત ક્લેશ થાય છે. એ વિક્ષેપ દરમિયાન એવા કેટલાકો-

માં પાપવૃત્તિ પ્રવેશ કરીને તેમનો સર્વનાશ કરી શકે છે. સૌથી છેલ્લે પ્રભુકૃપાથી જે યોગીઓ અવિચ્છિન્ન યોગની અવસ્થામાં પરમેશ્વરમાંજ વિચરણ કરતા બન્યા હોય છે, તે યુક્ત યોગી કહેવાય છે. સ્વાભાવિક સિદ્ધાવસ્થા તે આજ. યોગાભ્યાસ કરવો હોય તો આવા કોઇ સિદ્ધ યોગીની પાસેજ દીક્ષા લેવી ઉચિત છે; કિંતુ જે યોગીઓની સાથે કોઇ સિદ્ધ મહાપુરુષનો સાક્ષાત્ યોગસંબંધ હોય, તેવા યોગીઓને તે સિદ્ધ મહાપુરુષે બીજાઓમાં યોગ-શક્તિનો સંચાર કરવાની શક્તિ અને બીજાઓને દીક્ષા આપવા-ની આજ્ઞા આપેલી હોય તો, તેવા યોગીઓને હાથે દીક્ષા લેવાથી પણ એજ પ્રકારનું ફળ પ્રાપ્ત થાય છે. બાકી આલતુફાલતુ ગમે તેની પાસે દીક્ષા લેવી એ તો यत्परो नास्ति અકર્તવ્ય છે. જે માણસ પોતે આંધળો હોય તે બીજાને કેવી રીતે માર્ગ બતાવી શકે? જે માણસની મિલકત સો રૂપિયા જેટલીજ હોય તે માણસ દાન-સત્ર ખોલે તે કેમ પાલવે? જેની શક્તિ અનંત શક્તિમાન પરમેશ્વરની સાથે સંયુક્ત થઇ હોય છે, તેનેજ તે શક્તિનો અનંત સંચાર કરવાની તાકાત ને લાયકાત પ્રાપ્ત થઇ હોય છે. તે સિવાય અન્ય કોઇને પણ યોગદીક્ષા આપવાનો અધિકાર નથી. એવા હીન અવસ્થાવાળા લોકો પાસે દીક્ષા લેવાને પરિણામે-જ આપણા દેશમાં ગુરુવાદ–ગુરુડમનો ભયંકર અત્યાચાર અને ઘૃણાપાત્ર પાશવાચાર ઢગલાબંધ પ્રસર્યો છે.

**પ્રશ્ન**—સાધન સંબંધી શા નિયમો છે?

**ઉત્તર**—સાધનના નિયમ બે પ્રકારના છે–વિશેષ અને સાધારણ. વિશેષ નિયમ આ પ્રમાણેઃ–(૧) એમાં કોઇ જાતના સંપ્રદાય કે પંથ જેવું નથી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, બૌદ્ધ, વૈષ્ણવ, શાક્ત, શૈવ, નાનકપંથી ઇત્યાદિ પૃથ્વી પર ભિન્ન ભિન્ન જેટલા સંપ્રદાયો છે, તે સઘળામાં સત્ય ધર્મ વિદ્યમાન છે. તેથી સર્વ ઠેકાણે-

થી એ સત્ય ગ્રહણ કરી શકાય તેમ છે, અને જ્યાંથી પણ કંઇ સત્યની પ્રાપ્તિ થાય ત્યાં શિર ઝુકાવીને ભક્તિ–શ્રદ્ધા દર્શાવવી. જગતના સઘળાજ સાધુ મહાત્માઓને સત્યના પ્રચારક સમજીને તેઓ પ્રત્યે સરળ અને શુદ્ધ શ્રદ્ધા રાખવી જોઇએ. જેને પોતાના અંતરમાં સત્ય જ્ઞાન સ્ફુર્યું હોય છે, તે કોઇ પણ સંપ્રદાય કે સમાજના સમજાવ્યાથી કે ડરાવ્યાથી સત્યનું અવલંબન કરતાં સંકોચાતો નથી; અથવા એ સાધનનું અવલંબન કરનારા કોઇ જાતનો પોતાનો સ્વતંત્ર સંપ્રદાય સ્થાપન કરતા નથી.

(૨) બીજો પ્રકાર–એમાં મનુષ્ય કિંવા કશાનું અવલંબન હોતું નથી. ઈશ્વર પોતેજ એનો એકમાત્ર ગુરુ હોઇ સકળ પદાર્થો અને મનુષ્યો સાધારણ ભાવમાં તેના ગુરુ અને ઉપદેષ્ટા હોય છે. જેવી રીતે આંખોની દૃષ્ટિ ઇશ્વરે આપેલી છે, પણ કોઈ કારણથી એ શક્તિનો અવરોધ થાય તો મનુષ્યની આવશ્યકતા પડે છે, તેવીજ રીતે અહીં પણ સમજવાનું છે. સ્વયં પરબ્રહ્મ પોતેજ એનું એકમાત્ર લક્ષ્ય અને ગમ્ય સ્થાન હોય છે; અને સત્ય એજ એનો એકમાત્ર રસ્તો હોય છે.

(૩) દેહ અને મનને સર્વાંશે પવિત્ર રાખવું જોઇએ–અર્થાત્ વિવિધ ઉપાયો વડે શારીરિક સ્વચ્છતા અને આરોગ્યનું રક્ષણ કરવામાં ન આવે તો સાધનમાં વિક્ષેપ નડે, તથા કોઈ પણ જાતનું કિંવા કુવિચાર કે ખરાબ કલ્પના સરખી મનમાં આવે, તો તે વિશેષ હાનિકર થઈ પડે છે.

(૪) રાત ને દિવસ અખંડ અસ્ખલિત પ્રાર્થના કરવાની જરૂર છે. જીવનનાં આવશ્યક કર્તવ્યો માટે યોગ્ય સમય ઠરાવી બાકીનો સઘળોજ વખત સાધનામાં પરોવાયલા રહેવું જોઇએ.

આ નિયમો બધાયને પાળવાના વિશિષ્ટ નિયમો છે. તે સિવાય

કેટલાક સાધારણ નિયમો છે તે આ પ્રમાણે:—

(૧) માંસાહાર નિષિદ્ધ સમજવો; તથાપિ શરીરને કંઇ એવો વ્યાધિ થાય કે જેમાં વૈદ્ય–ડૉકટરોના અભિપ્રાય પ્રમાણે માંસાહારની અનિવાર્ય આવશ્યકતા રહેતી હોય, તો તે ખાઇ શકાય. માંસમાં ઉગ્રતા અને પાપ હોવાથી તેનું ભક્ષણ સંયમનું વિરોધી છે, તેથી યોગના સાધકો સદા માટે માંસભક્ષણનો નિષેધ કરવામાં આવ્યો છે. જે લોકો હિંસાને નિષિદ્ધ માને છે, તેઓ માટે તો મત્સ્યાહાર પણ ત્યાજ્ય છે.×

(૨) અન્યનું ઉચ્છિષ્ટ ભોજન ન જમવું, કેમકે એના દ્વારા રોગો ફેલાવાનો સંભવ છે; પણ માતાપિતા તથા વડિલો કિંવા કોઇ બાંધવ કે મિત્ર ભાવ કરીને કંઈ આપે તે, તેમ ધર્માત્મા સાધુઓના જમતાં રહેલી શેષ પ્રસાદીમાં શ્રદ્ધા હોય તો તે લેવામાં કંઇ અનિષ્ટ નથી, પણ શ્રેય છે. એવે ઠેકાણે પ્રેમની પ્રબળ શક્તિના પ્રભાવથી ઊલટું રોગાદિનું નિવારણ પણ થઇ શકે છે. સાધારણ રીતે કયાં ખાવું ઉચિત અને કયાં અનુચિત, એ ઠરાવવાનું કામ મુશ્કેલ હોવાથી આ નિયમ સાધારણ રીતે નક્કી કરવામાં આવ્યો છે; અને એનાથી જો વિવેકબુદ્ધિને કોઇ જાતની હાનિ પહોંચતી ન હોય, તો જે ધોરણ છેક ઋગ્વેદના સમયથી ચાલ્યું આવે છે તેનો–અનેક શતાબ્દિની કસોટીએ ચઢેલા નિયમનો બળાત્કારે ભંગ કરવાનું પણ પ્રયોજન શું?

(૩) જેનું શરીર શુદ્ધ ન હોય તેની પાસે શરીરની શુદ્ધિ

---

× બંગાળા તરફ ઉચ્ચ હિંદુઓમાં પણ માછલાં તેમજ અન્ય માંસાહાર કરવાનો સાધારણ રીતે રિવાજ છે, તેને ઉદ્દેશીને આ કથન છે. આપણા ગુજરાતમાં ઉચ્ચ હિંદુઓમાં તો એ બન્ને પ્રકારના આહાર નિષિદ્ધ અને વર્જ્ય મનાયા છે. — **અનુવાદક**

અર્થે શરૂઆતના કેટલાક દહાડા તો દરરોજ બે વાર પ્રાણાયામ અર્થાત્ કે ભૂતશુદ્ધિ કરાવવી આવશ્યક છે. અન્ય પ્રસંગોમાં જયાં શરીર નીરોગી હોય ત્યાં તેમ કરાવવાની ખાસ જરૂર નથી.

સ્ત્રીસાધક અને પુરુષસાધકોએ ઇલાયદા મકાનમાં સાધના કરવી જોઇએ; તોપણ જયાં એવી સગવડ ન હોય, ત્યાં એકબીજા-નો સ્પર્શ ન થાય તેવી રીતે અત્યંત સાવધાનીપૂર્વક પ્રવૃત્ત થવું. આ સાધના એ ઋષિઓ–પરમહંસોની અતિ આદરણીય અને પવિત્ર વસ્તુ છે. તેથી કોઇ પણ રીતે તેમાં અપવિત્રતા લેશ પણ પ્રવેશે નહિ તે સાવધાનીપૂર્વક જોતા રહેવું. જયાંસુધી સાધક પ્રભુના પવિત્ર સ્વરૂપમાં નિમગ્ન થઇને પોતાની તમામ વૃત્તિઓને સંપૂર્ણ કાબૂમાં આણી શકયો ન હોય, ત્યાંસુધી ચારિત્રસ્ખલન-ની જેમાં જરા પણ સંભાવના હોય તેવી સ્થિતિમાં તેણે પોતાની જાતને કદી પણ ન મૂકવી.

**પ્રશ્ન**—વર્તમાનકાળના બ્રાહ્મોસમાજમાં આ યોગસાધન સંબંધે જે આંદોલન ઊઠયું છે, તે વિષે આપનો શો મત છે?

**ઉત્તર**—મને તે ખૂબ પસંદ છે. મારો પાકો મત છે કે, એ આંદોલનના મૂળમાં અતિ ઉચ્ચ ભાવ રહેલો છે તથા એના પરિણામે સમસ્ત બ્રાહ્મોસમાજનું તથા દેશના સાધારણ લોકોનું કલ્યાણજ થશે. બ્રાહ્મોસમાજે તેની બાલ્યાવસ્થામાં જેમ એક એક ડગલું આગળ ભરીને અત્યાર સુધીમાં અનેક અમૂલ્ય સત્યો પ્રાપ્ત કર્યાં છે, તેમ આ યોગસાધન પણ ભગવાને પ્રેરેલું એક મહામૂલ્ય સત્ય રત્ન હોઇ તે બ્રાહ્મોધર્મનું એક નૂતન ભૂષણ છે, તથા બ્રાહ્મોસમાજના સભ્યો અને અન્ય સકળ લોકોની તે સામાન્ય સંપત્તિ છે. તથાપિ ઇતર સત્યો અપનાવતી વખતે બ્રાહ્મોસમાજમાં પ્રચંડ ચળવળ ચાલી ત્યારેજ તે સત્યનો સ્વીકાર

કરવાને સમાજ તૈયાર થયો; તેમ આ વખતે પણ જો આવી જાતની ચળવળ ન ઊઠી હોત, તો હું તો મારે એમજ માની લેત કે, બ્રાહ્મોસમાજની જીવનશક્તિ ક્ષીણ થઇ છે.

ઉન્નતિશીલતા એ પ્રકૃતિનો એક નિયમ છે, એ વાત સાચી; કિંતુ સ્થિતિશીલતા એ પણ સ્વાભાવિક અને અત્યંત ઉપકારક છે. કોઈ નવીન સત્યને અપનાવતાં પહેલાં, જે સમાજમાં પ્રચંડ કોલાહલ ન ઊઠે, અવિચારપૂર્વકજ સમાજના સકળ લોકો તેનું અનુસરણ કરવા માંડે અને સ્થિતિશીલ વૃદ્ધોની માફક પુરાતન અને પ્રચલિત સત્યો પ્રતિ યથેષ્ટ આદરભાવ દર્શાવતાં છતાં પણ નૂતન સત્યોમાં સમાયેલી સઘળી બાબતોને નાણી નાણીને તપાસ્યા વગરજ તે સત્યોને ગ્રહણ કરી લે તો ખચીત માનજો કે તે સમાજનું આરોગ્ય અને જીવનશક્તિ હીનાવસ્થાને પ્રાપ્ત થઇ છે. એ વસ્તુસ્થિતિ પોતેજ તેનું પ્રમાણ છે. માટે કરુણામય દીનબંધુ પરમેશ્વરે અત્યારે સુઅવસર ઓળખીને, બ્રાહ્મોસમાજ તેમજ દેશના સમસ્ત લોકોના કલ્યાણ માટે જે નૂતન સાધન પાઠવ્યું છે, તેના સંબંધમાં આવી જાતની સતર્ક વિચારણાનું જે મોજું ઊછળ્યું છે, તે જોઈને મને તો આનંદ થાય છે અને તે બદલ પરમેશ્વરને હું અનેકાનેક ધન્યવાદ આપું છું.

પણ આની સાથે એ પણ કહી દેવું જરૂરી છે કે, મનુષ્યો સ્થિતિશીલતાના એટલા બધા પક્ષપાતી હોય છે કે તેમનો મૂળભૂત આદર્શ છેક સંકીર્ણ (સાંકડો) બની જાય ત્યાંસુધી સ્થિતિશીલતાનો પક્ષપાત કરવો છોડતા નથી. મને આશંકા રહે છે કે, બ્રાહ્મોસમાજના સંબંધમાં પણ તેવું બનવા પામે. હિંદુઓમાં જેઓ સંસારની ખાતર ધર્મને પાણીચું આપવાની ઇચ્છાવાળા હોય છે, તેઓજ ધર્મ અને સંસારને સર્વથા નોખી વસ્તુઓ તરીકે

ઓળખાવે છે અને સંસારમાં રહીને ધર્મસાધના ન થઇ શકે એમ કહે છે.બ્રાહ્મોસમાજનો આદર્શ જો સંકીર્ણતાને નહિ પામ્યો હોય, તો તેઓ એમ નહિજ કહે કે, બ્રાહ્મોધર્મ અને યોગ નોખા છે. હું જેટલું જાણું છું તે પરથી કહી શકું છું કે, જે જે પ્રકારે પરીક્ષા થઈ શકે તેમ હોય તે તે દરેક પ્રકારે પરીક્ષા કરી જોતાં પણ, એ યોગસાધનામાં બ્રાહ્મોધર્મનો કોઇ પણ ભાવ, મત કે કૃતિ આડાં આવતાં હોય. સર્વ કોઇને આ બાબતની સ્વતંત્ર અને સંપૂર્ણ તપાસ કરી જોવાનો અધિકાર છે; તેથીજ એ વિષેની મારી સઘળી વાત મેં સર્વ આગળ જાહેર કરી છે. આ વાત સૌ કોઇએ ધ્યાનમાં રાખવાની છે કે, બ્રાહ્મોસમાજ અને બ્રાહ્મોધર્મ એક વસ્તુ નથી. બ્રાહ્મોધર્મના આદર્શાનુસાર જીવન ઘડવાના ઉદ્દેશથી જે સઘળા લોકો એકત્ર થયા છે, તેમનું સામુદાયિક નામ તે બ્રાહ્મોસમાજ. આ બ્રાહ્મોસમાજમાં પણ ત્રણ પ્રકારના બ્રાહ્મોધર્મ પ્રચલિત થયા છે, એમ કહેવું પડે છે. એ ત્રણે સમાજોમાં બ્રાહ્મોધર્મ રહેલો છે; છતાં પણ ભિન્ન ભિન્ન રુચિના કારણથી બ્રાહ્મોસમાજ એ ત્રણ ભાગોમાં વહેંચાયલો છે. અત્યાર પછી આપણા મંતવ્યમાં કોઈને કાંઇ દોષ જેવું દેખાય, તો નીચી મૂંડીએ તેનું સંશોધન કરવા મંડી પડવું; અને એ સંશોધન પરમેશ્વરની ઇચ્છાને અનુસરતું જણાવા છતાં જો બ્રાહ્મોસમાજ તેને ગ્રહણ કરતાં સંકોચાય તો જાણવું કે, તેઓ પણ હાલના સ્થિતિશીલ (જે માન્યતા કે રૂઢિરિવાજ અઠીક જણાય તેને પણ ઠીક કહ્યા કરનારા અથવા પકડી રાખનારા ) વૃદ્ધોની પેઠે સંકીર્ણતા ( સાંકડા વિચાર ) વાળા થયા છે. મારો તો દૃઢ વિશ્વાસ છે કે, બ્રાહ્મોધર્મ એ ઇશ્વરનું પોતાનું વિધાન છે યાને ઇશ્વરની પોતાની યોજના છે, તેથી એવી દુઃખદ ઘટના ઘટવાનો સંભવ નથી. મંગળમય ભગવાનની ઇચ્છા પૂર્ણ થાઓ, સત્યનો જય થાઓ! હું તો

એનો તુચ્છ દાસમાત્ર છું.

**પ્રશ્ન**—એ માર્ગ સિવાય અન્ય કોઇ મુક્તિમાર્ગ નથી શું ?

**ઉત્તર**—એવી ભયંકર વાત મારાથી કહી શકાય નહિ. એવીજ વાતોમાંથી સંપ્રદાયો ઉત્પન્ન થયા છે. આગળ કહેવાઇ ગયું છે કે, ઇશ્વરની પ્રાપ્તિ માટે સાધન અને ઉપાય પણ તે પોતે છે. સત્યસ્વરૂપ ઇશ્વરનું શરણ લઇને જે માણસ (સંસારવ્યવહારની બાબતોમાં) સંતોષ પકડે છે અને મુક્તિ માટે આકુળવ્યાકુળ થઇને તેની પ્રાર્થના કરે છે, તેનેજ મુક્તિ પ્રાપ્ત થાય છે; કેમકે એવા મનુષ્યના ધર્મલાભને માટે જે ઉપાય શ્રેયસ્કર હોય છે, તે ઉપાય પ્રભુ પોતેજ તેની આગળ રજૂ કરી દે છે. હા, તેના ઉપર સંપૂર્ણ ભરોસો રાખીને વર્તવું જોઈએ. પૃથ્વીનાં પાપી–તાપી નરનારીઓ પણ ધારે તો મુક્તિ મેળવી શકે તેમ છે, એટલુંજ નહિ પણ હાલ નહિ તો લાંબા કાળે પણ પ્રત્યેક મનુષ્ય પૂર્ણતા તરફ પ્રયાણ કરશેજ કરશે. અત્યારે એવાને હાથે પાપ વગેરે થાય છે, તે પણ આખરે તો તેના આત્માને કલ્યાણ તરફજ દોરવે છે.

**પ્રશ્ન**—બહુ કાળની તપસ્યાને અંતે મુનિજનોને જે પરમ ધનની પ્રાપ્તિ થાય છે, તે પરમધન મેળવવાની આશા અત્યારે આપણે ગૃહસ્થાશ્રમમાં રહીને કેવી રીતે રાખી શકીએ ?

**ઉત્તર**—આપણને જો આપણા પોતાનાજ પ્રયત્ન પર બધો આધાર રાખીને ચાલવાનું હોય, તો તો યુગયુગાન્તરે પણ કોઈ ગૃહસ્થ સિદ્ધાવસ્થા પામી શકે કે કેમ તેનો સંદેહ છે. પરંતુ સૌભાગ્યની વાત છે કે કેટલાક સિદ્ધ મહાત્માઓ વર્તમાન કાળમાં ધર્મની અવનતિ થયેલી જોઇને તે અવનતિને દૂર કરવા માટે સંકલ્પબદ્ધ થયા છે. તેઓ દેશવિદેશમાં ભ્રમણ કરીને યોગ્ય ધર્મપિપાસુ વ્યક્તિઓને આ યોગસાધનનું

શિક્ષણ આપે છે, એટલુંજ નહિ પણ પોતાને લાંબા કાળથી પ્રાપ્ત થયેલી બહુદર્શિતાના બળે યથાસાધ્ય સાક્ષાત્કારની બાબતમાં પણ સહાય કરે છે. જો કોઈ મનુષ્ય પોતાનાજ પ્રયત્ન અને શોધક-બુદ્ધિ વડે મહાત્મા યુક્લિડના ભૂમિતિશાસ્ત્રનાં સકળ સત્યો આજે ફરી નવેસરથી શોધી કાઢવાની ઇચ્છા કરે, તો તેમાં તે હજાર વર્ષે પણ સફળ થાય કે નહિ તેનો સંદેહ છે; તથાપિ એ અટપટો વિષય વિદ્યાલયના વિદ્યાર્થીઓ તો યોગ્ય અધ્યાપકના શિક્ષણ મુજબ વર્તીને બહુ થોડા સમયમાં સંપૂર્ણ સમજી અજમાવીને પાકો કરી લે છે; તે પ્રમાણે સંસારની વિવિધ જંજાળો છતાં સિદ્ધ મહાત્માઓની સહાયતાથી (સલાહ-ઉપદેશ મેળવી તે મુજબ વર્તીને તેની સહાનુભૂતિ-કૃપા આકર્ષવાથી) થોડાજ સમયમાં કેટલાક ગૃહસ્થાશ્રમીઓ પણ કૃતકૃત્ય થઈ ગયા છે, અને અનેક થશે એ પણ નિઃસંશય છે.

**પ્રશ્ન**—ધર્મલાભમાં પ્રતિકૂળતાઓ કઈ કઇ છે ?

**ઉત્તર**—સૌથી પહેલું અને મુખ્ય તો દરેક પાપ ધર્મલાભનું વિરોધી છે. તે પછી બીજો નંબર અહંકાર અને સંસારાસક્તિનો આવે છે. એ બધું જ્યાંસુધી નષ્ટ ન થાય, ત્યાંસુધી સ્વાભાવિક વ્યાકુળતા પ્રકટતી નથી; અને ધર્મને માટે વ્યાકુળતા ઊપજે નહિ ત્યાંસુધી ગમે તેટલાં ઉપરચોટિયાં ધર્માનુષ્ઠાન કરવામાં આવે, તોપણ ધર્મનું ખરૂં રહસ્ય અને યથાર્થ મહત્ત્વ કળી શકાતું નથી.

**પ્રશ્ન**—આપની સાધનપ્રણાલી કેવી છે ?

**ઉત્તર**—મારી પ્રણાલિકામાં બહારના કોઈનું અવલંબન નથી; તેમ કોઇ જાતની પ્રક્રિયા પણ નથી. કેવળ સતત, અવ્યક્ત અને સજીવન સબળ પ્રાર્થના-એજ મારી સાધનપ્રણાલી છે. અનેક જણ તેને અજપા જાપ અથવા આંતરિક સાધના કહી

ઓળખે છે; કારણકે એમાં અવિશ્રાન્ત સાધના કરવી પડે છે.

**પ્રશ્ન**—પ્રાણાયામ એ સાધન કહેવાય કે નહિ ?

**ઉત્તર**—પ્રાણાયામને સાધન કહેતા નથી. એને તો ભૂતશુદ્ધિ કહી શકાય; કારણકે એનાથી મુખ્યત્વે શરીરની શુદ્ધિ સધાય છે તથા કંઈક અંશે મનની એકાગ્રતા પણ થાય છે. પ્રાણાયામ એ તો માત્ર બાહ્યસાધન અને અવલંબન છે. જેમ મૃદંગ, કાંસીજોડાં, સારંગી, રાગ, આલાપ ઇત્યાદિ બાહ્યસાધન અને અવલંબન વડે ભક્તિસાધનમાં કંઇક સહાય મળે છે, તેવી પ્રાણાયામ વડે યોગસાધનમાં પણ સહાય મળે છે. જ્યાં જ્યાં સાધકનાં શરીર તંદુરસ્ત, આહારવિહાર સાત્ત્વિક અને અંતર નિષ્પાપ હોય ત્યાં ત્યાં પ્રાણાયામનું પ્રયોજન નથી.

**પ્રશ્ન**—સાધક બનવા માટે કેવી યોગ્યતા હોવી જોઇએ ?

**ઉત્તર**—એમાં પાંડિત્ય, ધનધામ કે લૌકિક ચતુરાઇ વગેરેની જરૂર નથી. ધનવાન કે દરિદ્ર, વિદ્વાન કે મૂર્ખ, સ્ત્રી કિંવા પુરુષ, હિંદુ કિંવા મુસલમાન, ખ્રિસ્તી તેમજ બ્રાહ્મોસમાજી, મૂર્તિપૂજક કે કુસંસ્કારોમાં દબાયલો કોઇ પણ મનુષ્ય જે પોતાની વર્તમાન અવસ્થાથી અસંતુષ્ટ થઇને યોગસાધના માટે વ્યાકુળ થાય; તથા જ્યાંસુધી તેને સ્વાભાવિક શ્રેષ્ઠતા પ્રાપ્ત ન થાય ત્યાંસુધી સાધના સંબંધી સકળ નિયમો, તેની વિવેકબુદ્ધિની વિરુદ્ધ ન જતા હોય તે પાળવાને કબૂલ હોય, તે પ્રત્યેક આ સાધના સાધવાને પાત્ર છે.

**પ્રશ્ન**—સાધનાની ઇચ્છાવાળો મનુષ્ય વ્યાકુળભાવે પ્રાર્થના કરી રહ્યો છે કે કેમ તે શી રીતે નક્કી કરાય? મહાત્માઓમાં તો સામા માણસનું અંતર પારખવાની શક્તિ હોય છે ને?

**ઉત્તર**—મનુષ્ય અપૂર્ણ છે, તેથી તેની શક્તિ પણ અપૂર્ણ

છે. આપણે જેટલા પ્રમાણમાં ઇશ્વરના સમીપવર્તી થઇએ છીએ, તેટલા પ્રમાણમાં આપણી આભ્યંતરિક શક્તિઓનો વિકાસ થઇ ક્રમે ક્રમે તે પૂર્ણતા તરફ ધસે છે. પ્રત્યેક મનુષ્યનામાં બીજાના શરીરની પેઠે અંતર પારખવાની પણ શક્તિ રહેલી છે; પણ જેના જ્ઞાનમાં જડતા જેટલી અધિક, તેટલી તેની શક્તિ અલ્પ અને જેની અંતરદૃષ્ટિ જેટલા પ્રમાણમાં ખૂલી હોય છે, તેટલા પ્રમાણમાં તે સંસારના પદાર્થમાત્રના ગુણસ્વભાવ સમજવાને સમર્થ થાય છે. એ રીતે મહાત્માઓમાં સાધારણ લોકો કરતાં જ્ઞાન વિશેષ અને સ્વચ્છ હોય છે; તેથી તેઓ મનુષ્યની આંતરિક અવસ્થા દૂરથી પણ જોઇ જાણી શકે છે પરંતુ તેઓ સકળ વિષયના જ્ઞાતા હોય છે, એમ તો કહી શકાય નહિ.

**પ્રશ્ન**—યોગમાર્ગમાં વિચરનારી વ્યક્તિઓ મોટે ભાગે ભાવપ્રિય અને કાર્યવિમુખ હોય છે, એ વાત સાચી કે નહિ ?

**ઉત્તર**—એના કરતાં વિશેષ ભ્રમ બીજો કોઈ નથી. યોગીઓનાં કોઇ સમાચારપત્ર નથી હોતાં, ભાષણો નથી હોતાં કે કોઇ સાધનદ્વારા તેમના સમાચાર બહાર આવતા નથી. તેઓ ઘણું કરીને નિર્જન અરણ્યમાં કે ગિરિગુફામાં વાસ કરતા હોય છે અને કદી કદી વસ્તીમાં આવી ચઢે ત્યારે પણ સાધારણ જનસમાજ સાથે બે ચાર વાતો કરીને ચાલ્યા જાય છે. આ બધાં કારણોથી કોઇ એમ ધારી લે કે, તેઓ આળસુ પ્રકૃતિના, પડી રહેનારા, સંસારવિમુખ ભિક્ષુકમાત્ર છે; અથવા તો તે તેમનો ઘોર અપરાધી થાય છે, એમ હું માનું છું. જો એકાદ અઠવાડિયું પણ કોઇ સાચા યોગીના સહવાસમાં ગાળવાનું ભાગ્ય પ્રાપ્ત થાય તોજ સમજ પડે કે, તેઓ કેવા પરોપકારી અને લોકકલ્યાણ માટે વિચાર કરનારા છે અને કેવી પ્રબળ ત્યાગવૃત્તિ સ્વીકારીને

જનસમાજનાં દુઃખ ટાળવાને તથા સુખ વધારવાને મથે છે; તેમ કેવા અદ્ભુત નિયમો સમજી તથા પાળીને ઇષ્ટકૃપાથી તથા પોતાના પ્રયત્નથી કૃતકૃત્ય બને છે. જેમને આ જીવનમાં કોઇ સાચા યોગીનો કદાપિ મેળાપ થયો હોતો નથી, કોઇ મહાત્માના સમાગમથી જેણે પોતાનું જીવન ભાગ્યશાળી કર્યું નથી અને જેમણે વ્યસની, આળસુ, ઉદરપરાયણ, લોભી, લાલચુ, મોજશોખ કરનારા ઇત્યાદિ પ્રકારના અસ્વાભાવિક–અકુદરતી–ઉપલકિયા ભેખધારી સંન્યાસીનેજ જોવાથી સાચા યોગીનાં દર્શન કર્યાં છે એવું માની લીધું છે, તેઓ યોગીચરિત્રનું અદ્ભુત રહસ્ય શું જાણે? તેમને એ સંબંધમાં કંઇ પણ કહેવાનો અધિકાર નથી. જે દેશમાં ઋષિઓ કવિ હતા, ઋષિઓ દાર્શનિક હતા, ઋષિઓજ સાહિત્યલેખક હતા, વિજ્ઞાન આદિના શોધક પણ ઋષિઓજ હતા અને ઋષિઓજ જ્યોતિર્વિદ અને ગણિતશાસ્ત્રના પ્રકાશક હતા; દેહવિજ્ઞાન અને આયુર્વેદના ઉત્પાદક પણ ઋષિઓ હતા અને ઋષિઓજ રાજકાજના વ્યવસ્થાપક અને સુકાની હતા; તથા જે દેશના ઋષિઓ સંસારયાત્રાના નિર્વાહ માટે ઉપયોગની તમામ બાબતોના આદિ, મધ્ય ને અંતસ્વરૂપ હતા; તેજ દેશમાં આજે યોગ, તપસ્યા, આળસ અને બાહ્યભેખ તથા આડંબરને એકજ અર્થમાં ઓળખવામાં આવે છે, એના કરતાં વિશેષ આશ્ચર્યકારક અને દુઃખદાયક વાત બીજી શી હોઇ શકે? જે દેશમાં જનક, યાજ્ઞવલ્કય, વસિષ્ઠ આદિ મહાન યોગીઓ જન્મીને સંસાર અને ધર્મ એ એક અભિન્ન વસ્તુ છે એ મહાન સત્યનાં દૃષ્ટાંત જગતને પૂરાં પાડી ગયા છે; જે દેશમાં અગ્રગણ્ય તપસ્વી બુદ્ધદેવ, શંકરાચાર્ય, ગુરુ નાનક, કબીરજી, જ્ઞાનેશ્વર અને ચૈતન્યદેવ ઇત્યાદિ જનસમાજનું પરમ કલ્યાણ સાધવા માટે નિજ સુખ, સ્વચ્છંદતા, શાંતિ અને સમાધિ, રે! પોતાનું સમસ્ત

જીવન અર્પી ગયા છે; અત્યારે પણ જે દેશના આધ્યાત્મિક અને નૈતિક પાશવાચાર દૂર કરવા કાજે સિદ્ધ મહાપુરુષો પોતાની નિર્જન સાધનાનો ત્યાગ કરીને તથા અનાહાર, અનિદ્રા ઇત્યાદિના ક્લેશો સહીને પરિભ્રમણ કરી રહ્યા છે; હાય ! તેજ દેશના લોકો બરાડા પાડે છે કે, યોગથી તો સમાજમાં આળસ અને કર્મવિમુખતા આવી જશે. જેમની દૈવી સંપત્તિનો અને જેમના આધ્યાત્મિક મહત્ત્વ ને વીરત્વનો કિંચિત્ વૈભવ જોઇ યુરોપ–અમેરિકાના લોકો આશ્ચર્યચકિત થતા હતા અને જેમની બે–ચાર વાતોનો પ્રતિધ્વનિ માત્ર ઈમર્સન, કાર્લાઇલ ઇત્યાદિ પાશ્ચાત્ય યોગીઓદ્વારા પ્રાપ્ત કરીને ઓગણીસમી સદીના લોકો તેમને ભજવા લાગ્યા હતા, અને જે મહાત્માઓના કનિષ્ઠ ભ્રાતારૂપ જિસસ ક્રાઇસ્ટ અને મહમદ પેગંબર, હજાર દોઢ હજાર વર્ષથી પૃથ્વીના અધિકાંશ માનવસમુદાય પર પોતાનો પ્રભાવ પાડતા આવ્યા છે; તેજ યોગી મહાત્માઓનાં સંતાન હોવા છતાં પણ આજે આપણે એવાં અંધ બની ગયાં છીએ કે અંગ્રેજોની યૌવનસુલભ ચપળતા જોઇને ભ્રાન્ત બની જઇએ છીએ અને યોગને આળસ ગણી કાઢીએ છીએ–એના કરતાં શરમની વાત બીજી કયી હોઇ શકે?

ખરૂં જોતાં તો યોગ આળસનો ઉત્પાદક નથી, પણ તેથી ઊલટુંજ છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ, એ ત્રણેની ઉચિત મેળવણી અને ઉન્નતિ, એ યોગનું ફળ છે. પરમેશ્વર રસસ્વરૂપ છે. રસ જેમ વનસ્પતિના દેહમાં દાખલ થઇ એકી વખતે તેનાં મૂળ, થડ, ડાળીઓ અને પાંદડાં બધાંયમાં જીવનશક્તિનો સંચાર કરે છે; તેમ માનવઆત્મામાં પરમેશ્વરનો આવિર્ભાવ થતાં, તેના સમસ્ત ભાવ એક સાથે વૃદ્ધિંગત થાય છે. લૌકિક ઉન્નતિ એ તેથી વિરુદ્ધ સ્થિતિની સૂચક છે. તે પરમાત્મા પૂર્ણ છે, તેથી એ પૂર્ણ આદર્શ અંતરમાં પ્રકટ થતાં અપૂર્ણતા કિંવા

સંકીર્ણતાને ત્યાં સ્થાનજ રહેતું નથી. પ્રકૃત (સ્વાભાવિક-કુદરતી) ઉન્નતિ સિદ્ધ થઈ, એટલે કાર્ય તો કરવુંજ પડવાનું, કાર્ય કર્યા વગર રહેવાવાનુંજ નહિ; તોપણ બધા યોગીઓનું કાર્ય એકસરખું કિંવા એકજ પ્રકારનું હોય એમ તો કદી સંભવેજ નહિ. બધાએ પ્રચાર કે પ્રવચન કરવાં જોઇએ, કિંવા છાપાં ચલાવવાં જોઇએ કે પુસ્તકો રચવાંજ જોઇએ, નહિ તો તેઓ ક્રિયાશીલ કહેવાયજ નહિ; એમ કહેવું એ તો કેવળ અજ્ઞાનજ છે. બધાયને ધર્મપરાયણ યોગી થવાની અને સંસારનાં વિવિધ કાર્યોમાં વહેંચાઇ જવાની જરૂર છે. કોઇનું કાર્ય વ્યાખ્યાનો કરવાનું તો કોઇનું પુસ્તકો લખવાનું હોય; કોઇ ખેતીનું કામ કરે તો કોઇ જમીનજાગીરી કરે; કોઈ ન્યાયનું કાર્ય કરે તો કોઇ દેશસંરક્ષણ કાજે સમરાંગણ ખેડવાનું કામ કરે; કોઈ એકાંતમાં સાધન સાધે તો કોઈ પોતાના ધાર્મિક જીવનથી અમૂલ્ય ને વિરલ સત્યોનું શિક્ષણ આપે-અર્થાત્ યોગ સૌ કોઇને માટે સામાન્ય પાયારૂપ છે. એ પાયા પર સ્થિત થઇને જેને જે રીત અને જે બાબત અનુકૂળ હોય, તે તે પ્રકારે અને તે તે બાબત પાછળ માનવજાતિના કલ્યાણ માટે પોતાની જીવનયાત્રા ખેડયે જાય.

**પ્રશ્ન**—સત્યજ્ઞાન વિના ધર્મ સધાવાનો સંભવ નથી, તો પછી વહેમોની હાજરી છતાં યોગસાધના શી રીતે સાધી શકાય?

**ઉત્તર**—તેમ કદી સંભવે નહિ; પરંતુ એ પણ સત્ય છે કે, ધર્મનું સ્થાન પાછળ નહિ પણ આગળ છે-અર્થાત્ કે કુસંસ્કાર ને વહેમો ટળી જાય ત્યારેજ ધર્મનો ઉદય થાય એવું નથી; પણ પ્રથમ અંતરમાં કુદરતી સત્ય-ધર્મનો અંકુર ઊગે, તે પછીજ ધર્મનાં બાહ્યલક્ષણ પ્રકાશમાં આવે છે. પ્રથમ સત્ય જ્ઞાનનો ઉદય થાય ત્યારેજ વહેમ અને કુસંસ્કારજન્ય ભ્રમો દૂર થાય. દીવો લાવ્યા પહેલાં ગમે તેટલી કોશિશ કર્યા છતાં ઘરમાંનો

અંધકાર જેમ દૂર થઇ શકતો નથી, અને તે પછી પણ જેટલા પ્રમાણમાં પ્રકાશનાં કિરણો ઘરમાં પ્રવેશ કરે છે, તેટલાજ પ્રમાણમાં ઘર ઉજાસવાળું થવા પામે છે; તેવીજ રીતે સત્ય જ્ઞાન મનુષ્યના અંતરમાં જેટલા પ્રમાણમાં પ્રકટે છે તેટલાજ પ્રમાણમાં તેની અવસ્થા ઉન્નત થઇ શકે છે. પાપ અને દુર્બળતા આદિને કોઇ માત્ર પોતાનાજ પ્રયત્નથી દૂર કરી શકતો નથી; તેથી ધર્મસાધના શરૂ કરવાની સાથેજ કાંઈ ઉદ્ધાર થઇ જતો નથી. સાધનાની અંતિમ અવસ્થાનું નામજ મુક્તિ છે—અર્થાત્ સાધનના પરિણામરૂપેજ મુક્તિ પ્રાપ્ત થાય છે.

**પ્રશ્ન**—પ્રકૃત ( સાચી સ્વાભાવિક ) પ્રાર્થના કોને કહેવી ?

**ઉત્તર**—પ્રાર્થના એ કાંઇ વાણીવિલાસ નથી, મનોભાવ પણ નથી, તેમ કોઇ જાતની પ્રક્રિયા પણ નથી. પ્રાર્થના એ તો જીવાત્માનો એક સ્વભાવ છે. મનુષ્યને જ્યારે પોતાના અંતરમાં એક યા અનેક પ્રકારની ન્યૂનતા સમજાય છે—અનુભવાય છે અને પછી તે ઓછપને દૂર કરવા માટે તેના અંતરમાં પ્રબળ વ્યાકુળતા જાગી ઊઠે છે, તથા તે ઓછપ-અછત કિંવા દુર્બળતા ટાળવા વારંવાર માથાકૂટ કરવા છતાં પણ તેને દૂર કરવાની તેના પોતાનામાં તાકાત જણાતી નથી અને સર્વશક્તિમાન કરુણામય પ્રભુમાં એ શક્તિ છે, એવું જ્યારે તેને જણાય છે ત્યારે તેના આત્માની જે અવસ્થા થાય છે તેનું નામ પ્રાર્થનાની અવસ્થા છે. એ અવસ્થામાં તે કોઈ વાર મુખેથી શબ્દો બોલીને, કોઇ વાર રુદન કરીને, કોઇ વાર વિરહવ્યાકુળ થઇને, ધૂળમાં આળોટીને અગર દીર્ઘનિઃશ્વાસ નાખીને, અથવા તો સંપૂર્ણ ધીરજ અને શ્રદ્ધા-ભક્તિપૂર્વક અંતરમાં તેનું નામસ્મરણ કરીને પ્રાર્થના કરે છે.

**પ્રશ્ન**—સાધનાનું આંતરિક તત્ત્વ ભાષાદ્વારા પ્રકટ કરવાનું અસંભવિત હોય, તો પછી આપણે સામા માણસને તે કેવી

રીતે આપી શકીએ ?

**ઉત્તર**—સાધનાની બાહ્યક્રિયાઓ તથા નિયમો સમજાવી આપવાનું કામ વાણીદ્વારા થઇ શકે, પણ આંતરિક તત્ત્વ યાને ઉપરોક્ત જાગ્રત (સજીવન) પ્રાર્થનાનું શિક્ષણ ઉપદેશ દ્વારા આપવું અશક્ય છે; કિંતુ શરીર શરીર વચ્ચે અને મન મન વચ્ચે જેમ સ્વાભાવિક સંબંધ અને સહાનુભૂતિ હોય છે; તેમ આત્મા આત્મા વચ્ચે પણ સહાનુભૂતિ અને સંબંધ હોય છે. કોઇ પણ સમાજ અથવા સંપ્રદાયમાં એવાં દૃષ્ટાંતો સર્વદા મળી આવે છે. જ્યારે આચાર્ય ઉપાસના કરે છે ત્યારે, જ્યારે ઊંડા ભાવપૂર્વક પ્રભુની ઉપાસના થાય છે ત્યારેજ એકાગ્ર શ્રોતાજનો અથવા ઉપાસકોના અંતરાત્માને સચોટ સ્પર્શ કરે છે. એ સિવાય બીજા પ્રસંગોએ તો ઉપાસકો અથવા શ્રોતાજનો મોઢાની નીરસ વાતોજ માત્ર સાંભળીને ઊઠી જાય છે. એનું કારણ શું ? આધ્યાત્મિક સહાનુભૂતિજ એનું મૂળ કારણ છે. જેવી રીતે આચાર્યની સ્વાભાવિક સજીવન પ્રાર્થના ઉપાસકોના અંતરમાં સોંસરી ઊતરી જાય છે અને તેમના આત્માને ઢંઢોળી તેમનામાં પણ સજીવ પ્રાર્થનાને જન્માવે છે; તેવીજ રીતે ઉપાસકોમાંના પણ કોઇના અંતરમાં વાસ્તવિક સજીવ પ્રાર્થના જાગ્રત થાય છે, તો તેથી પણ એવી ને એટલીજ અસર થાય છે. આચાર્યને મુખે જો માત્ર નીરસ શુષ્ક શબ્દોનોજ પ્રવાહ નીકળ્યે જાય, તો તેનાથી કોઇનાં અંતર પ્રભાવિત થઈ ભક્તિરસથી ભીંજાતાં નથી; પણ એવામાં જો કોઇ ભાગ્યશાળી ઉપાસકના હૃદયમાં એકાએક જીવંત પ્રાર્થના જાગી ઊઠે તો, આધ્યાત્મિક સહાનુભૂતિના કારણથી તે આચાર્યના તેમજ અન્ય ઉપાસકોના અંતરમાં વ્યાપી જઇ તેમને બધાયને વિહ્વળ બનાવી મૂકે છે. એ નિયમને લીધેજ પ્રત્યેક વર્ષે ઉત્સવાદિ પ્રસંગે એવી ઘટના અનેક વાર બનતી જોવામાં આવે છે.

ત્યારે હવે સમજાશે કે, કોઇ મનુષ્ય સ્વાભાવિક વ્યાકુળતા-પૂર્વક એ પ્રાર્થનાની અવસ્થા પોતાના અંતરમાં પ્રકટાવવા ઉત્કંઠિત થયો હોય, તો કોઇ જાગ્રત શક્તિશાળી મહાપુરુષ પોતાની ઇચ્છાશક્તિના જોરે તથા ભગવત્કૃપાના નિયમાનુસારે પોતાના અંતરમાં પ્રકટેલી પ્રાર્થનાની અવસ્થાને તે ઉત્કંઠિત ઉપાસકના અંતરમાં રેડી અથવા જગાડી શકે છે. વસ્તુ તો તેની તેજ છે. જ્યારે કોઇ આતુર જન અત્યંત વ્યાકુળભાવથી વિનંતિ કરતો આવે છે, ત્યારે તેની આગળ હું મારા સમગ્ર અંતઃકરણ-પૂર્વક પ્રાર્થના કરૂં છું અને એજ વખતે હું મારા પૂજનીય ગુરુદેવ શ્રીપરમહંસ બાબાજીના શરણની સહાય લઉં છું. એટલે ઇશ્વરકૃપાથી અલ્પ સમયમાંજ તે ઉત્કંઠિત વ્યક્તિના હૃદયમાં પણ તેવાજ પ્રકારની પ્રાર્થના જાગ્રત થાય છે અને તેના અંતરમાં રહેલી યોગશક્તિ જાગ્રત થઇ વીકસે છે. એટલે પછી તેને એના સિવાય બાહ્ય જગતના બીજા કશાનું ભાન રહેતું નથી. આ અવ-સ્થાને યોગીજનો સંચારાવસ્થા કહે છે. તે પછી જે સાધક જેટલા પ્રમાણમાં વ્યાકુળતા અને નિષ્ઠાપૂર્વક એ સાધના કરે છે, તે તેટલાજ પ્રમાણમાં ગહન અને ગહનતર તત્ત્વોને પ્રાપ્ત કરતો થકો આશ્ચર્યમગ્ન બને છે. ક્રમે ક્રમે નૂતન નૂતન આભ્યંતરિક સત્યો અને રહસ્યો સઘળાં તેની આભ્યંતરિક ઇંદ્રિયોને ગોચર થાય છે. એ બધી અવસ્થાઓનું કોઇની આગળ વર્ણન કરી બતાવવાનો માર્ગ નથી. એમ કરતાં કરતાં આખરે તેની બધીજ આશા ફળીભૂત થાય છે, આકાંક્ષાઓની પરિતૃપ્તિ થાય છે, અનેક રસઝરણાં ખૂલી જાય છે; અને પરબ્રહ્મના કૃપાપ્રસાદથી સાધનની ઉચ્ચ અવસ્થામાં યોગનો આરંભ થાય છે અને તે અનંત કાળ લાગી ચાલે છે.

**પ્રશ્ન**—યોગસંબંધી જે જે ગૂઢ વાતોનો આપે આ સ્થળે

સ્ફોટ કર્યો છે, તેનાથી જનસમાજનું કંઇ અનિષ્ટ થવાનો સંભવ ખરો કે ?

**ઉત્તર**—ધર્મ એ માનવકુળની સામાન્ય સંપત્તિ છે. એની અંદર કંઇ છૂપું કે છુપાવવા જેવું નથી; તથાપિ જે ઠેકાણે જે વાત કહેવાથી લોકોનું અનિષ્ટ થવાની સંભાવના હોય, તે ઠેકાણે તે વાત કહેવી ઉચિત નથી. એટલા માટેજ યોગતત્ત્વ ચિરકાળથી ગુપ્તભાવે ચાલ્યું આવે છે. મારા આ ગ્રંથમાં યોગની કોઇ પણ આંતરિક વાત નથી. માત્ર બાહ્ય વાતોજ જાણવાની મળશે, અને એવી માહિતીથી કંઇ ખાસ અનિષ્ટ થવા જેવું નથી, પણ ઊલટું એ વિષે જે નાના પ્રકારના ભ્રમ અને આશંકાઓ પ્રચલિત છે તેનું નિવારણ થવા પૂરતીજ વાતો પ્રસિદ્ધ કરવાની મેં કોશિશ કરી છે. યોગસાધન એ આખોય પ્રત્યક્ષાનુભવનો વિષય છે. એમાં મતામત કિંવા પ્રણાલી જેવું કશુંજ નથી. માટે કોઈ પણ જાતના વિવેચનથી કે પ્રકાશનથી તેનું શિક્ષણ આપી શકાય તેમ છેજ નહિ. સદ્ગુરુની કૃપાદૃષ્ટિ થતાં ઇશ્વરની કરુણાથી જેના અંતરમાં એ સાધનાનો વિકાસ થાય તેજ સમજી શકે કે, એ વાસ્તવિક વિષય શો છે. બાકી જે લોકો પોતાની મેળે પ્રાણાયામ ઇત્યાદિ બાહ્યપ્રક્રિયાઓ કરવાની કોશિશ કરે છે, તેમને હું વિનીતભાવે સાવધાન કરી દઉં છું કે, એ પ્રમાણે કરવું અત્યંત હાનિકારક છે. એમ કરવા જતાં સેંકડો લોકો કોઢ, સારણ, પ્રમેહ ઇત્યાદિ દુઃસાધ્ય રોગોના ભોગ બની પારાવાર પીડા ભોગવતા થયા છે. ધર્મલાભ માટે જેમનામાં સાચી વ્યાકુળતા ઉદ્ભવી હોય તેમણે ઈશ્વરનો આશ્રય લઇ તેની આગળ નિયત પ્રાર્થના ગુજારવી અને યથાશકય સુમાર્ગ શોધી કાઢવો; એટલે વખત આવતાં પ્રભુ પોતેજ સઘળી ગોઠવણ કરી આપશે.



# अध्याय ३ जो

[ ગોસ્વામીજીએ બ્રાહ્મોસમાજની ઉપાસના ઉપરાંત યોગસાધન કર્યા પછી કલકત્તાની બ્રાહ્મોસમાજ તરફથી તેમનો પરિત્યાગ થયો, છતાં કેટલાક સમય સુધી ઢાકા ( પૂર્વબંગાળ ) ની બ્રાહ્મોસમાજના આચાર્યપદ પર તેઓ રહ્યા હતા. તે વખતે ઉત્સવાદિ પ્રસંગોએ બ્રાહ્મો-સમાજની વેદી પરથી તેઓશ્રીએ જે ઉપદેશ કરેલા, તે પૈકી કેટલાકનો સંગ્રહ થઇ “ વકતૃતા અને ઉપદેશ ” એ નામના પુસ્તકરૂપે બહાર પડયો છે. તેમાંથી કેટલોક ઉપદેશ આ અધ્યાયમાં આપ્યો છે. ]

(૧)

માર્ગશીર્ષ ૨૪, બંગાબ્દ, ૧૨૯૩

## તત્ત્વવિદ્યાલયના ઉત્સવ વખતે આપેલું વ્યાખ્યાન

આજે માનવ-જીવનનું લક્ષ્ય શું ? એ વિષય પર કંઇક બોલવાની મને સિફારસ કરવામાં આવી છે. શરીર અશક્ત છતાં બની શકશે તેટલું એ વિષે વિવેચન કરીશ.

વિશ્વવિધાતા જગતકર્તા પરમેશ્વરે જડ, ઉદ્ભિજ્જ, કીટ-પતંગ, પશુપંખી, મનુષ્ય વગેરે જે જે કંઇ ઉત્પન્ન કર્યું છે– તેમાંની ગમે તે વસ્તુ જોઇશું તો જણાશે કે, તે પ્રત્યેકમાં કંઇ ને કંઇ ઉદ્દેશ રહેલો છે. કરુણામય જગદીશ્વરે પદાર્થમાત્રમાં ઉદ્દેશસિદ્ધિ માટે જે સકળ ઉપાય ને કૌશલ્યની યોજના કરેલી છે,

તેમને મનુષ્ય બુદ્ધિબળે સમજી શકે છે. આ વિશ્વસંસાર જો સુ-સંબંદ્ધ ન હોત, તો કોઇને પણ વિશ્વપતિનો ખ્યાલ આવી શકત નહિ. અરણ્યમાં એક પથ્થરનો ટુકડો પડેલો જોઇને કોઈનું ચિત્ત તેમાં પરોવાતું નથી; પરંતુ એમાં જો કંઇ કારીગરી જેવું જણાય, કિંવા કોઇ મહેલનો ભાંગેલો ભાગ જણાય, તો મનુષ્યની કાર્ય-કારણનું અનુસંધાન કરનારી વૃત્તિ એકદમ કાર્ય કરવા મંડી પડે છે. એ ટુકડો અહીં ક્યાંથી આવ્યો? અવશ્ય કોઇ બાહોશ કારી-ગરે એને આ ઘાટ આપ્યો છે; એવા એવા ભાવો મનમાં ઊપજે છે. વળી એજ પ્રમાણે અરણ્યમાં ફરતાં ફરતાં એકાદ ફૂલ કિંવા કેટલાંક ફૂલ આમ તેમ નજરે પડે, તો તેનાથી મન ન પણ આકર્ષાય; પરંતુ એકાદ પુષ્પહાર ગૂંથેલો જણાય તો તો તે તરફ મન તરત દોડવાનું. તે વખતે આપણને તરતજ વિચાર સ્ફુરે છે કે, અવશ્ય કોઇ ગૂંથવાની આવડતવાળાએ આ હાર ગૂંથેલો છે, એ એની પોતાની મેળે ગૂંથાયેલો નથી. જે કાર્ય-કારણનું અનુસંધાન કરનારી વૃત્તિદ્વારા પથ્થરમાં રહેલી કારી-ગરી અને પુષ્પમાળમાં રહેલું કળાકૌશલ્ય જોઇને તેના બનાવ-નારનું જ્ઞાન આપણને પેદા થાય છે; તેજ વૃત્તિદ્વારા આપણને જગતકર્તાનું જ્ઞાન થઇ શકે છે. તેણે આ જગતમાં જે બધું કળા-કૌશલ્ય રાખ્યું છે, તે બધું એક રીતે આપણને વિવિધ પ્રકારે ઉપયોગી છે અને બીજી રીતે જોઇએ તો એના દ્વારાજ આપણને જગતકર્તાનું જ્ઞાન લાધે છે. એક તણખલું ઉપાડીને જોવાથી અજ્ઞાની મનુષ્ય કંઇ વિશેષ સમજી શકતો નથી, પરંતુ જે વનસ્પતિશાસ્ત્રનો જાણકાર હોય છે તેને તો તેમાં કેટલુંક કૌશલ્ય જોવાનું મળે છે. ચોતરફ આવી રહેલાં આ વૃક્ષ, લતા ને છોડવાઓમાં કેટલું બધું કળાકૌશલ્ય રહેલું છે! ઔષધ વગેરે કેટલા બધા ઉપયોગમાં આવે છે! કોઈ પણ સ્થળે એવો કોઇ

પદાર્થ નથી કે જે પ્રયોજન વગર પેદા થયો હોય. પ્રત્યેક પદાર્થમાં પરમેશ્વરે તેનો શુભ ઉદ્દેશ પાર પાડવાની શક્તિ મૂકેલી છે. એક આંબાના ગોટલાને ઉત્તમ ખેતરમાં કે બાગ-બગીચાઓમાં ન રોપતાં એક કુંડામાં રોપીશું, તો તેનો છોડવો થશે ખરો, અને તે બે ચાર માસ જીવતો પણ રહેશે; પરંતુ તેની જોઇએ તેટલી વૃદ્ધિ ન થતાં તે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવામાં આગળ વધી નહિ શકે; કેમ જાણે પરમેશ્વરે તે વૃક્ષને એ રીતે અને એ ઉપાયે વધવાની મના કરી ન હોય! જે વસ્તુ જે ઉદ્દેશ માટે પેદા થઇ છે અને તેની સિદ્ધિ અર્થે સૃષ્ટિકર્તાએ આસપાસની વસ્તુઓમાંથી જે સહાય મળવાની ગોઠવણ કરેલી છે, તેમાં જો અંતરાય થાય તો તે ઉદ્દેશ સધાતો નથી. ફળ આપવાં એ વૃક્ષ-બીજનો ઉદ્દેશ છે; અને જે સઘળા ઉપાયોથી ફળ પેદા થાય તે બધાય તે બીજમાં સમાયલા છે; તથા પ્રકાશ, યોગ્ય સ્થળ, માટી ઇત્યાદિ જે સકળ પદાર્થની સહાયની જરૂર છે તે પણ હાજર છે; પણ એ ઉપાય અને સહાય આડે જો કોઇ અંતરાય ઊભો થાય, તો વૃક્ષબીજ ફળ આપી શકતું નથી. સઘળાં વૃક્ષો માટે એજ પ્રકાર સમજવાનો છે. પ્રત્યેક વૃક્ષની મારફત એક એક ઉદ્દેશ સધાય છે. વનસ્પતિસૃષ્ટિમાંથી કેટકેટલાં ફળ, કેટકેટલાં ધાન્ય નીપજે છે અને કેટકેટલાં ઔષધો પેદા થાય છે; તથા એ ઉદ્ભિજ્જ અથવા વનસ્પતિસૃષ્ટિ સાથે આપણો શારીરિક સંબંધ એટલો બધો રહેલો છે કે જેનો પારજ ન આવે.

જગતના પ્રત્યેક જીવમાં પણ એકેક ઉદ્દેશ રહેલો છે. પશુપંખી, કીટપતંગ બધાંય પોતપોતાના ઉદ્દેશમાર્ગમાં વિચરી રહ્યાં છે. જેમણે બહુ બહુ અવલોકનો કરી જ્ઞાન મેળવ્યું છે, તેઓને ખબર હોય છે કે, કયા જીવ આપણને કેટલા ઉપકારક થઇ શકે છે. અનેક પંડિતોનો મત છે કે, પૃથ્વી પર સર્પસૃષ્ટિ

ન હોત તો પૃથ્વીનું અનિષ્ટ થાત. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પરમેશ્વરે પેદા કરેલાં પ્રાણીમાત્રમાં કોઈને કોઇ ઉદ્દેશ રાખેલો છે.

મનુષ્યજીવનમાં કેવળ ઉદ્દેશજ નથી, લક્ષ્ય પણ છે. બીજા પદાર્થોમાં એ લક્ષ્યનો અભાવ હોય છે. આંબાને ખબર નથી હોતી કે તે શા માટે ફળ આપે છે, સૂર્યને ખબર નથી હોતી કે તે શા માટે પ્રકાશનાં કિરણ ફેંકે છે, તેઓ તેમ કર્યે જાય ને એ રીતે ઉદ્દેશ સાધે છે; પણ જાણતા નથી કે, શા માટે તેઓ તેમ કરે છે. તેમનું પોતાનું કોઇ લક્ષ્ય હોતું નથી, પણ સ્વાભાવિક નિયમના યોગેજ ઉદ્દેશની સિદ્ધિ થાય છે; પરંતુ મનુષ્યના સંબંધમાં તેમ નથી. મનુષ્યપ્રાણીને લક્ષ્ય હોય છે. મનુષ્યપ્રાણીના બે ભાગ છે—એક શરીર અને બીજો આત્મા. મનુષ્યમાં જડ, ઉદ્ભિજ્જ, પશુપંખી, કીટપતંગ વગેરેના ભાવ અર્થાત્ કે વિશ્વબ્રહ્માંડના સમસ્ત પદાર્થના ભાવ વિદ્યમાન છે. મનુષ્યના શરીરમાં જડ અને ઉદ્ભિજ્જના ભાવ છે; તેમ આહાર, નિદ્રા વગેરે પાશવ પ્રકૃતિ પણ રહેલી છે. તેના સિવાય જે ઉચ્ચ પ્રકૃતિને લીધે તેને મનુષ્ય કહેવામાં આવે છે, તેના વડેજ જગતકર્તાને પિછાણીને મનુષ્ય કૃતકૃત્ય બની શકે છે. શરીરને જેમ ઉદ્દેશ છે, તેમ આત્માને ઉદ્દેશ તથા લક્ષ્ય બંને છે. શરીર યંત્ર છે અને જીવાત્મા તેનો યંત્રી છે. આ શરીર જીવાત્માને રહેવાનું એક ઘર છે. પક્ષીને માટે જેમ પાંજરૂં હોય છે, તેમ જીવાત્માને માટે આ શરીર છે. આંખોથી જોઇ શકાય છે, હાથો વડે કાર્ય થઇ શકે છે; પણ એ કાર્યો શું આંખ ને હાથ કરે છે? ના, મડદાંને આંખો અને હાથ જેમનાં તેમ હોવા છતાં તે વડે કશું કરી શકાતું કેમ નથી? વસ્તુતઃ જીવાત્માજ એઓ દ્વારા એ કાર્યો કરે છે.

આ શરીરનું પણ યોગ્ય આહારવિહાર દ્વારા સંરક્ષણ ન થાય, તો તે રોગી થઇ જઇ તેના દ્વારા ઉદ્દેશ સિદ્ધ થઇ શકતો નથી;

એટલા માટેજ પંડિતો કથી ગયા છે કે, "शरीरमाद्यं खलु धर्मसाधनम् યાને શરીર એજ ધર્મસાધનનું આદિ અંગ છે." અનેક જણ એવાં હોય છે કે, તેઓ ધર્મસાધન કરવા જતાં શરીરની ઉપેક્ષા કરે છે, પણ તેમ કરવું કોઇ રીતે ઉચિત નથી. શરીર એ ઇશ્વરે આપેલું ધન હોવાથી જે લોકો એના પ્રતિ ઉપેક્ષા રાખી તેનું જતન કરતા નથી, તે લોકો તેને પેદા કરનાર પરમેશ્વરનીજ અવગણના કરે છે. અનેક જણ એ વાત ન સમજી શરીરને રોગિષ્ટ કરી દે છે, તેથી તેમના ઉદ્દેશસાધનમાં અડચણ આવે છે. માટે જેમનું વય હજી નાનું છે, તેમણે જે નિયમોથી શરીરનું સ્વાસ્થ્ય જળવાઇ રહે, તે નિયમોથી વાકેફ થઇ તેનું પાલન કરવાની અત્યંત આવશ્યકતા છે. શરીર એક વાર જો દોદળું બન્યું તો ચિરકાળ સુધી પીડા ભોગવવી પડે છે અને પરિણામે સંસારક્ષેત્ર તેમ ધર્મક્ષેત્ર બન્નેમાં નુકસાન થાય છે. બીજા જે જે પદાર્થો પ્રભુએ પેદા કર્યા છે, તે તે પદાર્થો તો પોતપોતાનો ઉદ્દેશ સમજી શકતા નથી; કિંતુ મનુષ્યપ્રાણીને જ્ઞાનશક્તિ આપીને પ્રભુએ તેને સમજવાનો અધિકારી બનાવ્યો છે. એ જ્ઞાન દ્વારા મનુષ્ય જ્યારે શરીરનો ઉદ્દેશ સમજતો થાય છે, ત્યારેજ તે શરીરની અવજ્ઞા કે ઉપેક્ષા કરતો અટકે છે,

પરમેશ્વરે સમસ્ત બ્રહ્માંડમાં જે જે રાખેલું છે, તે તે તમામ તેણે મનુષ્યમાં મૂકેલું છે; તે એવા ઉદ્દેશથી કે, મનુષ્ય પોતે પોતામાંથીજ સમસ્ત બ્રહ્માંડનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે. આપણે જેવી રીતે અન્ય પદાર્થનો ઉદ્દેશ સમજીએ છીએ, તેવીજ રીતે આપણાં પોતાનાં ઉદ્દેશ અને લક્ષ્ય પણ આપણે સમજવાં જોઇએ. શરીરનો ઉદ્દેશ તો આપણે સહજ સમજી શકીએ તેમ છીએ; પરંતુ આપણા આત્માનો ઉદ્દેશ સમજવો કપરો છે; કારણકે શરીર એ બહારની વસ્તુ છે અને આત્મા એ અંદરની વસ્તુ છે. 'હું કોણ?'

એ પ્રશ્નનો વિચાર કરતાં જો ' શરીર એજ હું ' એવો સિદ્ધાંત બાંધી લો, તો તો પછી આપણો ઉદ્દેશજ આપણાથી સમજી શકાશે નહિ. ' હું ' એ આ શરીરથી પૃથક્ વસ્તુ છે એ જાણી શકાય, તોજ ઉદ્દેશ સમજી શકાય છે. એટલા માટે પૂર્વાચાર્યો શરીર એ ' હું ' નથી–' હું ' અને ' શરીર ' ભિન્ન છીએ '–એવો વિચાર કરવાનો ઉપદેશ આપતા. મનુષ્ય જ્યારે ' દેહ એ ' હું ' નથી ' એવું સમજતો થાય છે, ત્યારેજ આત્મતત્ત્વનું ચિંતન કરવામાં તે પ્રવૃત્ત થાય છે; અને ત્યારેજ તેને જણાય છે કે, પ્રત્યેક મનુષ્ય કયા મુખ્ય કાર્ય માટે જન્મ્યો છે અને કયું એક ગૌણ કાર્ય પ્રત્યેક મનુષ્યને કરવાનું હોય છે. આ વાત જ્યારે સમજાય છે, ત્યારેજ તેને સમજણ પડે છે કે, આ વિશ્વ બ્રહ્માંડ એ એક મોટું યંત્ર છે અને પ્રત્યેક મનુષ્ય તે યંત્રના અંગરૂપ એક એક નાનકડી કળ છે. જો કોઈ યંત્રના કારખાનામાં જઈને જોશે તો તેને જણાશે કે, નાની નાની અનેક કળો અને એક મોટી કળને લીધેજ એ આખું મોટું યંત્ર ચાલી રહ્યું છે. એમાં નાનામાં નાની મેખો હોય છે ને પટીઓના ટુકડા પણ હોય છે. એ બધાંમાંથી એકને પણ દૂર કરતાં યંત્ર ચાલી શકતું નથી; તે પ્રમાણે મનુષ્યસમાજ પણ એક મોટું યંત્ર છે અને પ્રત્યેક મનુષ્ય તેમાં આવેલી એક એક નાની કળરૂપ છે. આપણે એવો ખ્યાલ ન લાવવો જોઇએ કે, જગતના હિત માટે અમે જેવું મોટું કાર્ય કરીએ છીએ, તેવું મોટું કાર્ય બીજાં બધાં કરતાં નથી. પ્રત્યેક વ્યક્તિ જગતનું કાર્ય કરી રહી છે. શ્રીરામચંદ્રજીના સમુદ્રબંધનના કાર્યમાં નલ, નીલ, હનુમાન વગેરે બધાય મહાવીરોએ સહાય કરી હતી; એટલુંજ નહિ પણ ક્ષુદ્ર ગણાતી ખીસકોલીઓએ પણ યથાશક્ય સહાય કરી હતી. તેવી રીતે આ ભવસાગર કે જે અત્યારે છે ને ભવિષ્યમાં પણ હશે, તેમાં મોટા લોકો જે રીતે કામ કરે

છે, તે રીતે સાધારણ લોકો પણ પોતપોતાનું કાર્ય પૂરું કરે છે.

'શરીર એજ હું' એ મોહ જ્યાંસુધી ન છૂટે, ત્યાંસુધી મનુષ્ય પોતાના 'સ્વ' ને પિછાની શકતો નથી; તેમ પોતાનો ઉદ્દેશ પણ સમજી શકતો નથી. આથીજ મનુષ્ય આ કામમાં ને તે કામમાં માર્યો માર્યો ફરે છે, પણ કશાયમાં તે સ્થિર થતો નથી. જ્યાંસુધી મનુષ્ય પોતાના ઉદ્દિષ્ટ સ્થળે પહોંચતો નથી, ત્યાંસુધી તે સ્થિર થઇ શકતો નથી. જેઓ આત્મતત્ત્વને સારી રીતે હૃદયંગમ કરી શકયા નથી હોતા, તેઓ આ કામમાં ને તે કામમાં અથડાય કુટાય તે પછીજ તે પોતાનો ઉદ્દેશ સમજી શકે છે; પણ જેઓ જ્યાંસુધી પોતાને 'શરીર' તરીકેજ માન્યા કરે છે, તેઓ ત્યાંસુધી પોતાનો ઉદ્દેશ કદી પણ સમજી શકતા નથી.

એક મનુષ્યનો ઉદ્દેશ બીજાથી સાધી શકાય નહિ. લીંબુડી, આંબો વગેરે જુદા જુદા વર્ગનાં વૃક્ષોથી અન્ય વર્ગના ઝાડનો હેતુ સરી શકતો નથી. વળી એક એક વર્ગમાં પણ જાતજાતના પેટાવર્ગો હોય છે. કેરી કે લીંબુના ફળનાજ કેટલા બધા પ્રકાર છે? અને તેમાંના એકથી જે કાર્ય થાય છે તે બીજાથી થઇ શકતું નથી; તેવીજ રીતે મનુષ્યમાં પણ ભિન્ન ભિન્ન શ્રેણીઓ અથવા પ્રકાર હોય છે; અને વળી પ્રત્યેક મનુષ્ય એકબીજાથી સ્વતંત્ર હોય છે. એ પૈકી એક શ્રેણી અગર એક વ્યક્તિનો ઉદ્દેશ બીજીથી સાધી શકાતો નથી. જે કાર્ય કરવાથી મનુષ્યને સુખ મળે, ઉત્સાહ મળે અને જીવાત્માનો વિકાસ થતો રહે; તેજ કાર્ય તેના જીવનનું વ્રત બનવું જોઇએ. પછી એ કાર્ય કરતાં લક્ષાવધિ લોકો અડચણકર્તા થાય, રે! હિમાચલ જેવો પ્રચંડ પહાડ આવીને સામો ખડો રહે તોપણ એ બધાં વિઘ્ન અને અંતરાયોને ઉલ્લંઘી જઇ "આ કાર્ય કરવાનેજ પરમેશ્વરનો મને આદેશ છે" એમ સમજી તે આગળ વધી શકે છે. એ રીતે જે વ્યક્તિ પોતાના ઉદ્દેશ અનુસાર કાર્ય

કર્યે જાય છે; તે વ્યક્તિ જુવાનીમાં જેટલી ઉત્સાહી હોય છે તેટલી-જ ઉત્સાહી ઘડપણમાં પણ હોય છે—અર્થાત્ એનો ઉત્સાહ અટલ ભાવે હંમેશ ટકી રહે છે. તેજ કાર્ય કરવાનો આપણો ઉદ્દેશ સમજવો, કે જે કાર્ય કરવામાં આંતરિક ઉત્સાહ, આનંદ અને આત્મસંતોષ ઊપજે; અને જે કાર્ય કરવાથી નિરુત્સાહ, નિરાનંદ અને ગ્લાનિ થયા કરે, તે કાર્ય કરવાનો આપણા જીવનનો ઉદ્દેશ નથી એમ સમજી લેવું. આ ઠેકાણે કોઇ શંકા ઉઠાવશે કે, "એ ઉદ્દેશ સામાન્ય હોય, તો તેમાં શું બગડી જાય? જેમકે કણિયારૂં, ગાંધિયાટું, લેખનવૃત્તિ, શિક્ષકવૃત્તિ, ધર્મપ્રચાર, ખેતી, ગોરપદું, વાણિજ્ય વગેરે સામાન્ય ઉદ્દેશ પણ હોઇ શકે. કેવળ ધર્મપ્રચાર કરવો એજ મનુષ્યનો ઉદ્દેશ છે અને ગાંધિયાટું કે કણિયારૂં નહિ, એમ કોણ કહી શકે?" આ સંબંધમાં પૂર્વેજ કહેવાઇ ગયું છે કે, આ માનવસમાજરૂપી યંત્રનો પ્રત્યેક મનુષ્ય એક એક અંશ છે. જે વ્યક્તિ જે કાર્ય માટે પેદા થઈ છે તે વ્યક્તિ તેજ કાર્ય કરે. જે કાર્ય કરવા યોગ્ય જેની પ્રકૃતિ અને પ્રારબ્ધ છે, તે વ્યક્તિ તે કામ જેવી સારી રીતે કરી શકે છે, તેવી રીતે તે કામ બીજાંઓ કરી શકતાં નથી. ઝાડુવાળાનું કામ ઝાડુવાળો કરે અને ધર્મ-પ્રચારકનું કામ ધર્મપ્રચારક કરે. એમાંનું કોઇ પણ કામ નાનું કે નજીવું નથી.

કાર્ય એ મનુષ્યનો ઉદ્દેશ છે એ વાત ખરી, પણ તે તેનું લક્ષ્ય તો નથીજ. ઉદ્દેશની માફક લક્ષ્યને પણ જાણવાનો ઉપાય છે. બાલ્યાવસ્થામાંથીજ આપણને મોટી વસ્તુ લેવાનું સારૂં લાગે છે. એક નાનો અને એક મોટો એમ બે પેંડા બાળક પાસે ધરતાં તે મોટોજ લેવાનો આગ્રહ રાખે છે. વળી સુંદર વસ્તુઓનો ચાહ બચપણથીજ મનુષ્યમાં હોય છે. સુંદર ચાંદો, સુંદર ફૂલ, સુંદર કપડું, એ વગેરે સુંદર ચીજો બાળકને બચપણથીજ બહુ ગમે છે.

વળી જે વસ્તુઓ કલ્યાણકર હોય છે તેના પ્રત્યે પણ બચપણથીજ મન આકર્ષાય છે. વળી જે માણસ બાળકને ચાહતો હોય છે તેને બાળક પણ ચાહવા માંડે છે. એવી કેટલીક અવસ્થાઓ તો કોઇના પણ શીખવ્યા વિનાજ પોતાની મેળેજ ઉપજે છે. બચપણમાંથીજ મનુષ્યમાં પોતાના પ્રાણ બચાવવાની ચાહના જણાય છે. બાલ્યાવસ્થામાં એવો પણ ખ્યાલ હોય છે કે, 'મા' બધુંજ કરી શકે; એ વિશ્વાસને લીધેજ બાળક માના ખોળામાંથી ઊઠીને સિંહ કે વાઘને પણ થાપટ મારવા દોડે છે; કકડતી ઠંડીથી બીજાં બધાં આકુળવ્યાકુળ બને છે, ત્યારે બાળક મજેથી માના ખોળામાં બેઠું બેઠું હસતું હોય છે કે, "માના ખોળામાં છું, પછી ભય કેવો ?"

એ બધા ભાવો બાલ્યાવસ્થામાંથીજ કાર્ય કરે છે; કેમ કરે છે, તેની ખબર નથી. ઉંમર જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ પદાર્થનાં તત્ત્વોની સમાલોચના કરતા થઇએ છીએ. કિંતુ ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, પર્વત, સમુદ્ર વગેરે જેવા વિશાળ પદાર્થોથી પણ આપણા મનની તૃપ્તિ થતી નથી; અને એ બધા વિશાળ પદાર્થો કરતાં પણ અધિક વિશાળ તત્ત્વ તરફ–અનંત તરફ મન દોડવા માંડે છે. એટલા માટેજ ઋષિ લોકોએ કહ્યું છે કે, "भूमैव सुखं नाल्पे सुखमस्ति" બ્રહ્માંડભરના સકળ સુંદર પદાર્થો જોવા છતાં અંતરને તેમાંથી તૃપ્તિ મળી શકતી નથી તેથીજ તે અનંત સૌંદર્ય તરફ–અનંત પ્રેમ તરફ–તે ચિરમંગળ ધામ તરફ દોડવા માંડે છે. એ પરમ સુંદર, અનંત અને મંગળમય ધામ તે કયું ? તો તે બ્રહ્મ. "आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।" "यतो वा इमानि भूतानि जीवन्ति, येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभिसंविशन्ति, तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।" અર્થાત્ જેને જાણનારને પરમાનંદ થાય છે અને ભયમાત્ર ભાગી જાય છે; જેનામાંથી આ સકળ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે, જેના વડે તે રક્ષાય

છે અને પ્રલયકાળે પાછી જેમાં પ્રવિષ્ટ થાય છે, તેજ બ્રહ્મ છે; એના સિવાય બીજા જે કાંઇની ઉપાસના કરતા હો તે બ્રહ્મ નથી. તે બ્રહ્મનેજ ભજો. તે બ્રહ્મજ મહાનથી મહાન અને सत्यं शिवं सुंदरम् છે; માટે બીજું જવા દઇ તેનેજ જાણવાની ઇચ્છા કરો. જેમ નદીનો પ્રવાહ નીચાણની દિશામાં દોડયો જાય છે, તેમ અંતઃકરણની ગતિ પણ એ પરમ અનંતની દિશામાં, એ મંગળમયની દિશામાં અને એ પરમ સૌંદર્યની દિશામાં થયા કરે છે અને જ્યારે એવી સ્થિતિ થાય છે, ત્યારેજ મનુષ્ય પોતાનું ખરૂં લક્ષ્ય સમજવા શક્તિમાન થાય છે. માનવનું લક્ષ્ય શું ? તો કે એ અનંતતા, એ સુંદરતા, એ મંગળમાત્રના મૂળધામરૂપ સર્વશક્તિમાન પરમેશ્વરજ માનવનું લક્ષ્ય છે. એ રીતે જેણે પોતાનું પરમ લક્ષ્ય નક્કી કરી દીધું હોય છે, તે વ્યક્તિ તે લક્ષ્યને પ્રાપ્ત ન થાય, ત્યાંસુધીનું પોતાનું જીવન વૃથા ગણે છે.

જેમ કોઇ ખલાસી પોતાની હોડીનું લંગર નાખ્યા પછી ગમે તેટલાં ઉપરાઉપરી હલેસાં મારે જાય તોપણ તે હોડી જરા પણ આગળ ચાલતી નથી અને જ્યાં હતી ત્યાંની ત્યાંજ હલેસાં માર્યા પછી પણ હોય છે; તેમ બીજા કોઈ પાર્થિવ ( લૌકિક ) પદાર્થમાં આસક્ત રહીને ગમે તેટલા પ્રયત્ન કરવામાં આવે, પણ જરાએ લક્ષ્ય તરફ આગળ વધાતું નથી. મનુષ્ય જ્યારે ખરા લક્ષ્ય તરફ વળે ત્યારેજ તેને પોતાની સ્વાભાવિક શક્તિ કેટલી છે તેની સમજણ પડે છે. જ્યાંસુધી પરમાત્માનો પરમ પ્રકાશ જીવાત્મામાં પ્રકટે નહિ, ત્યાંસુધી આત્માની શોભા કયાંથી હોય ? સૂર્યનાં કિરણો જેટલો વખત ચંદ્રમાં પહોંચતાં નથી, તેટલો વખત ચંદ્રને તે વળી શોભા કેવી ? સૂર્ય પોતાનો પ્રકાશ આપે છે ત્યારેજ ચંદ્ર પ્રકાશિત થઇને પૃથ્વીનો અંધકાર દૂર કરે છે, તેમ વિશુદ્ધ જીવાત્મામાં પરમાત્માનો પ્રકાશ પડે છે ત્યારેજ

આ ભવસાગરનો અંધકાર નષ્ટ થઇ શકે છે.

જ્યાંસુધી એ પરમ લક્ષ્ય સ્થિર ન થયું હોય, ત્યાંસુધી લોકો વિવિધ લૌકિક પદાર્થોના મોહમાં પડીને જીવન વૃથા ગુમાવી દે છે. લોકોને એ ખરૂં લક્ષ્યસ્થાન જ્યાંસુધી સમજાયું હોતું નથી, ત્યાંસુધી તેઓ કદાપિ ધર્મસાધન કરવા સમર્થ થતા નથી. જ્યાંસુધી ધર્મનું લક્ષ્ય સ્થિર ન થાય, ત્યાંસુધી આજે હું ધર્મની એક વાત કહેતો હોઉં તો કાલે વળી તેનાથી ઊલટી વાત કહેતો થાઉં અને મનની અવસ્થા આજે જેવી છે તેવી ને તેવીજ કાલે પણ રહેવાની. લંગર નાખેલી હોડીને દશ દશ હલેસાંથી ચલાવવા જાઓ તોપણ તે તલમાત્ર આગળ વધવાની નહિ; તેજ પ્રમાણે પરમેશ્વર સિવાય અન્ય પદાર્થમાં આસક્ત રહીને દશે ઇંદ્રિયોદ્વારા ગમે તેટલું કાર્ય કરવામાં આવે તથાપિ ઇશ્વરના માર્ગમાં કિંચિત્ પણ પ્રગતિ કરી શકાતી નથી. જેમની હોડી ચાલે છે તેઓ પાનપટ્ટી ને હુક્કા બીડીઓની લહેજત લેતા થકા હરખાય છે; તેમ જેની જીવનનૌકા ભગવાનની દિશામાં પ્રયાણ કરતી હોય છે તે પણ ભગવાનનું કાર્ય કરતો થકો વિમલ આનંદામૃતનું પાન કરી હરખાય છે.

કલકત્તાથી શાંતિપુર જતી વખતે હોડી ચાલે છે કે નહિ તેની ખબર શી રીતે પડે છે? તો કે માર્ગમાં આવેલાં ભિન્ન ભિન્ન સ્થાનકો અને ગામડાંઓને હોડી એકે એકે કરીને છાંડતી જાય અને એમ કરતાં કરતાં આખરે શાંતિપુર પહોંચે ત્યારે હોડી ચાલી અને ધારેલા સ્થળે પહોંચી એમ સમજાય; પણ તેને બદલે જો માર્ગમાંનાં ગામો વગેરે ન દેખાય અને કલકત્તાનું કલકત્તાજ દેખાયા કરે, તો આપણી નાવડી ચાલતી નથી એમ સમજાય છે. એજ પ્રમાણે જેમનું જીવન ધર્મમાર્ગમાં વિચરતું હોય છે, તેને નિત્ય નિત્ય નૂતન અવસ્થાનો અનુભવ થતો ચાલી

જ્ઞાન, પ્રેમ અને પવિત્રતા પ્રાપ્ત થતી રહે છે; પણ જો તેમ ન થતું હોય અને મનની અવસ્થા પહેલાંના જેવીજ રહેતી હોય, યાને પહેલાં જેવુંજ જૂઠપ્રપંચ, આહારવિહાર, રાગદ્વેષ, વિષયવાસના ઇત્યાદિ રહ્યા કરતું હોય, તો સમજવું કે, લક્ષ્યની દિશામાં કિંચિત્ પણ પ્રગતિ અથવા લેશ પણ ધર્માચરણ થતું નથી. ઉપાસના કરાતી હોય, સંકીર્તનાદિ થતાં હોય, સત્કાર્ય પણ ચાલતાં હોય અને તેમાંથી આનંદ પણ થતો હોય, છતાં આંતરિક જીવન ફેરવાતું ચાલી અસત્યમાંથી સત્યમાં, દ્વેષમાંથી પ્રેમમાં અને પાપમાંથી પવિત્રતામાં આચરણવિચરણ થતું ન લાગે તો સમજવું કે, ઉપરોક્ત કાર્યોમાં મળતો આનંદ એ બ્રહ્માનંદ નથી, પણ લોકકીર્તિથી કિંવા નાટકથી અથવા વિષયોથી મળતા આનંદના જેવો તત્કાળ પૂરતોજ છે અને હજી પરમ લક્ષ્ય નક્કી થયું નથી. પોતાનાં માત્ર સગાંવહાલાંને જોઇને ઉમળકો આવે, તોપણ જાણવું કે મારી જીવનનૌકા કયાંક ખૂંચી રહી છે અને લક્ષ્યની દિશામાં આગળ વધતી નથી. માર્ગમાં હજારો લલચાવનારાં પ્રલોભનો આવે ત્યારે ભુલાવું ન જોઇએ કે મારે તો મારી જગદંબાની સોડમાં જવું છે–મારે પોતાને ઘેર જવું છે; પણ જેનું લક્ષ્ય એક વાર યથાવત્ સ્થિર થયું હોય છે, તેજ ત્યાં જઇ પહોંચે છે.

પહેલાંના આચાર્યો લક્ષ્યની સ્થિરતા થઇ ન હોય, ત્યાંસુધી ધર્મોપદેશ કિંવા દીક્ષાનું દાન કરતા નહોતા. મહાત્મા ઇસુ ખ્રિસ્તની પાસે ધર્મની દીક્ષા લેવા માટે બે માછીમારો ગયા હતા. તેમને સુંદરતા તરફ બહુ આસક્તિ હતી. તેથી ભગવાન જિસસે કહ્યુ કે, “તમારી પાસેની આ સુંદર સુંદર ગૂંથેલી જાળોને તમે જો સદાને માટે જળસમાધિ કરાવી દો, તોજ તમને ધર્મની દીક્ષા આપી શકું.” વળી પ્રતિષ્ઠા અને આબરૂના ઘમંડવાળો એક માણસ જિસસ પાસે દીક્ષા લેવા આવ્યો પણ પ્રતિષ્ઠિત

સમાજમાં તેની હલકાઇ ન થાય એટલા માટે તે રાત્રિની વેળાએ આવ્યો ને દીક્ષા માટે પ્રાર્થના કરી; એટલે જિસસે કહી દીધું કે, "તને તે નહિ મળે." સનાતન ગોસ્વામી પાસે એક બ્રાહ્મણે આવીને કંઇક ભિક્ષા માગી; એટલે તેઓશ્રીએ એક પારસમણિ તે બ્રાહ્મણના હાથમાં મૂક્યો. એ પારસમણિ જોઇને બ્રાહ્મણને વિચાર સૂઝ્યો કે જે વ્યક્તિને આ પારસમણિ કરતાં પણ વધારે મૂલ્યવાન વસ્તુ પ્રાપ્ત થઇ ન હોય તે વ્યક્તિ આવો કિંમતી પારસમણિ આપી દેવાને કદાપિ સમર્થ થઈ શકે નહિ. એ વિચાર આવતાંજ બ્રાહ્મણે હાથ જોડીને સનાતન ગોસ્વામીને કહ્યું કે, "પ્રભો! એવું તે કયું રત્ન આપને પ્રાપ્ત થયું છે, કે જેની તુલનામાં આ પારસમણિ સુદ્ધાં આપને તુચ્છ ભાસે છે? આપ મને એજ રત્ન આપવાની કૃપા કરો." ત્યારે શ્રી સનાતન ગોસ્વામીજી બોલ્યા કે, "હે વિપ્ર! આ પારસમણિને અને તેની સાથે સર્વ પ્રકારની લૌકિક લોભ-લાલચોને જો તું સદાને માટે જમનાજીમાં પધરાવી દઇ શકે, તોજ હું તને તે બહુમૂલ્ય રત્ન આપી શકું." એ વચનો સાંભળતાંજ બ્રાહ્મણે હાથમાંનો પારસમણિ સર્વ લાલચો સહિત ફેંકી દીધો અને ગોસ્વામીજીએ તેને ધર્મદીક્ષા આપી. કહેવાની મતલબ કે લક્ષ્ય એક વાર સ્થિર થયા વગર ધર્મમાર્ગમાં ચાલવાને મનુષ્ય કદાપિ શક્તિમાન થતો નથી. લક્ષ્યસ્થાને પહોંચવાની તાલાવેલી જ્યાંસુધી ન જાગે ત્યાંસુધી બાહ્ય કાર્ય વગેરે ગમે તેટલું કર્યાં છતાં પણ ધર્મનું વાસ્તવિક ગૌરવ સમજી શકાતું નથી. એટલા માટેજ પહેલાંના આચાર્યો પ્રથમ ક્ષેત્ર ઠીકઠાક થયેલું જોતા તોજ બીજારોપણ કરતા.

આ સંસારમાં મારે સદાકાળ રહેવાનું નથી, તો પછી પરલોકમાં હું શેનું અવલંબન કરીશ યાને શેને આધારે વાસ કરીશ-એવો વિચાર મનમાં સ્ફુર્યા વગર વૈરાગ્ય ઊપજતો નથી.

સત્ય, સુંદર ને મંગળમય દેવતા એવો જે પરમાત્મા એજ જો આપણું વાસ્તવિક લક્ષ્ય બને, તો પછી તેને પ્રાપ્ત કર્યા વગર આપણાથી જંપાતુંજ નથી; સંસારનાં સમગ્ર ધનરત્નાદિ સંપત્તિથી પણ તૃપ્તિ થતી નથી. સમગ્ર સંસારના બદલામાં પણ જો એ પરમ લક્ષ્ય પ્રાપ્ત થતું હોય, યાને આ અનિત્યના બદલામાં જો સકળ સારના સારરૂપ એ નિત્ય વસ્તુની પ્રાપ્તિ કરી શકાતી હોય, તો તો આપણા જેવા ચતુર વેપારી કોણ કહેવાય ?

"युवैव धर्मशीलः स्यात्" અર્થાત્ બચપણથીજ ધર્મલાભ કરવા માંડવો જોઇએ. જેઓ યુવાવસ્થામાં પણ ધર્મલાભ લેતા નથી, તેઓ ધર્મનું અને માનવજીવનનું લક્ષ્ય સમજી શકતા નથી. પ્રથમ તો શરીર અને મનનો ઉદ્દેશ જાણી લઇને શરીરને તેને ઉપયોગી બનાવો. પછી જ્ઞાનની ઉન્નતિ, અને સર્વ વ્યવહાર અને પદાર્થની સાથે જ્ઞાનનો મેળ સાધવો જોઈએ, તે સમજી લઇને સાધવાના હેતુથી સંસારમાં પ્રવેશ કરો અને ભગવાનનું કાર્ય કર્યે જાઓ; એટલે એ सत्यं शिवं सुंदरम् ના લક્ષ્યસ્થાને પણ પહોંચી જવાશેજ. આ સંસાર એ જાણે એક નદી છે, જીવન એ નૌકા છે, પ્રત્યેક કાર્ય એ તેનું હલેસું છે અને ભગવાન પોતે લક્ષ્યસ્થાન છે. જેવી રીતે કલકત્તેથી શાંતિપુર પહોંચતાં જણાય છે કે, જેટલા લોકો કલકત્તેથી શાંતિપુર આવવા નીકળ્યા હતા તે બધાંયે ત્યાં આવી પહોંચ્યા છે–કોઇ સ્ટીમરમાં બેસીને તો કોઈ વહાણમાં ચઢીને; કોઇ મોટા મછવામાં બેસીને તો કોઇ નાની નાવડીમાં બેસીને, પણ આવ્યાં તો બધાંય છે. ધનવાન તેમ દરિદ્ર, શેઠ તેમ મજૂર બધાંયે શાંતિપુરને કિનારે ઊતર્યા છે; એજ પ્રમાણે મનુષ્યનું લક્ષ્યસ્થાન જે પરમેશ્વર તેને પ્રાપ્ત થતાં જણાઇ રહે છે કે, સર્વ મનુષ્યો નાના પ્રકારનાં કાર્ય કરીને—કોઈ ધર્મ-પ્રચારનું કાર્ય કરીને તો કોઇ મહેનતમજૂરી કરીને, કોઇ વેપાર

ખેડીને તો કોઈ ખેતી કરીને, એમ વિવિધ ઉપાયથી સઘળાં જણ એ અસલ લક્ષ્યસ્થાન જે પરમેશ્વર તેનેજ આવી મળ્યા છે. જેઓ સિદ્ધ થયા છે અર્થાત્ જેઓ પોતાના લક્ષ્યસ્થાનને પ્રાપ્ત કરી ચૂકયા છે, તેઓ જોઇ શકે છે કે, સંત–સાધુઓ તેમજ મહેનતમજૂરી કરનારાં ગરીબ માણસો–એ બધાંય એ દયામયી વિશ્વજનનીના ખોળામાં રમી રહ્યાં છે. આ લોક પણ તેમને એના ખોળામાં રહેલું જણાય છે, તેમ અપરલોક પણ એના ખોળામાં દેખાય છે. આ લોકમાંથી લક્ષ્યસ્થાનમાં પહોંચાતાં પરલોક જોઇ શકાય છે, તેમ પરલોકમાંથી લક્ષ્યસ્થાનમાં જતાં આ લોકનાં પણ દર્શન થઇ શકે છે. એ ઠેકાણે **परिपूर्णमानंदम्** વર્તી રહ્યો હોય છે. હિંદુ, ખ્રિસ્તી, મુસલમાન, બ્રાહ્મણ વગેરે બધાય તેના ખોળામાં ખેલી રહ્યા છે. કેટલા ઋષિઓ, કેટલા મુનિઓ, કેટલા ફકીરો, ઇસુ-ખ્રિસ્ત, નાનક, કબીર—બધાય તેના ખોળામાં બિરાજી રહેલા જણાય છે. તેના સિવાય બીજું કોઇ લક્ષ્ય આપણું છે નહિ. માટે એ લક્ષ્યસ્થાને પહોંચવું હોય તો પ્રતિદિન આગળ વધવું જોઇએ. પ્રતિદિન જો પ્રગતિ સધાય તોજ તે લક્ષ્યસ્થાને પહોંચી શકાય અને તેમ થાય ત્યારેજ **परिपूर्णमानंदम्** નો ધ્વનિ અંતરાત્મામાં-થી નીકળે અને ત્યારેજ આપણું જીવન કૃતાર્થ અને મિષ્ટ બને.

(૨)

**સ્થળ**–ઢાકા, પૂર્વબંગાળ,–બ્રાહ્મોમંદિર
**સમયઃ**– ૪ માઘ, ૧૨૯૩, બંગાબ્દ

રાજર્ષિ જનકની પાસે આવીને કેટલાક ઋષિઓએ જિજ્ઞાસા કરી કે, "મહારાજ ! પ્રજાપાલન અને યોગસાધન એ ઉભય કાર્યો એકી સાથે આપ કેવી રીતે કરી શકો છો? યોગી લોકો તો કહે છે કે, ચિત્તનો સંયમ સધાયા વગર યોગસાધન થઇ શકે નહિ;

તો આપ તો ગૃહસ્થાશ્રમી અને તેમાંયે વળી રાજા હોવા છતાં આ બન્ને કાર્ય કેવી રીતે કરી શકો છો? કેટલી બધી વિશાળ વસ્તી માટે કામ કરવાનું; એવા ભારે રાજકાજમાં પણ આપ કેવી રીતે ચિત્તવૃત્તિનો નિરોધ કરીને તેને ભગવાનના ધ્યાનમાં યોજો છો, એ જાણવાનું અમને ભારે કુતૂહલ થયું છે." એ સાંભળી જનક રાજા બોલ્યા કે, "આપ ઋષિજનો બધુંજ જાણો છો તથાપિ દયાભાવથી આપ લોકોએ પ્રશ્ન કર્યો છે, તો એ બાબતમાં હું જેટલું જાણું છું તેટલું અવશ્ય કહીશ.

"આ સંસારમાં જે જે કંઇ જણાય છે, તે સઘળુંજ તેનું-પરમેશ્વરનું છે. આ મહેલ-મંદિરો, દાસદાસીઓ, હાથીઘોડાઓ વગેરે વિવિધ ભોગ-ઐશ્વર્ય જે કંઈ જણાય છે તેમાંનું કશુંજ મારૂં નથી-એવું ચિંતન કરતો થકો હું મારૂં કાર્ય કર્યે જાઉં છું. બધુંજ પરમેશ્વરનું હોઇ તેનાજ મહિમા વડે આવી મળેલું છે. હું તેનુંજ કાર્ય કરૂં છું, કિંબહુના-તે પોતેજ મારા દ્વારા આ કાર્ય કરે છે. હું તો દાસ માત્ર છું. પ્રભુજીની મરજી પ્રમાણે ચાલું-એવા ભાવથી હું તેનાં કાર્ય કર્યે જાઉં છું. જે કંઈ છે તે બધુંજ તેનું છે-એ માત્ર મોઢે બોલવાની વાત નથી, પણ વાસ્તવિક અર્થમાં સમજું છું અને એમાં મારો દૃઢ વિશ્વાસ છે. જેનું રાજ્ય આ વિશ્વ-સંસાર છે તેને હું શોધું છું. તેને નિકટમાં નિકટ રાખીને અને સદા તેની નિકટમાં રહીને હું તેનાં દર્શન કર્યાં કરૂં-એજ માત્ર મારી અભિલાષા છે. જેણે એક વાર પણ મારા પ્રભુજીનું સ્વરૂપ નીરખ્યું છે, તેને અન્ય કોઇ પણ વસ્તુમાં આનંદ આવતો નથી. જ્યાંસુધી એમ ન બન્યું હોય, ત્યાંસુધીજ તેને આમાં, તેમાં કે પેલામાં આનંદ પડે; પણ જ્યાં એક વાર પણ તે અનંત આનંદનો સાક્ષાત્કાર થયો કે પછી પૃથ્વીની કોઇ પણ ચીજમાં તેને સુખાનુભવ થતો નથી. હું જે જે કંઇ કરૂં છું

તે દરેકમાં તેનેજ કર્તા તરીકે દેખું છું. અનંત વિશ્વ સંસારનો પ્રભુ અથવા માલિક તે છે, આનંદ માત્રનું મૂળ તે છે; તેને એ રૂપે જ્યાંસુધી ઓળખી શકાય નહિ, ત્યાંસુધી સંસારમાં રહીને યોગસાધન થવું કઠિન છે, પણ તેની કૃપાથી બધું બની શકે છે. મારૂં માનવું છે કે, સંસારમાં સ્વાભાવિક ઉપાસના વગર, કેવળ 'હું' 'હું' કરતાં ભટકયા કરવાથી મનુષ્ય કદાપિ સુખી થઇ શકતો નથી. એક વાર પણ તેની ઝાંખી થાય તોજ તે નિશ્ચિંત થઈ શકે છે અને ત્યારેજ તેને ખરો સુખાનુભવ થાય છે. બાકી તો આ ભૂતળ પર તેને ખરૂં સુખ, કે પરમ ધર્મ કશાયનો લાભ થઇ શકતો નથી. તેનું જીવન કેવળ કલેશ, વ્યાધિ, જરા, શોક અને દુઃખમાંજ સમાપ્ત થઇ જાય છે. જો સુખી થવા ચાહતા હો તો સઘળુંજ એનું છે, એવા દૃઢ વિશ્વાસપૂર્વક સંસારમાં રહો. એ સૃષ્ટિકર્તા, વિશ્વવિધાતા, પ્રભુ કયાં ગયો એમ એકમાત્ર વિચાર કરી તેનીજ શોધ કરો; તેનાજ યોગ, ધ્યાન, તપસ્યા અને ધર્મકર્મમાં મશગૂલ રહો. "તે કયાં છે ? તે કયાં છે ? કયાં ગયો તે ?" એમ માત્ર બોલવાની ખાતર નહિ પણ અંતઃકરણપૂર્વક સરળ મનથી તેની શોધ કર્યે જાઓ. જેટલા દિવસ એ સત્ય દેવતાનાં દર્શન નહિ થાય, તેટલા દિવસ અંતર અસ્થિર રહેશે, વ્યાધિગ્રસ્ત રોગીની પેઠે વ્યગ્ર અને અસ્વસ્થ થશે, પણ તેને માટે જે એવી રીતે તલપાપડ બને છે, તેનેજ તે દર્શન આપે છે; અને દર્શન મળ્યા પછી અન્ય કોઇ પણ બાબતમાં આસક્ત થવાનું અસંભવિત બની જશે. જ્યારે આવી સ્થિતિ થાય ત્યારેજ સંસારમાં રહ્યા છતાં ધર્માચરણ થઇ શકે; એમ ન થાય તો કેવળ ધર્મકથા સાંભળવાથી, કેવળ વાંચવાથી કે મોઢાની વાતો કરવાથી ધર્માચરણ થતું નથી."

જનકે જે કહ્યું છે તે વાસ્તવિક સારરૂપ છે. જ્યાંસુધી પર-

આત્માનો સાક્ષાત્કાર થતો નથી, ત્યાંસુધી ખરૂં ધર્માચરણ થતું નથી; ત્યાંસુધી તો તે માત્ર ભાવના કે અનુમાનનાજ વિષય તરીકે રહે છે. તેને પ્રાપ્ત કરવા માટે કેવળ મોઢાનીજ નહિ પણ યથાર્થ વ્યાકુળતા હોય તો તો હાંક મારતાંમાંજ તે દેખા દે છે, પણ એ વ્યાકુળતા માત્ર મૌખિક ન હોવી જોઇએ. અર્થાત્ પ્રભુ નામનો એક વાર પોકાર કર્યો, એક બે વાર હાય–અફસોસ કરી વ્યાકુળતા દાખવી અને પછી બાકીનો સમય ખાનપાન અને ધનધામ પાછળ ખરચો, એમ કરો તે ન ચાલે. એની પ્રાપ્તિ માટેની વ્યાકુળતા વ્યાધિગ્રસ્ત રોગીની પાણીની તરસ જેવી તીવ્ર હોવી જોઇએ. રોગી જેમ "પાણી આપો, પાણી આપો, એક ટીપું પાણી આપો; અરે! હજી પણ આપો" એવો પોકાર કર્યા કરે છે, પણ માત્ર એ 'પાણી' શબ્દ બોલવાથી તેની તરસ છીપતી નથી. કલ્પનાના પાણીથી, વાતચીતના પાણીથી કે 'પાણી' એ શબ્દથી શું તેને ટાઢક વળે છે? વાતથી તે વળી તરસ છીપે ખરી? તરસ છિપાવવા માટે તો વાસ્તવિક પાણી જોઇએ; તે નજર આગળ આવવું જોઇએ અને જીભની સાથે તેનો યોગ થવો જોઇએ–ત્યારેજ તરસ છીપે. એવી વ્યાકુળતા સહિત જો પ્રભુને ચાહી શકાય તો તરતજ તેનાં દર્શન પામી શકાય. બાકી જો મુખથી એનો પોકાર કર્યા કરીએ અને હૃદયમાં ભાવ હોય બીજી વસ્તુનો, તો તો પછી તેનું પરિણામ સંતોષકારક ક્યાંથી આવે? આપો દર્શન, ઓ પરમેશ્વર! મને દર્શન આપો; હું તમને ચાહું છું–તમારે માટે તલસું છું, તમારા દીદાર મને દેખાડો; અન્ય કશુંજ મારૂં નથી; બંધુ–બાંધવ કોઇ મારૂં નથી; હું એકલો જન્મ્યો છું, એકલો રહ્યો છું ને એકલો જવાનો છું; તું મારો છે અને હું તારો છું. આટલા દિવસ હું માનતો હતો કે, મારે અંગત સગાંવહાલાં, બંધુ–બાંધવ બધાંયે છે; પણ તે ક્યાં છે? મારા અંતરની મર્મકથા, મારા અંતરનો

ગૂઢ વિષય અને હૃદયની વ્યથા તો કોઈ કરતાં કોઈ સમજી શકતું નથી. ઊલટાં એ લોકો ઉપરથી ટપલા મારે છે; વ્યથા ઉપર વ્યથા કરી દાઝયા ઉપર ડામ દે છે. આવી અવસ્થામાં મારી વ્યથાનું ઓસડ મને તારા સિવાય બીજે કયાંથી મળે તેમ છે?

એક વાર પ્રભુનાં દર્શન પામ્યા પછી તો ' ઓ મારા પ્રભુ! ઓ દીનબંધુ! ઓ દયાના સાગર!' એમ કહી બોલાવતાંજ " એ આ રહ્યો બેટા! આ આવ્યો, બોલ જોઈએ કેમ બોલાવે છે?" એમ કહેતોકને તે અંતરમાં પ્રકટ થાય છે–બાળકને રોતું સાંભળી મા જેમ દોડી આવે છે તેમ જેટલી વ્યાકુળતાથી અને જેટલી દીનતાથી તેને પોકારશો, તેટલાજ વેગથી તેના દીદાર સ્પષ્ટ દેખાશે. એ સમયે એ સર્વસ્વ પરમેશ્વરને તમારી નિકટમાં, રે! તમારા અંતરમાં અપૂર્વ ભાવે પ્રકાશતો જોઇ તમે કૃતકૃત્ય થઇ જશો અને બોલી ઊઠશો કે, " એજ એ! એજ એ! એજ એ! એજ સામે છે! એજ પ્રાણની ભીતર છે. અહા! કેવો અપૂર્વ! સત્ય! સત્ય! સત્ય!! એને હું જોઉં છું, પકડું છું; હવે હું એને છોડનાર નથી, એજ સત્ય છે, એજ યથાર્થ છે." બાળકો જેમ કહે છે કે, " ભાઇ! આ રમતની વસ્તુ નથી, પણ સાચી વસ્તુ છે"–તેમજ ધર્મ એ ખરેખર વાસ્તવિક વસ્તુ છે. પહેલાં હું પણ એમ ધારતો હતો કે, ધર્મ એ પુસ્તકના લખાણની વસ્તુ છે, પણ આજે જોઉં છું કે, તે સત્ય વસ્તુ છે. એ સત્યની એક રેખા માત્ર એક વાર હાથમાં પકડી લો; સંસારમાં સુખી અને ધર્મપરાયણ થવાનો એ સિવાય અન્ય ઇલાજ નથી. મનુષ્ય ભલે હજારો ભજન–કીર્તન કરતો હોય, હજારોહજાર ધર્મની વાત કરતો હોય, હજારો વાર ઉપદેશ સાંભળતો હોય, પ્રાર્થના કરતો હોય કે ઉપાસના કરતો હોય; છતાં અંતરમાં કોઇ બીજાજ પદાર્થ ઉપર લક્ષ્ય રાખી તેનું પૂજન કરતો હોય છે; તો

જ્યાંસુધી તે અન્ય વસ્તુ પ્રત્યેની આસક્તિ છૂટતી નથી, ત્યાંસુધી પરમાત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી. આથીજ એને પ્રાપ્ત કરવાની ખરી ઇચ્છા છે કે નહિ તે સારી રીતે તપાસી લેવું ઉચિત છે. થોડુંક ધર્માચરણ કર્યું કિંવા બેએક ધર્મની વાતો ગોખી લીધી, તેથી કંઇ વળે નહિ.

મોટે ભાગે આવી સ્થિતિ છે, તેથીજ સંસાર આપણે માટે ક્લેશનું કારણ થઇ રહે છે. સંસારી જન એક વાર ધન–જનથી ભરપૂર બની કેવો આમોદપ્રમોદ કરતો દેખાય છે અને બીજી વાર તે પદાર્થોનો નાશ થતાં તે કેવો શોક–દુઃખનો ભોગ થઇ પડે છે ! આ સુખ, આ દુઃખ, આ આરોગ્ય, આ રોગ, આજે શાંતિ તો કાલે ઘોર અશાંતિ–એમ કેવળ કષ્ટમાંજ સંસારપ્રેમીને દિવસો ગાળવા પડે છે; પરંતુ જો પરમેશ્વરની પ્રાપ્તિ કરી શકાય, એનેજ વાસ્તવિક સત્ય તરીકે ઓળખી શકાય, તો તો પછી આનો આજ સંસાર આપણે માટે ધર્મક્ષેત્ર બની રહે અને જનકરાજાની માફક આપણે સઘળા સંસારમાં રહેતા થકા યોગસાધન કરી શકીએ. અત્યારે તો આપણે ધર્મને માત્ર પોષાક જેવો બહાર દેખાડવાનો ઉપલકિયો પદાર્થ સમજીએ છીએ; પણ એવી સમજણથી કામ ન ચાલે. અમુક અમુક વખતે ધાર્મિક વાર્તાલાપ કર્યો અને ધાર્મિક દેખાવ યાને અમુક જાતનાં વસ્ત્ર અને છાપાંતિલકાદિ કર્યાં; પણ પછી અન્ય સમયે તો આપણી રહેણીકરણી અધાર્મિક રાખીએ તે ન ચાલે. લોહી જેમ શરીરના એકેએક ભાગમાં વહી રહ્યું છે, તેમ ધર્મનો અમલ પણ રોમેરોમમાં જામે નહિ, ત્યાંસુધી માત્ર ઉપલકિયા ભાવથી પ્રભુને ખોળવાથી ખરી અને સદાની સુખશાન્તિ મળે ખરી કે ? લોકોને દેખાડવા માટે, લોકોમાં સાધુ કે ભક્ત કહેવડાવીને પ્રશંસા મેળવવા ખાતર જે કંઈ કરો, તેથી શું સાચો ધર્મ સધાય કે ? અલબત નહિજ.

એવી રીતથી તો ઊલટો કપટાચારજ આવે અને વધે છે. એકાંતમાં શાંત ચિત્તે વિચાર કરી અંતરમાં તપાસી જુઓ કે, ' મારી પ્રાર્થના એ માત્ર કવિકલ્પના છે કે સાચી છે? પ્રભુ પ્રત્યે મારો વાસ્તવિક પ્રેમ અને ભક્તિભાવ છે કે નહિ? હું ખરેખર કોને શોધું છું? આ ઘડીએજ મોત આવીને ઊભું રહે તો હું શું કહું? ' સંસારની કોઇ પણ વસ્તુ હું ચાહતો નથી, માત્ર પરમેશ્વરનેજ ચાહું છું ' એવું મારે મુખે નીકળી શકશે ખરૂં કે? " જો એમ થઇ શકે એવી સ્થિતિ પ્રાપ્ત કરી હોય તો તો નક્કી રાજર્ષિ જનકની પેઠે તે મનુષ્યને પરમાત્મપ્રાપ્તિ આ સંસારમાંજ થઇ શકે; પણ ઘણાખરા સાધકોની ખરી સ્થિતિ એવી છે કે, જે જોઇને આપણને શરમ આવે છે. આપણા અંતરમાં ધનધામ, માનબડાઈ ને યશકીર્તિ ઇત્યાદિની વાંચ્છના ભરેલી હોય છે અને છતાં મુખવડે ' ધર્મ, ધર્મ ને ધર્મ 'ની વાતો કરતા ફરીએ છીએ. શરમની વાત છે, તિરસ્કાર આવે છે. ધર્મને નામે લોકોની નિંદા ને ઘૃણા કરીએ છીએ ને તેમનો અણવિશ્વાસ રાખીએ છીએ, એટલે આપણને જોતાંજ લોકો કહેવા લાગે છે કે, ' ધર્મમાં કંઇજ દહાડો વળે તેમ નથી; ' જુઓને, આ વ્યક્તિ ' પરમેશ્વર, પરમેશ્વર ' કરતી ફરે છે પણ પોતાના જીવનમાં તો જરાય પલટો દેખાતો નથી; પોતાના સોળેસોળ આના સાધીને, કિંવા દમડીએ દમડી સાચવીને ધર્મસાધન કરવાની ઇચ્છા રાખે છે. એવી રીતે આપણાં કાર્યોથી ધર્મના ઉપર આપણે તો ઊલટા લાંછન ચઢાવીએ છીએ એટલુંજ. આપણી એવી નીતિરીતિ જોઇને નાસ્તિકો ઘૂરકી ઊઠે છે કે, ' જુઓ, તમો આસ્તિકો અને અમો નાસ્તિકોના જીવનમાં કેટલો બધો તફાવત છે? અમે કેવું જીવન ગાળીએ છીએ અને તમે કેવું ગાળો છો? ખાલી અમસ્થા બરાડા પાડીને ' ધર્મ, ધર્મ ' કર્યા કરો છો. " સાચી વાત છે, ખાલી અમસ્થું ' ધર્મ,

ધર્મ ' બોલ્યા કરવું તેના કરતાં તો નાસ્તિક થઇ જવું બહેતર છે. તેમજ આપણું સર્વસ્વ નરકમાં ડૂબી જાય એ સારૂં; પણ આપણી વાતથી ધર્મ પર કલંક આવે અને આપણું જીવન જોઇને લોકોને ધર્મ પર અવિશ્વાસ આવે એના કરતાં ભારે અપરાધ બીજો કોઇજ નથી. તેથીજ કહું છું કે, આ સંસારમાં ધાર્મિક થવું, સાચું ધર્માચરણ કરવું બહુ કઠિન છે; બહુજ કઠિન છે. થોડીક આબરૂ કે ખ્યાતિની ઇચ્છા, થોડોક અવિશ્વાસ કે થોડો પણ દંભભાવ જયાં લગી જીવનમાં હોય, ત્યાંસુધી યથાર્થ ધર્મ કદી સાધી શકાય નહિ; ઊલટું એનું ભયાનક પરિણામ આવે. પોતાના ઊલટા વર્તનથી ધર્મનું અનિષ્ટ કરવું એના કરતાં તો ડૂબી મરવું સારૂં. ' પરમેશ્વરજ સત્ય વસ્તુ છે '—એ વિશ્વાસ, એ ભાવ શબ્દેશબ્દમાં, આચરણમાં અને વિચારમાં, આહારવ્યવહારમાં, શરીરમાં ને મનમાં, સર્વાંગમાં ને સમસ્ત જીવનમાં ઓતપ્રોત થઈ જવો જોઇએ; નહિ તો પછી આ હાથપગ ભલે અકડાઇ જાઓ અને જીભ અવાક્ થઈ જાઓ કે જેથી ઘોર પાતકીનો પણ ઉદ્ધાર કરવાવાળું જે પરમેશ્વરનું નામ તે હું સત્ય ભાવથી ઉચ્ચારણ કરી શકું અને ખાલી દાંભિક ઉચ્ચાર કરીજ ન શકું. મારી જીભ એને સાચા ભાવથીજ પોકારી શકે, એજ મારા અંતરની અભિલાષા છે.

(૩)

**સ્થળ**—ઢાકા, પૂર્વબંગાળ,—બ્રાહ્મોમંદિર

**સમય:**—૭ માઘ, ૧૨૯૩, બંગાબ્દ

## માઘોત્સવપ્રસંગે કરેલું પ્રવચન

અતિ પ્રાચીન કાળમાં કોઈ પણ દેવની પૂજા પહેલાં તેને જાગૃત કરવા માટે એક જાતનું અનુષ્ઠાન કરતા હતા. એ અનુષ્ઠાન " ઉદ્બોધન " એ નામે ઓળખાતું હતું. તે સમયનાં જેટલાં

વિવરણો મળી આવે છે, તે પરથી જણાય છે કે, તે વખતના પૂજકો જ્યારે કોઇ વિશિષ્ટ વિધિએ અથવા વિશેષ પ્રસંગ નિમિત્તે પૂજા કરવાને તૈયાર થતા હતા, ત્યારે હમેશાં પૂજા કરવા પહેલાં બધાયે એકઠા થઇ મહાશક્તિ કે મહાવિષ્ણુની સમીપે જઇ તેને ઉદ્દ્બોધન કરતા હતા યાને તેને જાગૃત અથવા સચેત કરતા હતા. એક મહાશક્તિજ ચરાચર સકળની સર્જનહાર, સકળની કર્તા, સકળનું આદિકારણ, સકળના પ્રાણ અને જીવનઆશ્રયરૂપ છે. તે બધે ભરપૂર છે, પણ તેનો પ્રકાશ ક્યાં ? તેનો વિશેષ આવિર્ભાવ ક્યાં હશે ? એ વિષે કલ્પના કામ કરી શકતી નથી. જેના શાસનથી સમગ્ર બ્રહ્માંડ ચાલે છે, તે એક અને અદ્વિતીય પુરુષ છે; તેનું બોધન ન થાય અને તેનો સાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી તેની પૂજા કરવામાં આવતી નહિ. અનાજનાં કણસલાં, ઝાડ, લતા એ બધા પદાર્થમાં અગ્નિનો વાસો છે, એ વાત સાચી; પણ એ પ્રકટ ન થાય અર્થાત્ એ અગ્નિનું બોધન ન થાય, ત્યાંસુધી તેના દ્વારા કોઇ કાર્ય સિદ્ધ થઈ શકતું નથી. વાયુમાં સર્વત્ર જળ છે, પણ એ જળનું ઉદ્દ્બોધન ન થાય યાને જળનું પ્રકટ સ્વરૂપ ન દેખાય, ત્યાંસુધી વાયુમાં રહેલા જળથી કોઇ કારજ સાધ્ય થતું નથી. મૃત્તિકામાં રસતત્ત્વ છે, પણ એ રસનો પ્રકાશ ન થાય ત્યાંસુધી વૃક્ષ-લતાદિ કશુંજ થાય નહિ. એજ પ્રમાણે સકળ સ્થાનમાં ને સકળ ભૂતપદાર્થમાં પ્રાણ અને જીવનરૂપે તે સ્રષ્ટા, પાતા, વિધાતા, પરબ્રહ્મ પુરુષોત્તમજ રહેલો છે. તે આદિ-શક્તિ, પરાશક્તિ ક્યાં બિરાજમાન નથી વારૂ ? કિંતુ તેનું બોધન ક્યાં છે અર્થાત્ તે પ્રકટ ક્યાં છે ? આ ઠેકાણે છે એમ ખાલી કહ્યે ન ચાલે; તેનું ઉદ્દ્બોધન યાને પ્રાકટ્ય થવું જોઇએ અને એટલા માટે તેઓ બધાં ભેગાં થઇને સાથે સૂર બાંધીને ઉદ્દ્બોધનનું અનુષ્ઠાન કરતાં હતાં અને જ્યાંસુધી તે પ્રકાશિત ન થતો, તેની

વાણી કાને સંભળાતી નહિ અને ઇષ્ટદેવતા આવ્યો છે એવો પ્રત્યક્ષાનુભવ થતો નહિ, ત્યાંસુધી પૂજા કરતા નહોતા. આ ઉદ્બોધનની ક્રિયા તે વખતમાં પૂજાની પહેલાંનો એક વિશેષ વિધિ હતો. દરેક ઘરમાં પણ દરરોજ કોઈ વિશેષ કાર્યનિમિત્તે એ ઉદ્બોધનનો વિધિ થતો હતો. અત્યારે તો કેવળ દુર્ગાપૂજા પહેલાં એ વિધિનું નામ સંભળાય છે.

અત્યારે આપણે જેની પૂજા કરવા મળ્યા છીએ, તે મહાશક્તિ ખરેખર ચરાચર માત્રમાં, સમગ્ર બ્રહ્માંડમાં ઓતપ્રોત વ્યાપેલી છે. સાચેજ એ શક્તિ અહીંયાં જળમાં, સ્થળમાં, અગ્નિમાં, વાયુમાં, ચરાચર પદાર્થ માત્રમાં, સર્વત્ર–આપણી જીભમાં, અસ્થિમજ્જામાં ને રુધિરના અણુએ અણુમાં–આપણી બહાર તેમ ભીતર ચોગરદમ તે ઓતપ્રોત રહેલી છે; કિંતુ એનું ઉદ્બોધન અથવા પ્રકટીકરણ ક્યાં? આજ તો માત્ર તે સાંભળવાની ને વાંચવાની વાત માત્ર કિંવા એક પ્રકારનો સંસ્કાર વિધિમાત્ર થઈ રહ્યો છે, 'બોધન'નો અર્થજ એ કે, પ્રત્યક્ષાનુભવ મેળવવો. વિશુદ્ધરૂપે તેના ભાવનું જ્ઞાન હૃદયંગમ ન થાય ત્યાંસુધી પૂજા ન થાય. જે પૂજાના પ્રભાવે પાપતાપ નાસી જાય છે, પૃથ્વી સ્વર્ગ બને છે અને મનુષ્ય દેવતા બની રહે છે, તે પૂજા બોધન થયા વગર સિદ્ધજ થાય નહિ. બહારનો આડંબર કરીએ, વિવિધ સામગ્રીઓ એકઠી કરીએ તેથી સ્વાભાવિક પૂજા સિદ્ધ થાય નહિ. એ તો જ્યારે બધા એકચિત્તે અને એકભાવે તેને ચાહીએ અને ભજીએ, ત્યારેજ થાય. પ્રત્યક્ષ થયા વિના માત્ર પરોક્ષભાવે પૂજા થાય નહિ. આપણું પ્રયોજન જો વાસ્તવિક હોય યાને કેવળ પ્રણાલી તરીકે હોય નહિ, વર્ષોવર્ષ ઉત્સવપ્રસંગે ઉદ્બોધન કરીએ છીએ માટે કરવું જોઈએ એવું જો ન હોય, પણ સાચોજ ભાવ હોય, તો તો એ બોધન સાચું હોવાથી

ઉપાસ્ય ઇષ્ટદેવતાનો સાક્ષાત્કાર થાય છે. શરીરમાં, અસ્થિમાં, મજ્જામાં અને દશે દિશાઓમાં એ મહાશક્તિ પ્રાણરૂપે બિરાજમાન છે; તે કોઇ એક અંધશક્તિ નથી; તે પુરુષ છે, તે વ્યક્તિ છે, તે નિત્ય છે, તેનો આનંદ લઈ શકાય છે, તેને હૃદયમાં ધારણ કરી શકાય છે; તે આનંદસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, તે જ્ઞાન છે તેમ જ્ઞાની છે; તેજ સકળ જગતનો કર્તા-વિધાતા છે; શક્તિમાત્રનું તે પોતેજ પરિચાલન કરે છે-એવો પુરુષ, એવી પ્રકૃતિ, એવી વ્યક્તિ તેનું ઉદ્‌બોધન કરો. આજે તો વિશિષ્ટભાવે તેને પ્રાપ્ત કરવા માટે, તેમાં તલ્લીન થવા માટે, અંતરમાં ગાઢ અભિલાષા હોવી જોઇએ; તેવું નહિ હોય તો નહિ ચાલે. અંતરની એ અભિલાષ જો યથાર્થ હશે, તો તે પૂર્ણ થશેજ થશે. તેથી અતિ સાવધાનતાપૂર્વક એ પવિત્ર કાર્યમાં આજે આપણે પ્રવૃત્ત થઇએ છીએ. સૌ કોઇના હૃદયમાં એજ એક આશા, એજ એક આકાંક્ષા જાગ્રત થાઓ અને એજ મનમાં રાખીને આપણે આજના ઉદ્‌બોધનમાં પ્રવૃત્ત થઇએ.





# અધ્યાય ૪ થો

[ગોસ્વામીજી યોગસાધન અને સંન્યાસની દીક્ષા લીધા પછી તેમના ગુરુના આદેશ અનુસાર કેટલાક દિવસ બ્રાહ્મોસમાજના સંસર્ગમાં રહ્યા હતા. એ દરમિયાન તેઓશ્રીએ સ્ત્રીજનના ધર્મશિક્ષણ-નિમિત્તે પોતાની જીવનકહાણીમાંથી નીતરી રહેલા યોગતત્ત્વ સંબંધી ગ્રહણ કરવા યોગ્ય એક ઉપદેશમાળા, તત્કાલિન "વામાબોધિની" નામની સમાચાર પત્રિકામાં પ્રકાશિત કરી હતી. પાછળથી પત્રિકામાં તૂટકતૂટક છપાયલી. એ ઉપદેશમાળાનો સંગ્રહ "આશાવતી ઉપાખ્યાન" નામના પુસ્તકરૂપે છાપવામાં આવ્યો છે. એ પુસ્તકમાંના ચોથા અધ્યાયમાંનો ઉપદેશ આમાં ઉતારવામાં આવ્યો છે.]

તીર્થયાત્રા કરવાના ઇરાદાથી આશાવતી મુંગેરમાં આવી પહોંચી. ત્યાં એક દિવસ કષ્ટહારિણી ગંગાજીના ઘાટ પર એક પ્રચંડ વડના ઝાડ હેઠળ ધ્યાનમગ્ન થયેલો એક યોગી તેના જોવામાં આવ્યો. તેણે એ યોગીવરને પ્રણામ કર્યા પછી કેટલાક પ્રશ્નો પૂછ્યા.

આશાવતી—યોગીવર! સ્ત્રીઓ આ યોગસાધન શીખી શકે?

યોગી—સ્ત્રી અને પુરુષ બધાંય યોગસાધન કરી શકે. સંસારમાં રહીને પણ યોગસાધન કરી શકાય.

આશાવતી—મારા જેવી દુઃખી સ્ત્રીથી એ સાધના થઇ શકે?

યોગી—મા! તારે કોણુ કોણુ છે?

આશાવતી—બાબા! મારે આ સંસારમાં કોઇ નથી. મારા ગામના એક સજ્જન સાથે તીર્થયાત્રા કરવા આવી છું.

યોગી—તો તો મા! યોગનું સાધન સહેલાઇથી થશે; પણુ તેમાં એક અડચણુ છે. તારો ગુરુ કોણુ થશે?

આશાવતી—કેમ પ્રભો! આપજ મારા ગુરુ બનો.

યોગી—ના, માતા! હું તો ઉદાસી છું, મારે માટે સ્રીજનનાં દર્શનનો પણુ નિષેધ છે.

આશાવતી—વિધાતાએ અમ સ્રીઓને આટલી બધી ઘૃણા-પાત્ર કેમ બનાવી હશે?

યોગી—ના મા! સ્રીજન ઘૃણાપાત્ર નથી. સ્રીઓ તો મારી ગર્ભધારિણી માતાની જાતિ છે, સ્રીઓ મારા ભક્તિ–આદરને પાત્ર છે. કોઇ પણુ સ્રીને જોતાં તેના પ્રત્યે મને માતા જેવો ભાવ થઇ આવે છે; તથાપિ મારી આ અપવિત્ર દુષ્ટ આંખો એક વાર એક સ્રીની મુખશોભા જોઇને વિકારી થઇ ગઈ હતી; ત્યારથી મેં પ્રતિજ્ઞા લીધી છે કે, આ આંખો નિર્દોષ બને ત્યાં સુધી હું માતાઓના ચરણુનાંજ દર્શન કરીશ.

આશાવતી—વિધાતાએ આંખોને એવી દુષ્ટ કેમ કરી હશે?

યોગી—ના, માતા! મંગળમય પ્રભુને શિર એવું દોષારોપણુ કર નહિ. તેણે આંખોને દુષ્ટ બનાવી નથી. આ જડ નેત્રો જડ દેહના બે ક્ષુદ્ર અંશો માત્ર છે. શરીરમાં જીવાત્મા ન હોય તો શરીરને પોતાની કાંઇજ શક્તિ નથી. મનુષ્યનું મરણુ નીપજતાં તેનું મૃતશરીર જોઇ શકતું નથી, સાંભળી શકતું નથી, કશું ગ્રહણુ કરી શકતું નથી કે હાલીચાલી શકતું પણુ નથી. શારીરિક

કે માનસિક કાર્યમાં ગુણદોષ હોય તે જીવાત્માના છે.

આશાવતી—તો જીવાત્માને એવો ખરાબ કેમ કર્યો હશે?

યોગી—મંગલમય પરમેશ્વરે જીવાત્માને સ્વાધીનતા આપી છે. તેથી મનુષ્ય ઇચ્છા મુજબ પુણ્ય કે પાપનો ભાગી થાય છે.

આશાવતી—પ્રભો! મારો દોષ ક્ષમા કરો. એક વિચાર આવ્યો છે; તે કહ્યા વગર હું રહી શકતી નથી. સ્ત્રી અને પુરુષનો જીવાત્મા એક છે કે જુદો જુદો?

યોગી—એકેએક મનુષ્યને જુદો જુદો જીવાત્મા હોય છે; પરંતુ શરીરો જુદાં જુદાં હોવા છતાં હાથ, પગ, નખ, મુખ, નાસિકા, ભૂખ, તરસ વગેરે બધાં શરીરમાં એક જાતનાં હોય છે; તેમ જીવાત્માઓ પણ જૂજવા હોવા છતાં સમસ્ત જીવાત્માઓની પ્રકૃતિ ત્રિગુણાત્મક હોય છે. જ્ઞાન, પ્રેમ અને ઇચ્છા એ સમસ્ત જીવોનો સ્વભાવ છે. પરમેશ્વરે જીવાત્માને સ્વાધીન રાખીને સરજેલો છે; ઇશ્વરની આધીનતા એજ સ્વાભાવિક સ્વાધીનતા. સ્ત્રીપુરુષનું જેમ શારીરિક જુદાપણું છે, તેમ સ્ત્રી પુરુષના આત્મામાં કાંઇ જુદાપણું છે કે નહિ તે તો આત્મદર્શી યોગી લોકોજ કહી શકે.

આશાવતી—આપે મારા અનેક સંશય ટાળ્યા છે. આપે આત્મદર્શી યોગીઓની વાત કરી તો શું યોગીઓને આત્માનાં દર્શન થાય છે?

યોગી—હા, માતા! યોગની એક એવી અવસ્થા છે કે જેમાં આત્મદર્શન થાય છે.

આશાવતી—આત્મા નિરાકાર છતાં એનાં દર્શન હોય?

યોગી—જડ અને ચેતન બે પ્રકારના પદાર્થ છે–જડનાં દર્શન

માટે શરીરને નેત્રો છે, તેમ ચેતનનાં દર્શન માટે આત્માને નેત્રો છે. યોગબળથી તે નેત્રો ખૂલે છે. તેથી યોગી લોકો જીવાત્મા કયા પ્રકારના છે તે વર્તી શકે છે.

આશાવતી—તો શું મારાથી યોગસાધન નહિ થાય ?

યોગી—શા માટે નહિ ? તારા સદ્ભાગ્યે જો કોઈ સ્રીયોગિનીનો સમાગમ થઇ જાય તો તારી આશા પૂર્ણ થાય.

આશાવતી—પ્રભો ! સ્રી પણ યોગી હોય ખરી ?

યોગી—તે તેં સાંભળ્યું નથી કે, આપણા દેશમાં તો સેંકડો સ્રીઓ યોગસાધન કરીને ભારતવર્ષનું ગૌરવ વધારી ગઇ છે. અત્યારે પણ એવી યોગિનીઓનો અભાવ નથી. એમને જો તું ખરા અંતઃકરણથી પોકારી શકીશ, તો તેઓ જરૂર કૃપા કરશે.

માતા ! યોગતત્ત્વ અતિ પવિત્ર છે. તીવ્ર વૈરાગ્ય, ઉજ્જવલ વિવેક, દીનતા, હૃદયની પવિત્રતા—એ બધા ભાવો ઊપજે તોજ મનુષ્યને યોગ સાધવાનો અધિકાર થાય છે. તું તેની અધિકારિણી જણાય છે, તેથી તને એ ઉપદેશ જરૂર મળશે. અત્યારે તો તું તારા મુકામે જા.

આશાવતી પોતાના મુકામે પહોંચી, પણ ત્યાં તેને એના એજ વિચારો આવવા લાગ્યા; બીજે દિવસે પ્રભાત ઊગતાં ન ઊગતાં તે કષ્ટહારિણી ગંગાજીના ઘાટ પર પહોંચી ગઇ અને જુએ છે તો યોગીજી ધ્યાનમાં મગ્ન હતા. આશાવતી દીનભાવે પ્રણામ કરી તેમને નીરખવા લાગી. યોગી ધ્યાનમાંથી જાગતાં આશાવતીએ ફરી વાર પ્રણામ કરીને ધ્યાનમાં પોતાને લીધે ભંગ થયો હોય તો ક્ષમા માગી.

યોગી—આશાવતિ ! તારી યોગજિજ્ઞાસા જોઇને મને સંતોષ થયો છે. આહા ! આ અસાર સંસારમાં જેનું મન સાર-ધનરૂપ

ધર્મધ્યાન માટે આકુળ બને છે, તેનું જીવતર ધન્ય છે. કહે તને શાન્ત નિદ્રા આવી હતી ?

આશાવતી—આપનો ઉપદેશ સાંભળ્યો ત્યારથી આહાર-નિદ્રા ઊડી ગયાં છે. જે વસ્તુ મેળવીને આપ આટલા બધા સુખી થયા છો, તે વસ્તુ મને કયાંથી મળશે, એજ વિચાર મનમાં રાત-દહાડો ઘોળાયા કરે છે.

યોગી—માતા! સારવસ્તુ જોઇએ તેને નિદ્રા મીઠી નજ લાગે.

આશાવતી—શું આપે પણ નિદ્રા છોડી દીધી છે ?

યોગી—ના, હજી લગી તો હું નિદ્રાનો ખરો ત્યાગ કરી શકયો નથી. બહારની નિદ્રા અને જાગરણમાં કંઇ હાનિ કે લાભ જેવું નથી, પણ કૃપણને રખેને ચોર ખાતર પાડી જાય, એવી ચિંતા આડે ઊંઘ આવતી નથી; તેવી રીતે જેમણે સાધનાપૂર્વક એ પરમ કરુણામય પરમાત્માની પ્રાપ્તિ કરી હોય, તેઓ પણ અહંકાર, હિંસા, દ્વેષ, કામ, ક્રોધ–એ લૂંટારાઓથી સદા જાગ્રત રહે છે.

આશાવતી—મને કોઈ એવો ઉપાય બતાવો કે જેથી હું પણ એ નિત્યાનંદધામની ઝાંખી કરી કૃતાર્થ થાઉં.

યોગી—કરુણામય પરમેશ્વરે મનુષ્યજાતિ પર દયા કરીને પોતાની પ્રાપ્તિ માટે સહજ ઉપાય યોજી રાખ્યા છે. મનુષ્ય કુસંગ અને કુઅભ્યાસથી પોતપોતાનો પવિત્ર સ્વભાવ બગાડી નાખે છે; તેથી તે પવિત્ર સ્વભાવની પુનઃ પ્રાપ્તિ માટે સાધનાની જરૂર રહે છે. એનુંજ નામ પ્રાયશ્ચિત્ત કરવું અથવા પૂર્વાવસ્થાની પ્રાપ્તિ કરવી. આ દેહમંદિર તો નાશવંત છે; તથાપિ દયામય પ્રભુએ એની રક્ષા માટે પણ કેવા સહેલા ઉપાય યોજી રાખ્યા છે ! માતાનો સ્નેહ, ધાવણ, જળ, વાયુ, ઉષ્ણતા, અગ્નિ, વિવિધ ધાન્યો, ફળ, મૂળ, કંદ વગેરે જે જે શરીરરક્ષા માટે ઉપયોગી હોયતે તે તમામ

પદાર્થો અનાયાસે પ્રાપ્ત થઇ શકે તેવી વ્યવસ્થા તેણે રાખેલી છે, તો આ શરીર કરતાં તો જીવાત્મા અતિશ્રેષ્ઠ છે અને નશ્વર નથી. દયામય પ્રભુએ એ આત્માને આવશ્યક વસ્તુઓ દુષ્પ્રાપ્ય કરી નથી. શરીરને માટે જેમ માતાનું ધાવણ, તેમ જીવાત્માને માટે પ્રેમમય પરમેશ્વરનો પ્રેમરસ. નાનું બાળક ભૂખથી વ્યાકુળ થતાં રડવા માંડે છે કે તરતજ માતા ખોળામાં લઇને તેના મુખમાં પોતાનું સ્તન મૂકે છે, તેમ જીવાત્મા ક્ષુધાથી વિહ્વળ થતાં વિશ્વજનની તેને કૃપામૃત પાય છે. ઈશ્વર માટેની તીવ્ર ભૂખ યાને પ્રબળ અનુરાગ જાગતાંજ અનાયાસે યોગસાધન થઇ શકે છે. સંસાર પ્રત્યેની આસક્તિને લીધે એ ધર્મક્ષુધા મરી ગઇ હોય છે; એટલા માટે યોગસાધનની અગત્ય છે. શારીરિક ક્ષુધા નષ્ટ થતાં જેમ ઔષધ સેવવું પડે છે, તેમ જીવાત્માની અનુરાગ–ક્ષુધા મંદ પડેલી હોય છે; તેના ઔષધરૂપે ભજન–સાધનની આવશ્યકતા છે.

આશાવતી—આપે સત્ય કહ્યું છે. હવે મારા બળી જળી રહેલા જીવને ટાઢક વળે એવો કોઇ સદુપાય બતાવવા કૃપા કરો.

યોગી—પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર ન થાય, ત્યાંસુધી સંસાર સાથેના વિવિધ સંબંધોમાંથી એક એકનું વ્રત લેતા ચાલી ધર્મસાધન કરતા રહેવું. સ્ત્રીપુરુષો માટે હરગૌરીવ્રત છે, એટલે કે સ્ત્રીઓ માટે પતિવ્રત અને પુરુષો માટે પત્નીવ્રત. સ્ત્રીએ સ્વામીના મુખ પર ઇશ્વરનો પ્રકાશ અને સ્વામીએ સ્ત્રીના મુખ પર પાર્વતીનો પ્રકાશ નિહાળી પરસ્પરનાં શ્રેષ્ઠ ભાવથી દર્શન કરવાં. ભગવાન શિવ–પાર્વતી આ પવિત્ર દામ્પત્ય વ્રતની સાધનાથી મહાસિદ્ધિને પ્રાપ્ત કરીને યોગીજનોનાં ગુરુ થઇ રહ્યાં છે. મહાદેવજી પાર્વતીજીને ખોળામાં બેસાડીને તેમના મુખ પ્રતિ એકીટશે બ્રહ્મધ્યાન કરતા, તેમ પાર્વતીજી શિવજીના મુખ પર દૃષ્ટિ સ્થિર

કરી બ્રહ્મધ્યાનમાં તલ્લીન થઇ જતાં. અત્યારે પણ જો કોઇ સ્ત્રી-પુરુષ આ હરગૌરીવ્રતની સાધના કરે, તો તેઓ પણ દિવ્ય યોગ પામીને યોગીશ્વર થઇ શકે, એમાં સંશય નથી.

**પિતૃમાતૃવ્રત**—પિતા માતા ઇશ્વરના પ્રતિનિધિસ્વરૂપ છે, રે ! સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતા છે. એમનામાં પરમાત્મસત્તાસ્ફૂર્તિનાં દર્શન કરી ગાઢ ભાવભક્તિથી પિતામાતાની સેવા કરતા રહેવાથી પણ નિશ્ચય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સધના નામના એક પારધીએ આ પ્રમાણે પિતામાતાની સેવા કરીને પરમપદ મેળવ્યું હતું.

યશોદાજી તો શ્રીકૃષ્ણચંદ્રની મુખશ્રીમાં બ્રહ્મદર્શન થતાં 'ગોપાલ' બોલતાંમાંજ અધીરાં થઇ જતાં હતાં, એવા ગોપાલ તો પ્રભુકૃપાએ પ્રત્યેક ઘરમાં બિરાજમાન થઇ ક્રીડા કરતા હોય છે. બાલક-બાલિકાની મુખકાંતિમાં તેમજ તેમના નિર્દોષ વ્યવહારમાં પરમાત્મદર્શન કરવાનો મહાવરો પાડવાથી, ઇશ્વર પર એવો વાત્સલ્યભાવ પ્રગટે છે, કે જેવા ભાવની પ્રાપ્તિ અર્થે યોગીશ્વરો પણ સાધના કરે છે.

એ પ્રમાણે રાજા-પ્રજા, સેવ્ય-સેવક, ગુરુ-શિષ્ય, ચિકિત્સક અને રોગી, સારથિ, નાવિક વગેરે વગેરે જેટલા પ્રકારના સંબંધો છે અને સંસારનાં કાર્યોમાં જેટલા જેટલા સંબંધો અને પ્રસંગો ઉપસ્થિત થાય છે, તે તે બધાયમાં એ દયામય દીનબંધુ પરમેશ્વર વર્તમાન હોય છે. લીલામય પ્રભુ અનંત ભાવે લીલા કરી રહ્યો છે; તેમાંથી બની શકે તેટલાની વ્રતરૂપે સાધના કરવામાં આવે તો સહેલાઇથી જીવાત્મા પરમાત્મદર્શન પામી કૃતકૃત્ય થઇ રહે. પરંતુ આ સઘળા ઉપાયો સહજ હોવા છતાં પણ અવળો અભ્યાસ પડી ગયો છે, તે સવળો અભ્યાસ પાડવા પૂરતોજ કપરો છે. તારો આગ્રહ હોવાથીજ આ અતિ ગૂઢ વાત મેં તને કહી છે. આ જાત-

ની સાધનામાં બહારના ગુરુની સહાય જરૂરી નથી; પણ બીજી સાધનાઓમાં તો બહારની સહાય વિના આગળ વધી શકાતું નથી.

આશાવતી—આપના બોધથી મારા જીવનમાં આશા જાગી છે; કિંતુ હાય! હું બહુ અભાગિની છું; આ સંસારમાં મારૂં કોઇજ સગુંસંબંધી નથી, કે હું એકાદ પણ વ્રત આદરી શકું.

યોગી—અરે માતા! શા માટે તું આમ દુઃખ માને છે? તું પરોપકારનું વ્રત લે. ઇશ્વરકૃપાથી તારી મનોકામના પૂર્ણ થશે.

આશાવતી—પરોપકાર વ્રતમાં પૈસા જોઇએ તે ક્યાંથી લાવું?

યોગી—ના, મા! પૈસા વિના પણ પરોપકાર વ્રત થઇ શકે છે. તન, મન ને ધન, એ ત્રણ દ્વારા પરોપકાર સાધી શકાય છે. જેની પાસે ધન ન હોય, તે તન દ્વારા બની શકે તેટલું પારકાંનું ભલું કરે. મહાપ્રભુ શ્રીચૈતન્યદેવે સંન્યાસધર્મ ગ્રહણ કર્યા બાદ દેશવિદેશમાં હરિનામનો પ્રચાર કરવા કાજે ભ્રમણ કરવા માંડયું. એક વાર તેઓ રાઢ×દેશના એક પલ્લી નામના ગામમાં આવી પહોંચ્યા. તે વખતે તેમના સાંભળવામાં આવ્યું કે, એક વિધવા અનાથ બ્રાહ્મણી ભૂખની મારી એક જગાએ પડી રહી છે. શ્રીચૈતન્યદેવનું કોમળ હૃદય એ સમાચાર સાંભળીને સ્થિર રહી શકયું નહિ. તેમણે પોતે ઘેરઘેર ભિક્ષા માગીને ચોખા વગેરે તે બ્રાહ્મણીના ચરણો આગળ મૂકી પ્રણામ કરીને બોલ્યા કે, "માતા! હું તમારો બાળક છું. તમારે માટે આ ભિક્ષા માગી લાવ્યો છું, તે રાંધો ને ખાઓ.' આવાં ઊંડા હૃદયનાં વચન સાંભળીને તે અનાથ બ્રાહ્મણીની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં અને વ્યાકુળ ચિત્તે બોલી કે, 'બેટા! તું કોણ છે? આજે તેં મારા દુઃખી હૃદયને શીતળતા આપી છે. હું અભાગિનીને ત્રણે કુળમાં

× બંગાળામાં ગંગાજીની પશ્ચિમે આવેલો દેશ.

કોઇ પણ નથી.' શ્રીચૈતન્ય મહાપ્રભુએ તે બ્રાહ્મણીને દિલાસો આપીને તેની સેવા કરી. એ પ્રસંગે શ્રીચૈતન્યદેવે તથા તે બ્રાહ્મણીએ બન્ને જણે પરમાત્મકૃપાનો અનુભવ કર્યો. તાત્પર્ય કે, ધન ન હોય તો કેવળ તન દ્વારા પણ બીજાની સેવા કરી શકાય છે. શરીર દુર્બળ હોય, તો બે એક મીઠાં વચનથી અને દુઃખમાં શુભ સલાહ આપીને પણ લોકહિત કરી શકાય છે. બીજાઓની સેવા આદિ જે સેવાવ્રતની વાત મેં કહી છે, તેનું પાલન ન કરાય, તો પછી હજાર સાધનભજન કર્યા કરે તોપણ તે કશાથી પરમાત્મ-શરણ પામી શકાતું નથી.

આશાવતી—હું જેમ જેમ સાંભળતી જાઉં છું, તેમ તેમ કાર્ય કઠણ લાગતું જાય છે. સ્વાર્થનું ભયંકર ભૂત વળગેલું છે. સંસારમાં મારૂં કોઇ સગુંસંબંધી નથી; તથાપિ કોઇ વસ્તુ વહેંચવાનું મારે હાથ આવે છે, ત્યારે ઓળખીતા લોકોને સારી જોઈને અને વધુ આપી દેવાય છે, અને બીજાઓને હાથમાં આવે તેવી થોડી થોડી આપીને પરવારી લઉં છું. વળી પોતાને માટે સારી વસ્તુ રાખી લેવાનું અને અન્યને માટે બગડી ગયેલી વસ્તુ કાઢી રાખવાનું મન થઈ જાય છે. હું જગન્નાથજી ગઇ ત્યારે માર્ગમાં ધર્મશાળાઓ આવે તેમાં સરસ ઓરડી હોય તે લાંચરુશવત આપીને પણ મારે માટે મેળવતી અને લોકોને બીજી ઓરડી-ઓમાં અગવડ પડતી તે હું બેધડક જોઇ રહેતી. કોઇનું સારૂં મારાથી જોઇ શકાતું નથી. બીજાનું સારૂં જોતાં મારૂં મન ચણચણી ઊઠે છે. એવું સ્વાર્થી મન લઇને હું શી રીતે જનસેવાનું કામ કરી શકું ? મારે બીજું કોઇ નથી, છતાં પણ મન આવું છે; તો પછી જે સ્ત્રીને પતિ, પુત્ર ને ધનમાલ હશે તેની સ્વાર્થ-પરાયણતા કેટલી બધી હશે ? એ સ્વાર્થીપણું હોય ત્યાંસુધી હું એ વ્રતનો અંગીકાર કરી શકું ?

યોગી—મૈયા આશાવતિ ! તું ઠીક સરળભાવે બોલી છે. સ્વાર્થીપણુંજ સકળ પાપનું મૂળ છે. સામાન્ય ઓસડથી એ રોગ જાય તેમ નથી. આ સંસાર અસાર ને અનિત્ય છે, એવો વિચાર કર્યા કરવાથી તથા સત્સંગનો લાભ લેતા રહેવાથી જ્યારે એ સમજણ દૃઢ થાય, ત્યારેજ આ સ્વાર્થનો રોગ ટળે, તીવ્ર જીવંત વૈરાગ્ય ઊપજે. સાધકમાત્રે પ્રથમ એ વૈરાગ્ય મેળવવો જોઈએ. માત્ર રાખોડી ચોળવી કે કપડાં ભગવાં કરવાં, એનું નામ વૈરાગ્ય નથી; સ્વાર્થનો નાશ થવો એનુંજ નામ ખરો વૈરાગ્ય છે. એવો સાચો વૈરાગ્ય ઊપજે ત્યારેજ યોગસાધનાના અધિકારી થવાય છે, માટે એવો વૈરાગ્ય ઊપજવાની સાધના કર અને સાચો વૈરાગ્ય જાગી સ્વાર્થ નિર્મૂળ થાય ત્યારેજ તું તારી જાતને યોગસાધન માટે તૈયાર થયેલી જાણજે. એટલી તૈયારી થઇ હશે, ત્યારે કોઇ યોગિની માતા આવી ચઢશે અને તને દીક્ષા આપશે. આજે મેં તને ઘણી વાતો કહી છે. જે કંઇ સાંભળ્યું છે તે બધી બાબતનું ચિંતન કરજે. મનથી પણ પરપુરુષની કામના કરવાથી સતીત્વ ભ્રષ્ટ થાય છે, તેમ અધર્મની આલોચના કરવાથી ચારિત્ર કલંકિત બને છે અને એવા કલંકિત મનથી ધર્મસાધન થવા સંભવ નથી; માટે તું ચારિત્રની પણ શુદ્ધિ કરીને તૈયાર થા. આ પ્રમાણે શુદ્ધ થવાથી નકકી તું પરમાત્મ-દર્શન પામીશ. હવે તારા મુકામે જા. જરૂર પડે ત્યારે વળી આવજે.

બીજે દિવસે આશાવતી મોટે પરોઢિયે કષ્ટહારિણીના ઘાટ-પર આવી પહોંચી અને જુએ છે તો યોગીવર હાથમાં કમંડળ લઇને કયાંક જઇ રહ્યા છે. એ જોઇને તે ઉતાવળથી તેમની પાસે જઇ પહોંચી અને પ્રણામ કરીને બોલી કે, “ પ્રભો ! આપ ક્યાં પધારી રહ્યા છો ? ”

યોગી—આશાવતી ! તું આવી પહોંચી ? ઠીક થયું. મને

લાગે છે કે તારો ઉદય નિકટ આવી પહોંચ્યો છે.

આશાવતી—પણ આપ ક્યાં જાઓ છો ? હવે આ ઠેકાણે વધુ રોકાશો નહિ ?

યોગી—હવે મારાથી અહીં વધુ રહી શકાય તેમ નથી. મારા ગુરુદેવનું તેડું આવ્યું છે.

આશાવતી—આપના ગુરુદેવ ક્યાં છે ?

યોગી—અત્યારે તેઓ શ્રીગયાજીમાં કપિલેશ્વર મહાદેવના મંદિર નજીક છે.

આશાવતી—આપને એ બાતમી કોણે આપી ?

યોગી—( હાસ્યપૂર્વક ) આશાવતિ ! મનુષ્યને જેમ સ્થૂળ નેત્ર અને કાન હોય છે, તેમ અંતરસ્થ આત્માને પણ નેત્રકર્ણાદિ હોય છે. ચિત્તશુદ્ધિપૂર્વક આત્મા પરમાત્મામાં તલ્લીન થતાંજ તેનાં જ્ઞાન અને શક્તિ, આત્માનાં એ નેત્રકર્ણમાં પ્રવેશે છે. પછી એકાંતમાં રહીને પણ સમસ્ત જગતના વર્તમાન જાણી શકાય છે.

આશાવતી—એમાં મને સમજ ન પડી. એક ઘરમાં રહીને બીજા ઘરમાં શું થાય છે તેની ખબર પડે, એ સંભવિત છે ?

યોગી—આહા ! આશાવતિ ! એમાં તારો શો વાંક ? દુર્ભાગ્યવશાત્ આ ભારતવર્ષમાં એવો જીવંત ધર્મભાવ અત્યારે નથી રહ્યો. ધર્મની કેટલીક ઉપલક પ્રણાલી અથવા છાલાંકુશાકા પાછળ લોકો ભટકે છે. પૂર્વે ભારતવર્ષમાં જ્યારે યોગધર્મ જીવતો જાગતો હતો, ત્યારે અંતર્ચક્ષુ ને કાનની વાત ઘણાંને માલૂમ હતી. પ્રાચીન ઋષિઓ ઉપનિષદ્માં લખી ગયા છે કે, પરમેશ્વર ચક્ષુના પણ ચક્ષુ છે, કાનના પણ કાન છે અને મનનું પણ મન છે. કેવળ પુસ્તક પઢવાથી આ વાતનું રહસ્ય સમજી શકાતું

નથી. જેઓ યુક્તયોગી હોય છે, તેઓનેજ માત્ર એના રહસ્ય-ની ખબર હોય છે. આશાવતિ ! જો હું તને ઉપર ઉપરની વાત સમજાવી દઉં છું. આકાશમાં ચંદ્ર, સૂર્ય, નક્ષત્રાદિ સઘળાં આપણી આ પૃથ્વીથી કેટલાં બધાં દૂર છે ? તથાપિ જ્યોતિર્વિદ્ પંડિતોએ યાને ખગોળશાસ્ત્રીઓએ તેમની બારીકમાં બારીક સમાલોચના કરી છે. પૃથ્વી પર રહીને એ જ્ઞાન તેઓ કેવી રીતે મેળવી શક્યા ? તો કે તેમની અંદર રહેલ જ્ઞાનશક્તિના પ્રભાવે વિચાર કરતાં કરતાં તેમણે એક એકથી દૂર આવેલાં નક્ષત્રો ખોળી કાઢી તેમનું જ્ઞાન સંપાદન કર્યું છે. એકલા માનવીનીજ જ્ઞાનશક્તિથી જો આકાશસ્થ નક્ષત્રાદિને જાણવાનું સંભવિત બને છે, તો પછી એ મનુષ્યની જ્ઞાનશક્તિ સાથે સર્વજ્ઞ પરમેશ્વરની અનંત જ્ઞાનશક્તિનું જોડાણ થતાં કશું પણ જાણવાનું અસંભવિત રહે ખરૂં ? ના, કદાપિ નહિ.

આજે મોટે મળસકે હું રોજની માફક ધ્યાનમાં બેસવા જતો હતો, ત્યારે મારૂં મન ચલિત થવા લાગ્યું. એટલે મેં અંતર્ચક્ષુ ખોલીને જોયું તો જણાયું કે, ગયાજીમાં મારા ગુરુદેવ પધાર્યા છે ને તેઓ મને ત્યાં તેડાવે છે.

આશાવતી—વારૂ, શીઘ્ર તારની પેઠે એ બાતમી તો તમને મળી, પણ એટલી શીઘ્રતાથી જવાશે શી રીતે ?

યોગી—આશાવતિ ! યોગીઓમાં એ તાકાત પણ હોય છે; કિંતુ મારામાં હજી તે નથી આવી. તેથી હું તો બળદગાડીમાં જઇશ.

આશાવતી—ત્યારે તો હું પણ આપની સાથે આવીશ. મારી પાસે થોડાક રૂપિયા છે તેથી માર્ગમાં કંઇ આપદા નહિ પડે. હું આપની કન્યાતુલ્ય હોવાથી મને સાથે લઈ જવામાં આપને કંઇ બાધ નહિ લાગે. મને યોગિની માતાનાં દર્શન નહિ થાય,

ત્યાંસુધી હું આપના ચરણો આગળ પડી રહીશ.

એ સાંભળી યોગીવર ભારે વિચારમાં પડી ગયા, પણ આખરે તેઓ આશાવતીની વિનંતિને સંમત થયા. બંને બળદગાડીમાં ગયાજી આવી પહોંચ્યાં અને ત્યાં આકાશગંગાવાસી બાવાજીના આશ્રમમાં ગયાં. તેમણે આ નવાં આવેલાં બે અતિથિજનનો સત્કાર કર્યો. પછી તેઓ સ્વસ્થ થતાં વાર્તાલાપ શરૂ થયો:-

બાવાજી—(યોગીવરને સંબોધીને) મહાત્મન્! આપની સંગે માયાને જોઇ આશ્ચર્ય ઊપજે છે. આજે શું સાધારણ પવને સ્થિર ગંભીર અડગ હિમાલયને સ્થાનભ્રષ્ટ કરી દીધો?

યોગી—આપના ચરણોમાં પ્રણામ કરૂં છું. આપના જેવા મહાત્માઓની અમારા જેવા પર શુભ દૃષ્ટિ ન હોય તો અમારાથી સ્થિર મને સાધનાજ ક્યાંથી થઇ શકે? હે તાત! આ બાઇ મારી પ્રકૃતિ તરીકે નથી. મારૂં તો બ્રહ્મચર્યવ્રત છે. એ મારી કન્યા અને માતા છે. યોગદીક્ષા માટે વ્યાકુળ થઇને તે યોગિની માતાને મેળવવા ફરે છે. એને એક વાર ગુરુદેવનાં દર્શન કરવાની અભિલાષા છે.

બાવાજી—યોગીનાથ! મારો દોષ મનમાં લાવશો ના. આજકાલ ભેખધારી વૈષ્ણવ, સંન્યાસી અને યોગીઓની એવી દુર્દશા થઇ રહી છે, તેથીજ મને શંકા થઈ. સાધનભજનની તો આજકાલ વાતજ નથી, કેવળ ભિક્ષાનીજ વાત રહી છે. ગૃહસ્થીઓ ભિક્ષા ન આપે તો તેમને ગાળો દે છે, તેમ કેટલાક તો અત્યાચાર, ચોરી, લૂંટ ને વ્યભિચાર પણ કરે છે. તે દહાડે કેટલાક વૈષ્ણવ પરમહંસોના એક જૂથે એક ભક્ત ગૃહસ્થના ઘરમાં રહીને રાત્રે લૂંટ કરી હતી.

એ ગામમાં અનેક બળવાન લોકો હતા, તેમણે પોલીસની

મદદથી એ બધા ઢોંગી લૂંટારાઓને પકડી અહીંયાં તપાસ માટે મોકલી આપ્યા. અંતે કોઇને ત્રણ વરસની તો કોઇને સાત વરસની જેલ મળી છે. યથાર્થ સાધુઓને પણ લોકો ચોર કે ધાડપાડુઓ ધારી લે, તો તેમાં તેમનો શો વાંક?

યોગી—બાવાજી! આપ તો વૃદ્ધ છો. કહેશો કે, પૂર્વે ઉદાસીન સાધુઓની અવસ્થા કેવા પ્રકારની હતી?

બાવાજી—પૂર્વે તો લોકો યથાર્થ ધર્મસિદ્ધિ માટે સંસાર-ત્યાગ કરતા ને પછી નગરપ્રવેશ કરતા નહિ, તેમ વિષયીજનોની ભિક્ષા લેતા નહિ અને તેઓ સાથે વાતચીત કરવામાં પણ તેમને ડર રહેતો. અત્યારે પણ જેઓ ધર્મસાધના કાજેજ ઉદાસીન બન્યા હોય છે, તેમને તો સ્વપ્નમાં સુધ્ધાં વિષયવાસના સ્પર્શી શકતી નથી. આજકાલ બે પ્રકારના વૈરાગ્ય જોવામાં આવે છે-એક દુઃખવૈરાગ્ય અને બીજો યથાર્થ વૈરાગ્ય. દેશમાં દુષ્કાળ પડવાથી કે અન્ય કારણથી ખાવાનું મળતું ન હોય, વિદ્યા કે બુદ્ધિના સાંસા હોય, આળસ હોય, પરિશ્રમ કરવો ન હોય–એવા લોકોજ આજકાલ ભેખ લઇને ભિક્ષાવૃત્તિનો ધંધો કરે છે. એ વર્ગમાં કોળી, વાઘરી વગેરે હલકી વર્ણનાજ લોકો ઘણું કરીને હોય છે. પૂર્વે બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે જાતિનાજ લોકો ભિક્ષુ–આશ્રમમાં આવતા. આજકાલ તો એમાં કોઈ નિયમ કે શાસન નથી. અનેક સંપ્રદાયો ને દળો બંધાયાં છે. તે પોતપોતાની સંખ્યા વધારવા મથે છે. પવિત્ર ચારિત્ર તરફ કોઈની દૃષ્ટિજ નથી. આ ગયાજીમાંજ અત્યારે ચાલીસ વૈષ્ણવપંથી આશ્રમો છે; ઉદાસીન સંન્યાસીઓના છત્રીસ છે અને કબીરપંથના પાંચ છે. આવાં નાનાં નાનાં દળ બંધાઇ જતાં પવિત્રતાના રક્ષણનો ભાર કોણ લઈ શકે? આવી વસ્તુસ્થિતિમાં જેઓ યથાર્થ ધર્માર્થી વૈરાગી હોય છે, તેમણે અત્યંત સાવધાન રહેવાની જરૂર

છે. જેઓ આંગણે આંગણે ભિક્ષા માંગતા ફરે છે, તેઓ ઘોર અવિશ્વાસી છે. જે દયાળુ રામ કીટપતંગને પણ આહાર આપે છે, તે શું તમને નહિ આપે ?

એક સૂર્યભક્ત—બાબા ! અમે તો ગૃહસ્થાશ્રમી રહ્યા; સંન્યાસી વૈષ્ણવોને જોઇ અમને કેવો વિચાર આવે ? એમના સંબંધી વિચાર કરતાં પણ અમારૂં અકલ્યાણ થઇ જાય.

બાવાજી—રે ! સૂર્યભક્ત ! ગૃહસ્થાશ્રમી હોય કે સંન્યાસી હોય, પણ પ્રત્યેક નરનારીએ ભક્તિ કરવી જોઇએ. કેવળ ભેખ ધારણ કરીનેજ ભક્તિ કરાય, એવું કાંઇ નથી. મનુષ્યમાત્રમાં ગુણ દોષ રહેલા છે; માટે દોષના પરિત્યાગપૂર્વક જેમાં તેમાંથી ગુણ ગ્રહણ કરવાનોજ પ્રયત્ન કરવો. મધમાખ જેમ ફૂલોમાંથી કેવળ મધ મધ ચૂસી લે છે, તેવી રીતે મનુષ્યના ગુણ માત્ર લેવા જોઇએ. પાપ કે દોષ જણાય તેનો વિષની માફક ત્યાગ કરી દેવો.

એક દેવીભક્ત—વારૂ, બાબા ! અમુક અમુક વ્યક્તિમાં કયો ગુણ રહ્યો છે તે મને તો શોધતાં પણ જડતો નથી.

બાવાજી—રે ! શ્યામા ! તે દહાડે અંધારી રાત્રિએ પેલા મનુષ્યે આપણને ફાનસ લઇને રસ્તો નહોતો દેખાડયો ? એ પરથી જાણી લે કે, એનામાં પરોપકારનો ગુણ છે. એ ગુણની ભક્તિ કરવી. ભગવાન સર્વમાં બિરાજમાન છે. બધાંય જણ તેનાં સિંહાસન છે, બધાંય જણ તેનાં મંદિરો છે; એવું ચિંતન હરહંમેશ કરો એટલે ભક્તિભાવ આપોઆપ પ્રકટ થશે.

ગંગાદાસ—તો પછી અમને ભૈરવના સ્થાનકમાં જવાની ના કેમ કહો છો ?

બાવાજી—ભગવાન તો અગ્નિમાં પણ છે, તો પછી આપણે તેમાં કેમ પેસતા નથી ?

ગંગાદાસ—તેમ કરવાથી દાઝી મરાય, તેથી.

બાવાજી—તો તેજ પ્રમાણે ભગવાન સર્વવ્યાપી હોવા છતાં સર્વ સ્થાનોમાં જઇ શકાતું નથી. કુસંગથી પણ દાઝી મરાય. સિદ્ધ હોય, તેઓજ બધાં સ્થાનમાં નિર્ભય પણે વિચરી શકે.

સાધુભક્ત કેશવદાસ—સિદ્ધ થવાનો ઉપાય શો ?

બાવાજી—કેશવદાસ! આપણે તો વૈષ્ણવ. આપણાથી મેલાં સાધનોનો આશરો લેવાય નહિ. ભગવાન વિષ્ણુ બહુ દયાળુ છે. સંસાર પ્રત્યેની આસક્તિ ત્યજી ગુરુએ કહેલે રસ્તે ચાલવાથી સિદ્ધિલાભ થાય છે.

કેશવદાસ—સંસાર પ્રત્યેની આસક્તિ એટલે શું ?

બાવાજી—આ નશ્વર શરીરને આત્મા અગર 'હું, હું' કહી ઓળખવું એનુંજ નામ સંસાર અને આ દેહને અત્યંત ચાહવો ને તેના પર મોહ રાખવો તેનુંજ નામ સંસારાસક્તિ. જે કોઇ સ્ત્રી કે પુરુષ કેવળ આહારવિહાર, વસ્ત્રાલંકાર, ગાડીવાડી કે હીંડોળાખાટની પાછળ ઘેલાં થયેલાં જણાય તે સંસારાસક્ત છે, એમ સમજવું. ઘણાં જણ એમ માને છે કે, વસ્તી છોડી વનમાં રહેવાથી સંસારનો ત્યાગ થઇ જાય છે; પણ એ ભારે ભ્રમ છે. વનમાં વસવા છતાં જે આહાર કે સ્નાન માટે, મઢૂલી કે લંગોટી માટે, આસન કે આચમની માટે, અગ્નિકુંડ કે કમંડળ માટે વ્યગ્ર રહ્યા કરતો હોય, તેને પણ સંસારાસક્ત સમજવો. આ દેહ એ 'હું' નથી, 'હું' તો નિરાકાર આત્મા છું. જગતમાં આ દેહ માટેજ વિવિધ ઉદ્યોગો થતા જણાય છે, પરંતુ વાસ્તવિક 'હું' એ નિરાકાર જીવાત્મા છે; તેથી એ 'હું' ને માટે કંઇજ ઉદ્યોગ ન હોય. ગામ, નગર, હાટ, બજાર જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં દેહને આવશ્યક પદાર્થો બધા મળી રહે છે; કિંતુ આની 'હું'

તૃષ્ણા ટાળવા માટેનાં અન્નજળ નથી મળતાં. ગુરુએ આપેલો ઉપાયજ 'હું'નાં અન્નજળ છે. એ રીતે સંસારાસક્તિનો સંપૂર્ણ ત્યાગ કરી દઈ એ ઉપાયનું યથાવિધિ સેવન કરવાથી નિશ્ચય પરમ સિદ્ધિ મળે છે.

આશાવતી—પ્રભો ! આપ સૌના પ્રશ્નોત્તર સાંભળી મારો અંતરાત્મા આનંદથી થનથનાટ કરી રહ્યો છે. તેથી લાગે છે કે, મારી પણ સદ્‌ગતિ થશેજ. મારા ભાગ્યમાં કયો ગુરુદત્ત ઉપાય લખાયો છે ? મા ! યોગિની માતા ! કયાં છે રે તું ? માવડી ! વધારે દહાડા હવે મારાથી આમ નહિ કઢાય !

બાવાજી—મા ! તારી વ્યાકુળતા અને તારો અનુરાગ જોઈને આ યોગીનાથજીની માફક હું પણ ધન્ય બન્યો છું. મા ! યોગિની માતા તો પાસેજ છે. તે સ્ત્રીપુરુષ બન્નેમાં રહે છે. તેનું નામ કુંડલિની છે. યોગીનાથજીએ તારી કસોટી કરવા તને થોડો સમય આપ્યો હતો. લાગે છે કે, હવે વધુ પરીક્ષા કરવાની જરૂર નથી. અનુરાગ ઉત્પન્ન કરવા માટેજ પરીક્ષાનું પ્રયોજન છે. તારામાં જે અનુરાગ મને જણાયો છે તે અતિશય દુર્લભ છે !

આશાવતી—મારો પોતાનો કોઈજ ગુણ નથી. આ અભાગિનીનું આ સંસારમાં કોઈ નથી; તેથી એ યોગિની માતાની કૃપાપ્રસાદી હું મેળવી શકું એટલી મારા પર દયા કરો.

બાવાજી—હવે સંધ્યાકાળ થવા આવ્યો છે. સૌ સૌનાં સાધન-ભજનમાં જોડાઓ, વધુ વાતચીત બીજે પ્રસંગે.

એ પછી બધાં જણ એક ઝરા આગળ ગયાં. એ ઝરાનુંજ નામ આકાશગંગા. અતિશય સ્વચ્છ જળ—જાણે કે પર્વત ને પરસેવો વળી તે જળરૂપે દડદડ પડે છે !

આશાવતી—આ જળ કયાંથી આવે છે ?

ગંગાદાસ—આકાશમાંથી ગંગાજી પધારે છે, તેથીજ એનું નામ આકાશગંગા પડયું હશે.

બાવાજી—ના, ભાઇ ! એ વાત બરાબર નથી. પંડયાઓ યાત્રાળુઓને છેતરી ધન મારી ખાવા માટે એ પ્રમાણે કહે છે. એને ઝરો કહે છે. વૃક્ષ જેવી રીતે મૂળિયાં વાટે પૃથ્વી-માંથી જળ ચૂસી એકેએક વૃક્ષનાં ડાળપાંખડાંને પહોંચાડે છે તેવી રીતે નીચે કોઈ સ્થાને અગર ઉપર પહાડમાં કોઈ ઠેકાણે જળનો જથો સંચિત થયેલો હોવો જોઇએ. પથ્થરમાં પણ ઝાડનાં મૂરાડિયાં જેવી નાની નાની શિરાઓ હોય છે, તે એ જળ ચૂસી લાવે છે, ને તે આ પથરાઓમાંથી દદડે છે. એ ભગવાનની લીલા છે. બાકી વળી પાણી તે એની મેળે કદી ઊંચું ચઢી શકે ખરૂં ? જળની ગતિ હમેશાં નીચાણ તરફ હોય છે, પરંતુ પહાડ ઉપર મનુષ્યોની વસ્તી છે, તેમને નીચેથી પાણી ઉપર વહી જવું પડે તેમ હતું; તેથી ભગવાને કૃપા કરી એટલે પાણી પથ્થરને ભેદીને ઉપર ચઢયું અને આ દડદડ કરતું અહીં પડે છે. આજ વાસ્તવિક ગંગા ! ગંગાજીની ઉત્પત્તિ વિષ્ણુ ભગવાનના ચરણ-કમળમાંથીજ છે; આ પણ એજ પ્રભુનાં દયારૂપચરણોમાંથી ચાલી આવે છે. જેમ પહાડમાં જળ જણાય છે તેમ વૃક્ષમાં પણ છે અને લતાવેલાદિમાં પણ છે. મરુભૂમિમાં નદી વગેરે જળાશયો નથી, તો ત્યાં જળનાં વૃક્ષો છે; તેમનું નામ 'પાન્થપાદપ.' તેમાં ઘા કરતાંજ નિર્મળ જળ મળી આવે છે. જે દયાળુ પ્રભુએ આ નશ્વર દેહના રક્ષણ માટે આવાં સરસ સાધન કરી રાખ્યાં છે, તેણે શું જીવાત્માની ભૂખતરસ મટાડવાનાં સરસ સાધન નહિ કર્યાં હોય ? અવશ્ય કરી રાખ્યાં છે. વાસ્તવિક ભૂખતરસ પ્રકટતાંજ તેની તૃપ્તિનાં સાધનો મળી જાય છે; માટેજ સદ્ગુરુ પોતાના શિષ્યોની પરીક્ષા કર્યા વગર ધર્મની દીક્ષા આપતા નથી. જેમને

ધર્મની ખરી ભૂખ ઊપજી નથી, તેમને ઉપદેશ કરવાથી તેઓ તેનું પાલન કરતા નથી, માટે આચાર્યો કઠક કસોટી કરી જુએ છે. મા ! આ યોગીવર પણ તારી એવી કસોટી કરતા હતા. તું દુઃખી ના થતી. તારો શુભ અવસર જલદી આવશે. અત્યારે તો ભગવાનનું સ્મરણકીર્તન કર. વિશેષ વાર્તાલાપ બીજે સમયે.

આશાવતી—પ્રભો ! આપની રજા હોય, તો આજે હું ગયા-ધામમાં ફરીને દર્શન કરી આવું.

યોગી—મા આશાવતિ ! તારો આ સંકલ્પ ઉત્તમ છે, કિંતુ તારા એકલાથી એમ ફરાય નહિ. ગયાજીમાં અત્યારે અનેક દુષ્ટ લોકો પણ વસે છે. તેઓ સ્ત્રીઓને એકલી જોઇ અયોગ્ય વ્યવહાર આચરે છે ને કેટલીક વાર ભારે ઉપદ્રવ મચાવે છે.

આશાવતી—હું તો દુઃખિયારી છું, ધનદોલતમાંનું કંઇજ મારી પાસે નથી; દુષ્ટો મારૂં શું નુકસાન કરવાના છે?

યોગી—તારી પાસે ધનદોલત નથી, પણ તું રહી એક સ્ત્રી અને વળી તરુણી; સતીત્વ એ તારૂં પરમ ધન છે. જે નારી પાસે સતીત્વરૂપી રત્ન છે, તે લાખો સોનૈયા કરતાં વધારે મૂલ્યવાન છે. એ અમૂલ્ય રત્ન માટે નિશદિન પ્રાણપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. તેં જે યોગાભ્યાસ કરવાની ઇચ્છા ધરી છે, તેનું પ્રધાન સાધન આ સતીત્વજ છે. ઇંદ્રિયોની ચંચળતા કરાવનારી ચિત્ત-વૃત્તિનો નિરોધ ન થાય, ત્યાંસુધી યોગસાધનનો અધિકાર પમાતો નથી. ચારિત્ર શુદ્ધ રાખવું હોય તો કુસંગ માત્રનો વિષવત્ ત્યાગ કરવો જોઇએ, માટેજ આ દુર્જનોથી ભરેલા નગરમાં જવાની ના કહું છું.

આશાવતી—પ્રભો ! મારા મનમાં એક બીજો પ્રશ્ન ઊઠે છે—ભગવાન સાકાર કે નિરાકાર ?

યોગી—ભગવાન સચ્ચિદાનંદસ્વરૂપ છે. તેને સીમા નથી, તે અનંત છે. તે સર્વવ્યાપી, નિરાકાર ચૈતન્યસ્વરૂપ છે. આપણને જેમ આ શરીર છે, તેવું એને હોવાનો સંભવ નથી.

આશાવતી—તો પછી લોકો તેની મૂર્તિ બનાવીને કેમ પૂજતા હશે ?

યોગી—લોકોને બ્રહ્મજ્ઞાનનું શિક્ષણ આપવા કાજે શાસ્ત્ર-કારોએ બ્રહ્મના રૂપની કલ્પના કરેલી છે. જો ! મૂર્તિ જ્યાંસુધી કારીગરના ઘરમાં હોય છે ત્યાંસુધી લોકો તેને પૂજતા નથી. એ મૂર્તિની જ્યારે પ્રાણપ્રતિષ્ઠા થાય છે, ત્યારેજ લોકો તેની પૂજા કરે છે. મતલબ કે, આ મૂર્તિ એ કંઇ દેવતા નથી; પણ એ મૂર્તિમાં જે પ્રાણની પ્રતિષ્ઠા કરવામાં આવે છે, તે પ્રાણજ દેવતા છે.

આશાવતી—અનેક જ્ઞાની વૈષ્ણવો રાધાકૃષ્ણની ઉપાસના કરે છે તેઓ અજ્ઞાની છે, એમ તો નજ કહેવાય ને ?

યોગી—એ પૂજા રાધાકૃષ્ણની મૂર્તિની નહિ, પણ ઈશ્વર પુરુષ અને પ્રકૃતિ બંને રૂપે છે; એ પુરુષ પ્રકૃતિ ઉભયની પૂજા એ રાધાકૃષ્ણની ઉપાસના. આ રહસ્ય, તું જ્યારે યોગસાધના કરતી થઇશ ત્યારે બરાબર સમજી શકીશ.

એક જામફળીના ઝાડની છાયા તળે એક સ્વચ્છ શિલા પર આસન જમાવી એક તેજસ્વી ગૌરકાય વૈષ્ણવ હરિનામનો જપ કરતો હતો; તેણે યોગીવર તથા આશાવતીને બીજી એક શિલા પર બેસવાની આદરસહિત વિનંતિ કરી.

યોગી—( શિલા પર બેસીને ) આજ મારે સોનાનો સૂરજ ઊગ્યો કહેવાય કે ભાગ્યયોગે આપનાં દર્શન થયાં.

વૈષ્ણવ—હું તો આપનો દાસ થાઉં. જે ઠેકાણે ભક્ત-

સમાગમ, તે ઠેકાણે ભગવાનનો વાસો. ભગવાને શ્રીમુખે કહ્યું છે કે, "હે નારદ! ભકત એજ મારાં માતપિતા છે. હું સામાન્ય જીવોની માફક નારીની કૂખે અવતરતો નથી. ભકતનું હૃદય એજ મારૂં જન્મસ્થાન છે. ભકતનું શુદ્ધ અંતઃકરણ એ વસુદેવ અને ભકિત એ દેવકીજી. શુદ્ધ અંતઃકરણની સાથે જ્યારે ભક્તિનો યોગ થાય છે, ત્યારે હું ભક્ત હૃદયમાં જન્મું છું, એટલે ભક્ત મારાં દર્શન કરીને આનંદમાં આવી જઇ નામ પાડે છે. એટલા માટે ભક્ત એજ મારાં માતાપિતા. હું વૈકુંઠ કરતાં પણ જે ભક્તજનો મારૂં ભજનકીર્તન કરે છે, ત્યાં વિશેષ વસું છું." આપના જેવા પરમ ભક્તનાં દર્શન પામી હું કૃતાર્થ થયો છું.

યોગી—મને ભક્ત કહીને ઓળખાવશો નહિ. ભગવદ્ભક્તિ એ સહજ વસ્તુ નથી. અનેક સૌભાગ્ય હોય ત્યારેજ ભક્તિ–ધનના અધિકારી થવાય. અહૈતુકી ભક્તિ, સામાન્ય સાધનભજનથી પ્રાપ્ત થતી નથી. ભક્તિ વિષે આપ કંઈક કહો.

વૈષ્ણવ—આ દાસ તો ભક્તિમાં શું સમજે? આપજ આ દાસ ઉપર કૃપા કરી કંઇ ભક્તિનો ઉપદેશ આપો.

યોગી—આપ તો એક પરમ ભક્ત છો. આપનો આ અસાધારણ વિનયજ એનો પુરાવો છે. દયા કરીને આપ એકાદા ભક્તિતત્ત્વની આલોચના કરો.

વૈષ્ણવ—આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો દાસ અપરાધમાં પડે. માટે જે કંઇ જાણું છું તે કહું છું. ભક્તિશાસ્ત્રમાં કહ્યું છે કે, પ્રથમ નિષ્ઠા, પછી સાધુસમાગમ અને પછી ભજનની જરૂર છે. જે જે કંઇ ઉપદેશ મળે તે તે પ્રથમ તો નિષ્ઠાપૂર્વક ગ્રહણ કરવો, નિષ્ઠાવાન બનીને સાધુસમાગમ કરવો, સાધુના જીવન પરથી સદાચાર શીખવા અને સદાચારી બન્યા પછી ભજન કરવું.

ભગવાનના મહિમાનું શ્રવણ કરવું, કીર્તન કરવું, નામસ્મરણ કરવું, તેની સેવા કરવી, અર્ચના ને વંદના કરવી, તેના દાસ તરીકે પોતાને ઓળખવું, સખા તરીકે ચિંતન કરવું અને તેના ચરણોમાં આત્મસમર્પણ કરવું–એને ભજન કહેવામાં આવે છે. એ પ્રમાણે નિષ્ઠા, સત્સંગ અને ભજન કરતાં કરતાં અંતરમાં ભક્તિનો અંકુર ફૂટે છે. જેના અંતરમાં એ ભક્તિનો અંકુર ફૂટે છે, તે ક્ષમાશીલ બને છે, વૃથા વખત ગુમાવતો નથી–અર્થાત્ સદા-સર્વદા ભગવાનનાં નામસ્મરણ, કીર્તન, શ્રવણ અને મનનમાં વખતનો સદુપયોગ કરે છે. તે વૈરાગી અર્થાત્ વૈરાગ્યયુક્ત અને અહંકારશૂન્ય થાય છે તથા અત્યંત આશા અને ઉમળકા સહિત પ્રાર્થના કરે છે. ભગવાનના યશોગાનમાં તેની રુચિ બંધાય છે અને તે હરહમેશ ભગવાનના ગુણકીર્તનમાં આસક્ત રહે છે. ભગવાન સર્વવ્યાપી છે, તેથી સકળ પદાર્થ અને સર્વ ભૂતપ્રાણી વિષે તેની પ્રીતિ બંધાય છે.

એ ભક્તિનો હજી માત્ર ફણગો ફૂટે છે અને આ બધા ગુણો હજી તો જન્મે છે, એટલામાં મારા જેવો ષડ્રિપુપરાયણ દાસ-જન પોતાને ભકત કેમ કરી ઓળખાવી શકે?

આશાવતી—જી, આપ સંસારને ત્યાગી ઉદાસીન થયા છો, તો પછી આપને એ રિપુઓનો ભય શેને હોય?

વૈષ્ણવ—મા! મેં ઘરબાર ને સગાંસંબધીઓનો ત્યાગ કર્યો ખરો, પરંતુ અંતરસ્થ કામક્રોધાદિ રિપુગણનો હજી હું ત્યાગ કરી શકયો નથી. વળી ઘરબાર ને બંધુબાંધવોનો ત્યાગ કર્યો એટલે આ સંસારનો ત્યાગ થઇ ચૂકયો, એમ નથી. સંસાર એ કોઇ ખાસ પદાર્થ નથી. ભગવાનમાં પ્રેમ ન રાખતાં તેણે બનાવેલા પદાર્થોમાંજ પ્રેમ રાખ્યા કરવો તેનુંજ નામ સંસાર.

જ્યાંસુધી ઇશ્વરમાં સંપૂર્ણ પ્રેમ ન બંધાય, ત્યાંસુધી સંસારનો પરિત્યાગ થાય નહિ. ઘરમાં ભજનસાધન કરવામાં બાધા નડવાથી હું નિર્જન સ્થાનમાં એકલો રહ્યો છું, પણ માત્ર તિલક, માળા ઇત્યાદિ વૈષ્ણવનાં ચિહ્ન ધારણ કરવાથી વૈષ્ણવ થવાતું નથી. જે જન અનન્ય શ્રદ્ધાપૂર્વક શ્રીવિષ્ણુ પર પ્રેમ કરે તેજ વૈષ્ણવ.

આશાવતી—રાધાશ્યામ એ એક વ્યક્તિ કે બે ?

વૈષ્ણવ—રાધાશ્યામ, સીતારામ, –એ બધાંય એક છે. જે પુરુષ છે તેજ પ્રકૃતિ છે. તમે અને તમારી શક્તિ, એમ બે જુદાં નામે બોલાય છતાં વસ્તુ તો એકની એકજ છે; તેમ આ રાધાશ્યામ વગેરે પણ એકજ વસ્તુ છે. અગ્નિ અને અગ્નિની દાહક શક્તિ, બંને એકજ વસ્તુ છે.

યોગી—આશાવતિ ! ગયાધામ એ સિદ્ધ સ્થાન કહેવાય છે. અનેક મહાત્માઓને આ ક્ષેત્રમાં સિદ્ધિનો લાભ મળ્યો છે. શ્રીચૈતન્યદેવને પણ આ ગયાધામમાંજ ધર્મજીવનનો લાભ થયો હતો. એ સકળ સિદ્ધ પુરુષોનો શ્વાસપ્રશ્વાસ હજી પણ ગયાજીના વિશુદ્ધ પહાડી વાયુમાં વહી રહ્યો છે.

આશાવતી—તે કેવી રીતે પ્રભો ? શ્વાસપ્રશ્વાસ તે વળી એકજ સ્થાનમાં રહી શકે ? તાત્પર્ય સમજાયું નહિ.

યોગી—કસ્તૂરી એક પેટીમાં બંધ કરીને થોડા દહાડા પછી ત્યાંથી ખસેડી લેવામાં આવે, તોપણ ઘણા દિવસ પછી જ્યારે જ્યારે એ પેટી ઉઘાડવામાં આવે છે ત્યારે ત્યારે તેમાંથી સુગંધીની બહેક મારે છે. એ કેવી રીતે સંભવે છે ? વિશ્વપતિ જગદીશ્વરનો એ કેવો મહિમા ! એના એ કૌશલ્યનું વર્ણન કોનાથી થઇ શકે તેમ છે ? એકજ ખેતરમાં ખૂબ ખાતરપાણી કરીને એકસરખી તજવીજથી લીમડો, આમલી, કોઠી, આંબો, જમરૂખી,

જાંબુડી વગેરે ઝાડો રોપો; તેઓ એકજ જમીનમાં એકજ રસથી પોષાયા છતાં તે દરેકનાં ફળનો સ્વાદ કડવો, મીઠો, ખાટો વગેરે જુદો જુદો હોય છે. એ કેમ બને છે તે કોઇથી કહી શકાય તેમ છે? મા આશાવતિ! ભગવાન અનંત મહિમાવાન છે, મનુષ્ય એના આગળ ક્ષુદ્ર કીટ છે. નાનુ શું માછલું શું મહાસમુદ્ર તરીને તેની સીમા નક્કી કરી શકશે? ના, કદાપિ નહિ. તો પછી મહાસમુદ્ર કરતાં પણ જગદીશ્વર તો વધારે અનંત છે; તેનો મહિમા કોણ આંકી શકે તેમ છે? તે કૃપા કરી જેટલો જણાવે તેટલોજ આપણાથી જાણી શકાય. એ મારા પ્રત્યક્ષ અનુભવની વાત છે કે, જે સ્થાન પર કોઈ મહાત્માએ તપસ્યા કરી સિદ્ધિ મેળવી હોય છે, તે સ્થાન પર હજાર વરસ વીતી ગયા પછી પણ જો કોઇ એવી જાતની તપસ્યા કરવાના ભાવથી શુદ્ધ મનથી આસન લગાવે, તો તે સિદ્ધ મહાપુરુષની કુંડલિની શક્તિ જાગૃત થઇ તેને સમાધિસ્થ કરી દે એ તો નિઃસંશય છે.

આશાવતી—કુંડલિની શક્તિ એટલે શું?

યોગી—યોગમાં પ્રવૃત્ત થઇશ ત્યારે તે તું જાણી શકીશ; તથાપિ આટલું કહું છું તે લક્ષમાં લે. ધર્મસાધનના આરંભમાંજ ગુરુની કૃપાદૃષ્ટિથી આત્મા મોહનિદ્રામાંથી જાગ્રત થાય છે અને પોતાના ઘરરૂપી દેહની શુદ્ધિ કરવા માટે ગુરૂદત્ત મહાશક્તિનો શરીર પર પ્રયોગ કરે છે. તેનાથી શરીરમાં એક અપૂર્વ વિદ્યુત્-શક્તિનો પ્રવાહ વહેવા માંડે છે. મેરુદંડ એ તેનો માર્ગ છે, મસ્તિષ્ક એ તેનું ગમ્યસ્થાન છે. ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ નાડીત્રય તે વિદ્યુતશક્તિના સંચાલન માટેનાં દોરડાં છે. એ વિદ્યુત્-શક્તિનો પ્રવાહ જેમ જેમ શરીરમાં સંચરે છે, તેમ તેમ શરીર શુદ્ધ બનતું જાય છે. આથી એ ક્રિયાને ભૂતશુદ્ધ કહેવામાં આવે છે. યોગસાધન કરવું હોય તો આસનશુદ્ધિ, ભૂતશુદ્ધિ અને

પ્રાણાયામ—એ ત્રણની ખાસ આવશ્યક્તા છે.

આશાવતી—પ્રભો! આ પહેલાં હું સાધુજનોની ચરણરજનું માહાત્મ્ય કંઇ સમજતી નહોતી, પણ હવે જોઈ શકું છું કે, મારા જેવી પાપિણી માટે તો એ મહાઔષધ સમાન છે. વખતોવખત મારૂં મન એટલે લગી ખિન્ન અને નિરૂત્સાહ બની જતું કે ભગવાનના નામસ્મરણ માટે પણ ઉત્સાહ રહેતો નહિ ને અંતરમાં ઘોર જડતા વ્યાપી જતી. એ સમયે મારી અવસ્થા ખરેખર શોચનીય થઇ પડતી—હસાતુંયે નહિ અને રડાતુંયે નહિ—એવો તીવ્ર અંતરદાહ ઉત્પન્ન થતો. એવે વખતે કેટલીક વાર તો આત્મહત્યા કરી લેવાનું મન થઈ જતું; પણ પાપના ભયથીજ તેમ કરતી અટકી જતી. એ અંતરજવાળા કશાથી મટી શકતી નહિ; પણ જ્યારથી મેં આપની તથા બાવાજીની ચરણરજ ગ્રહણ કરી છે ત્યારથી એ બધી પીડા દૂર થઇ ગઇ છે અને ધર્મના પ્રશાંત ભાવ તથા આનંદોત્સાહનો અનુભવ કરતી થઇ છું. પ્રભો ! બીજા કોઇની ચરણ રજથી પણ શું એવોજ ફાયદો થાય ?

યોગી—મા આશાવતિ ! તારી વાત સાંભળીને મને બહુ સંતોષ થયો છે. તને ભક્તજનની ચરણરજનું જે માહાત્મ્ય સમજાયું છે તે પરથી લાગે છે કે, તારો યોગાભ્યાસનો સમય બહુ પાસે આવ્યો છે. જ્યાંસુધી અહંકારનું પ્રાબલ્ય રહે ત્યાં સુધી સાધુજનની ચરણરજમાં ભક્તિભાવ બંધાતો નથી. જેની પાસે જતાં હૃદયમાં રહેલો ધર્મભાવ જાગૃત થાય, ભગવાનનું નામ જીભ થકી પોતાની મેળે નીકળવા માંડે અને પાપબુદ્ધિ શરમાઇને પલાયન કરી જાય, તેજ ખરો સાધુ. તેની ચરણરજથી પણ ફાયદો થાય છે. કેવળ સાધુની ચરણરજનોજ આવો પ્રતાપ છે. પ્રત્યેક નરનારીમાં પણ એજ દીનાનાથ, દીનબંધુ, પ્રભુ બિરાજમાન હોવાથી પ્રત્યેક નરનારી એકેકું દેવમંદિર છે. જેના

અંતરમાં દેવભક્તિ હોય છે, તે દેવમંદિર દષ્ટે પડતાંજ તેને દંડવત્ પ્રણામ કરવા મંડી પડે છે, ને એક વારના પ્રણામથી તેને સંતોષ નથી થતો એટલે તે વારંવાર પ્રણામ કરે છે. આશાવતિ! એ પ્રણામનું માહાત્મ્ય સમજ્યા વગર કોઇને ગુરુની પ્રાપ્તિ થતી નથી; અને તેથી તેના ધર્મજીવનની શરૂઆત પણ થતી નથી.

આશાવતી—શું ગુરુ ન મળે એટલે ધર્મજીવનનો લાભ પણ ન મળે?

યોગી—ના, ગુરુ ન મળે તો ધર્મનો લાભ પણ ન મળે. ક, ખ, શીખવામાં ગુરુનું પ્રયોજન રહે છે. ગણિત, ભૂગોળ, જ્યોતિષ વગેરે શીખવામાં પણ ગુરુનું પ્રયોજન રહે છે, ખેતી કે વાણિજ્ય શીખવામાં પણ ગુરુની જરૂર પડે છે, રાંધવા વગેરે ઘરકામ શીખવામાં પણ ગુરુની આવશ્યકતા રહે છે; તો પછી કેવળ ધર્મના શિક્ષણમાં ગુરુનું પ્રયોજન ન હોય, એ કથન કરતાં વધારે આશ્ચર્યજનક કથન બીજું શું હોય? કદાચ કહીશ કે, ધર્મ તો મારા પોતામાં રહેલો છે, તો પછી તે કોની પાસે શીખવાનો રહ્યો? તો ક, ખ ઇત્યાદિ શીખવાના વિષયો વાંચ્યા કે સાંભળ્યા એટલે બસ શિખાઇ ગયા; એના માટે બીજાની ખુશામત શા માટે કરવી? જંગલોમાં, પહાડોમાં અને ધાતુઓમાં રોગો માટેનાં ઓસડો રહેલાં છે, તેને માટે વૈદ્યાચાર્યોના શિષ્ય શા માટે થવું? જેને પાણીની તરસ લાગે છે તે પાવડો ને કોદાળો લઇને કૂવો કે તળાવ ખોદવા નથી બેસતો, પણ જ્યાં જળાશય હોય છે ત્યાં જઇને પાણી પી લે છે; તેવીજ રીતે એ જ્ઞાનસ્વરૂપ ભગવાન પોતે ગુરુશક્તિરૂપે ભૂતપદાર્થ માત્રમાં વિરાજી રહ્યો છે. જે સ્થાનેથી જેવો પ્રકાશ મળી આવે, તે ઠેકાણેથી તેવો પ્રકાશ ઝીલી લેવો યાને તે જ્ઞાનનું શિક્ષણ મેળવી લેવું. જે ઠેકાણે પ્રેમ, ભક્તિ, વિશ્વાસ, પવિત્રતા વગેરે

ધર્મરૂપે પ્રકાશતાં હોય, તે ઠેકાણેથી તે ગ્રહણ કરી લેવાં જોઇએ. ધર્મ એ કંઈ એકાદિ પ્રણાલી નથી, મત નથી, દલ કે સંપ્રદાય નથી. ભગવાન પોતેજ ધર્મ છે. તે પરાશક્તિ ભગવતી વિશ્વજનની પોતેજ ધર્મ છે. ધર્મ એ એક શબ્દ નથી, પણ શક્તિ છે. ધર્મ એ એક મત નથી, પણ અનુભવનો વિષય છે. એ પરાશક્તિને જે કોઇ દર્શાવી આપે તેજ ગુરુ. જે વિષયનું જે શિક્ષણ આપે, તે તે વિષયનો ગુરુ. બધાને ચરણે નમી તેમની ચરણરજ લેતાં લેતાં અહંકારનો નાશ થઈ હૃદય વિનીત બને છે. હૃદય એ રીતે વિનીત બન્યા વગર ગુરુનાં દર્શન પમાતાં નથી.

આશાવતી—પોતે પોતાની મેળે ઇશ્વરનામનું રટણ કરવાથી શું ધર્મલાભ ન થાય ?

યોગી—શા માટે નહિ ? પણ તરસથી પ્રાણ સુકાતા હોય, પાસે સ્વચ્છ જળાશય હોય, છતાં તેમાંથી પાણી ન પીતાં જળાશય ખોદીને પાણી પીવું, એ કાર્ય જેવું બુદ્ધિયુક્ત કહેવાય તેવું એ કાર્ય સમજવું. વળી ઈશ્વરનું નામ એ 'ઇ–શ–વ–ર' એવા અક્ષરોજ નથી, પણ ખુદ ઇશ્વર પોતેજ એ નામ છે. જેમ તે પણ શક્તિ છે, તેમ નામ પણ શક્તિ છે. આપણે જે નામસ્મરણ કરીએ, તેમાં જો શક્તિ ન હોય, નામના સ્મરણથી જો પ્રેમ, ભક્તિ ને પવિત્રતાનો અંતરમાં અનુભવ ન થાય, તો તે નામ ઇશ્વરનું નામ નથી, પણ કેટલાક અક્ષરોનો સમૂહમાત્ર છે.

આશાવતી—વખત આવ્યો નથી, એમ કહેવાની શી મતલબ ?

યોગી—ખેડૂતો બી ઓર્યા પછી ધાન્ય પાકે નહિ ત્યાંસુધી તેની રાહ જોયા કરે છે. પક્ષી ઇંડું તો તરત મૂકે છે, પણ યોગ્ય સમય પહેલાં તે ફૂટતું નથી, કવખતે ફૂટે તો તે કાચું પડે છે; તેવીજ રીતે જેના હૃદયમાં ધર્મને માટે વ્યાકુળતા વ્યાપી હોતી

નથી અને જેનો અહંકાર નષ્ટ થયો હોતો નથી, તેને ધર્મનો ઉપદેશ આપવાથી હિતને બદલે અહિત થાય છે.

જતાં જતાં આશાવતીએ પહાડની તળેટીમાં એક સુંદર આશ્રમ દીઠો. તે જોઇ એ બોલીઃ "અહા! કેવું સુંદર! કેવું રમ્ય આ નિર્જન સ્થાન! પણ આ આશ્રમનો વાસી કયાં?"

યોગી—મા! એ દુઃખની વાત પૂછજ મા. આ સિંદૂરિયો પથ્થર જણાય છે તેની પાસે બેસીને જે મહાપુરુષ તપસ્યા કરતો હતો, તેના તપનો પ્રભાવ ચારે તરફ ફેલાયો હતો. તેવામાં એક જમીનદાર એક મુકદ્દમામાં ફસાઇ પડતાં તે સાધુનું શરણ શોધતો આવ્યો. સાધુજને વિનય કરી કરીને કહ્યું કે, "હું એ વાતમાં કંઇજ સહાય કરી શકું તેમ નથી, મારી ગુંજાશ નથી." પણ જમીનદારને એથી સંતોષ વળ્યો નહિ અને તે ફરીને આજીજી કરવા લાગ્યો. સાધુ દયાળુ હૃદયના હતા, એટલે તેમનું દિલ પીગળ્યું અને એક તુલસીપત્ર લઇને તેમણે તે જમીનદારને આપ્યું; પછી દૈવસંજોગે આ મુકદ્દમામાં તે જમીનદાર ફાવ્યો એટલે તો પછી એ સાધુ મહાત્મા પર તેનો દઢ ભક્તિભાવ જામ્યો. પુષ્કળ ધન ખર્ચીને તેણે આ રાજમહેલ સરખો આશ્રમ બંધાવી આપ્યો અને અતિથિસેવા માટે પાસેજ એક અતિથિશાળા પણ બંધાવી આપી. વળી દેવસેવા તથા અતિથિસેવા નિમિત્તે એક પરગણું પણ તેણે લખી આપ્યું. કેટલાક દહાડા તો ભારે ધામધૂમથી આશ્રમનું કામ ચાલવા લાગ્યું. એની વ્યવસ્થામાં સાધુની તપસ્યા અનેક પ્રમાણમાં ઘટી ગઇ. તે પછી થોડા દહાડા રહીને બીજા એક જમીનદારે આ સાધુજીને મળેલા પરગણાનો કેટલોક ભાગ બળાત્કારે પડાવી લીધો; એટલે તે બાબત અદાલતમાં દાવો નોંધાયો ને તેનું કામ ચાલવા લાગ્યું. એટલે તો પછી પૂછવુંજ શું? સાધુ મહાત્માની દેવસેવા, અતિથિસેવા, સાધન-ભજનો સૌ

સૌને ઠેકાણે રહ્યાં, યાને લુપ્તપ્રાય થઇ ગયાં. બરાબર દસ વાગે કેસનાં કાગળિયાં લઇને સાધુ મહાત્માને કચેરીમાં દોડવું પડતું. એ રીતે સાધુ મહાત્માની સવારી કચેરીમાં રોજ ને રોજ હાજર રહેતી જોઇને ધીમે ધીમે બીજા લોકો તેમની સાખપત્રી કરાવવા લાગ્યા. એમ કરતાં કરતાં તો સાધુજીનાં રહ્યાંસહ્યાં ધર્મકર્મ પણ ઊડી ગયાં અને તેઓ એક પક્કા મુકદ્દમાબાજ બની ગયા. પરંતુ આશાવતિ! ગમે તેમ પણ, તપસ્યાનું ફળ તદ્દન નષ્ટ થઇ જતું નથી. એક રાત્રે સાધુજીના મનમાં ઓચિંતું સ્ફુરી આવ્યું કે, 'આ હું શું કરી રહ્યો છું? હાય! હાય! શું આટલા-જ માટે હું સંસારનો ત્યાગ કરીને અહીં આવ્યો છું? છિઃ છિઃ! ધિક્કાર છે મને! ધિક્કાર છે! અરે! ઓ લોભ! અરે ઓ લાલચ! તમે બેએ મારો સર્વનાશ કરી નાખ્યો છે! જાઓ, હઠો, દૂર હઠો! હવે નહિ, બસ નહિજ. જય ગુરો! જય ગુરો! પ્રભો! રક્ષા કર! મારી રક્ષા કર!' એમ કહેતાકને તેણે એ રાતને વખતેજ કાશી-જીની દિશામાં એકીશ્વાસે દોટ મૂકી. એ રીતે ભૂખે પેટે ને વગર નિદ્રાએ દોડતો ને દોડતો તે કાશીજી પાસેના કોઇ એક ગામમાં પોતાના ગુરુચરણમાં ઉપસ્થિત થઇ ગયો. પોતાના શિષ્યને આવી ઉન્મત્ત અવસ્થામાં આવેલો જોઇને ગુરુજીનું હૃદય ઘવાઇ ગયું. તરતજ તેમણે તેને ખોળામાં લઇ લીધો અને આલિંગન કરતાં કરતાં પૂછ્યું: 'બેટા રામદાસ! તારી આવી દુરવસ્થા થવાનું શું કારણ?' ગુરુના સસ્નેહ આલિંગનથી એક પ્રકારની શાંતિ પ્રાપ્ત કરીને સ્વસ્થ થયેલા તે રામદાસ બાવાએ પોતાની વીતક વાત અથથી ઇતિ સુધી ગુરુજીને કહી સંભળાવી. શિષ્યની આ અધો-ગતિની વાત સાંભળીને ગુરુજી બોલ્યા: 'બેટા! તું નાસીને અહીં આવ્યો છું, તે બહુ સારૂં કર્યું છે. હવે ફરીને તે ઠેકાણે જતોજ નહિ; અહીંજ રહેજે." તે મુજબ રામદાસ બાવાજીએ થોડાક

દહાડા ગુરુના ચરણો આગળ રહીને થોડીક શક્તિ પાછી મેળવી લીધી, ત્યારબાદ તેઓ ગંગાકાંઠે એક નિર્જન સ્થાનમાં રહી તપસ્યા કરવા લાગ્યા. આ વખત તે કૃતકાર્ય થયા; કારણ જ્યાંસુધી ઇષ્ટદેવતાનાં પ્રત્યક્ષ દર્શન થતાં નથી, ત્યાંસુધી હૃદયની ગ્રંથિ છિન્ન થતી નથી અને સંશય નષ્ટ થતો નથી; તથા વિશ્વાસ, ભક્તિ, પ્રેમ અને પવિત્રતા પોતાનું હૃદયધન બની જતું નથી. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥**

મતલબ કે, એક એક વાર પણ ઇષ્ટદેવનાં દર્શન પામ્યા પછી અવિશ્વાસ કે સંશયનો તેને સ્પર્શ સરખો થઇ શકતો નથી. ધર્મ એ બીજું કંઇજ નથી, ઇશ્વર પોતેજ ધર્મ છે. જે હૃદયમાં તે પ્રકાશમાન થાય છે, તેજ હૃદયમાં ધર્મનો વિકાસ થાય છે. પ્રેમ, ભક્તિ, પવિત્રતા, સત્ય, દયા, ન્યાય—એ તો બધાં ધર્મતરુનાં ફળ છે, ખુદ તરુ નથી. પરમેશ્વરનો પ્રકાશ જો હૃદયમંદિરમાં ન થાય, તો એ બધાં લક્ષણોનો પણ પ્રકાશ થતો નથી. બીજાના ઉપદેશથી કે સમાજના ડરથી, લોકલજ્જાથી કે યશલાલસાથી થતું ધર્માચરણ સ્થાયી રહી શકતું નથી. કારણ ચાલ્યું જતાં કાર્ય પણ ચાલ્યું જાય છે. રામદાસ બાવાજીના અંતરમાં આ વાત હવે સોંસરી ઊતરી ગઇ હતી. તેથી આ વખત તેમણે બે-ચાર બાહ્યક્રિયા કરીને પોતાની જાતને ઠગાવા દીધી નહિ; પણ અનેક પરિશ્રમો કરીને પણ આખરે તો હૃદયક્ષેત્રમાં તેમણે ધર્મતરુનું પ્રતિષ્ઠાન કર્યું. મા આશાવતિ ! જ્યાંસુધી ઈશ્વર-દર્શનનો લાભ મળે નહિ, ત્યાંસુધી સાધક બીજા કશાયથી નિઃસંશય થઇ શકતો નથી અને ત્યાંસુધી એનું પતન થઇ જવાની પણ વિલક્ષણ સંભાવના ખરી. વિશેષમાં અહંકારનો બિલકુલ

વિનાશ ન થાય ત્યાંસુધી પુનઃ પુનઃ પતનની સંભાવના રહે છે.

આશાવતી—પિતાજી ! આ આશ્રમવાસી સાધુ મહાત્માની કથની સાંભળીને તો મારા પ્રાણુ કમકમી ઊઠયા છે. આવા મહાપુરુષની પણ જો આવી અધોગતિ થાય તો, મારા સરખી પાપિણીની તો શી ગતિ થાય, તેજ વિચાર મનમાં ઘોળાયા કરે છે. ઇશ્વર-દર્શન વિના મનના સંશયો ટળે નહિ. કોઇ કહે છે કે, તે સાકાર છે અને કોઇ કહે છે કે તે નિરાકાર છે. એ વાતનો નિર્ણય પ્રથમ થઇ જવો જોઇએ; તે શી રીતે થાય ?

યોગી—શાસ્ત્રમાં કહ્યું છે કે, તે નિરાકાર છે, તેમ સાકાર પણ છે. આ વિશ્વ બ્રહ્માંડ જેવું કશુંય નહોતું. પરબ્રહ્મે પોતાની શક્તિદ્વારા આ અખિલ બ્રહ્માંડ રચ્યું છે. સૃષ્ટ પદાર્થ—જડ અને ચેતન—એવા બે પ્રકારના છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને વ્યોમ અર્થાત્ આકાશ—એ બધા પદાર્થો, તેમજ તેમના યોગ વડે જે જે પદાર્થ થયેલા છે, તે બધાય જડ છે. કીટ, પતંગ, પશુ, પક્ષી, મનુષ્ય—એ ચેતનપદાર્થ છે. સૃષ્ટિકર્તા પોતે એ બંને પ્રકારના પદાર્થથી સ્વતંત્ર છે. તેણે સૃષ્ટિ રચી છે; કિંતુ પોતે તેથી સ્વતંત્ર છે. કોઇની સાથે તેની તુલના થાય તેમ નથી, એટલા માટે તે નિરાકાર છે. નિરાકાર એટલે શૂન્ય નહિ, હોં કે ! તે સચ્ચિદાનંદ છે. તેને રૂપ છે, પણ તે રૂપ નિત્ય અગર શાશ્વતરૂપ છે, તે રૂપ સચ્ચિદાનંદમય છે. જ્ઞાનચક્ષુ કે ભક્તિચક્ષુ ખૂલે તોજ પરમેશ્વરના એ નિત્ય અથવા શાશ્વત રૂપનાં દર્શન કરી શકાય. જયાંસુધી એના નિત્ય રૂપનાં દર્શન ન થાય, ત્યાંસુધી તેને સાકાર કે નિરાકાર જે કંઇ કહો, તે માત્ર તમારા મનની કલ્પનાજ કે પછી કોઇને મુખે સાંભળેલીજ વાત છે. ભક્ત ને સાધકજનો લાંબા વખતથી ભગવાનનાં દર્શન કરીને અપાર આનંદનો ભોગ કરતા આવે છે. એ રૂપમાધુરી એક વાર જેના જોવામાં આવે છે, તે પછી એ

કદાપિ ભૂલી જઇ શકતો નથી. બગીચાનો માલિક બાગમાં આવતાં બગીચાનો માળી જેમ દૂર હઠી જઈ અદબપૂર્વક ઊભો રહે છે, તેજ મુજબ દીનબંધુ પરમેશ્વર હૃદયરૂપી બગીચામાં હાજર થતાં, અહંકાર–માળી દૂર હઠી જઇ આઘે હાથ જોડીને ઊભો રહે છે. માળીને મોઢે તો એજ વચનો શોભે કે, "પ્રભો ! હું આપનો તાબેદાર ગુલામ છું." પ્રભુજીનું આગમન થતાં અંતરનો માળી (અહંકાર) જ્યારે વંદના કરે છે યાને નમ્યું આપે છે, ત્યારે શરીરનાં રોમ ભક્તિભાવથી ખડાં થઇને પ્રભુનું સ્તવન કરે છે અને નેત્રો તેના ચરણો પખાળે છે.

આશાવતી—પ્રભો ! દાસી ઉપર આપે બહુજ કૃપા કરી છે. હવે ધર્મનાં સકળ ગૂઢ તત્ત્વોનો બોધ આપવાની કૃપા કરશો ?

યોગી—મા ! ધર્મનાં ગૂઢ તત્ત્વ તને હું નહિ કહું. એ કૃપા તો યોગિની માતાનાં દર્શન સિદ્ધ થશે ત્યારેજ તને તેમની પાસેથી પ્રાપ્ત થશે. મેં તને જે જે કહ્યું છે તે તો બધુંજ વિવિધ ધર્મ-ગ્રંથમાં પ્રસિદ્ધ થયેલું છે. ધર્મ એ કંઇ વાતનો કે મતસંપ્રદાયનો વિષય નથી; એ તો પ્રત્યક્ષાનુભૂતિનો વિષય છે.

તે પછી યોગીવર એક દહાડો આશાવતીને લઇને એક પહાડ-વાસી મહાપુરુષના આશ્રમમાં જઇ ચઢયા. તેમને આવેલાં જોઇને એક સેવકે આ નવા આગંતુક મહેમાનોના ભોજન માટે નરમાંસ લાવીને હાજર કર્યું. તે જોઇને આપણા આ મહેમાનો શંકાનિવારણ માટે મહાત્માઓ પાસે ગયાં અને તેમને પ્રણામ કરીને જિજ્ઞાસા કરી:—

યોગી—જી મહારાજ ! આવી જાતની વસ્તુનો આહાર કરવો એ શું ધર્મનું અંગ છે ?

મહાપુરુષ—ના મહારાજ ! ધર્મ એક છે અને ગમ્ય પથ

ચાને અંતિમ લક્ષ્યસ્થાન પણ એક છે. લોકોની રુચિ અનુસાર જુદા જુદા મત અને જુદા જુદા પંથો છે. જે જન જે પંથે જાય છે, તે પંથને અનુરૂપ તેનો આહારવ્યવહાર રહે છે. કોઇ પંથ અગર માર્ગમાં અન્નશાકાદિ વિવિધ ગ્રાહ્ય વસ્તુઓ આહાર માટે મળી શકે છે, ત્યારે કોઈ માર્ગે માંસ વગર બીજું કંઇજ મળી શકતું નથી. ગમ્ય અથવા લક્ષ્યસ્થાને પહોંચી ગયા પછી ભેદ-જ્ઞાન રહી શકતું નથી. જુઓ, અમે ચારે જણા પહેલાં સંપૂર્ણ સ્વતંત્ર સ્વતંત્ર માર્ગે ચાલતા હતા. એક જણ રામાનંદી, બીજો નાનકપંથી, ત્રીજો કાપાલિક અને હું અઘોરી હતો. પહેલાં અમારી વચ્ચે મુદ્દલ મેળ નહોતો; એટલુંજ નહિ પણ સામો ઘોર વિરોધ હતો. એમ ચાલતાં ચાલતાં અમે જ્યારે ગમ્યસ્થાન અર્થાત્ અમારે સાચે ઘેર પહોંચ્યા, ત્યારે અમે ચારેજણે આશ્ચર્યપૂર્વક જોયું કે અમે ચારે જણ એકજ સ્થાન પર આવી રહ્યા છીએ. અમારી સઘળી ભિન્નતા ચાલી ગઇ છે અને અમે એકજ ઘરમાં એકજ વસ્તુને એકજ ભાવે જોઇએ છીએ અને એકજ રસ્તે ચાલીએ છીએ. ભેદજ્ઞાનથી હૃદયમાં જે કલેશનો અનુભવ કરતા હતા, તે કલેશ હવે રહ્યો નથી. જેટલા દહાડા અમે ગમ્યસ્થાનકે નહોતા પહોંચ્યા, તેટલા દહાડાજ મતભેદ, દળભેદ અને સંપ્રદાયની વિવિધતા હતી–અર્થાત્ મતભેદની સાથેજ આહારવિહાર વગેરે સકળ બાબતોની ભિન્નતા રહી શકે છે; મતભેદ ટળી જતાં ભિન્નતા પણ આપોઆપ ટળી જાય છે.

યોગી—આપના ઉપદેશથી અમે અત્યંત ઉપકૃત થયાં છીએ. હવે આજ્ઞા હોય તો અમે વિદાય લઇએ.

તે પછી યોગીવર આશાવતીને લઇને વારાણસી ધામમાં પહોંચ્યા, એટલે આશાવતીએ કૃતજ્ઞતાપૂર્ણ હૃદયથી યોગીવર સમક્ષ નિવેદન કર્યું કે:—

આશાવતી—પ્રભો ! આપની કૃપાથી આ પુણ્ય તીર્થ કાશીજીનાં દર્શન કરીને હું કૃતાર્થ થઇ છું. પ્રાતઃકાળથી માંડીને સમસ્ત દિન કેવળ ધર્મનુંજ અનુષ્ઠાન થતું જ્યાં ત્યાં નજરે પડે છે. તે જોઇને તો પથ્થર જેવા કઠણ હૃદયમાં પણ ધર્મનો અંકુર ફૂટે; પણ હું જ્યારે દેશમાં હતી, ત્યારે તો સાંભળ્યું હતું કે કાશીમાં અનેક દુષ્ટ લોકો વસે છે; સ્વદેશમાં નાના પ્રકારનાં કુકર્મો કરીને પછી કાશીમાં આવીને તેઓ યથેચ્છાચારપૂર્વક અડંગા નાખે છે, પણ એવા દુષ્ટ લોકો મને તો કયાંય જણાયા નહિ.

યોગી—મા આશાવતિ ! વારાણસી એ પુણ્ય ક્ષેત્ર છે, એમાં તો સંદેહ નહિજ. જે સ્થાન પર ભગવદ્ભક્ત સાધુજનો વાસ કરતા હોય, તે સ્થાનજ ખરૂં તીર્થ છે. કાશીમાં એવા અનેક દુર્જનો આવીને વસે છે; તેમ સાધુજનો અને ધર્માર્થી લોકો પણ વસે છે. જ્યાં જ્યાં મનુષ્યનો વાસ ત્યાં ત્યાં બધેજ સારામાઠા લોકો જોવામાં આવે છે. જેઓ સારાં હોય છે તેઓ સારાંને ખોળી કાઢીને તેમની સાથે હળે મળે છે. મધમાખો હોય છે તે પુષ્પનું મધજ ખોળે છે; ત્યારે મેલું ખાનારી માખીઓ દુર્ગંધવાળા મળ પ્રતિજ દોડે છે. વિશ્વસૃષ્ટાના વિશ્વકાર્યમાં ઊંડા ઊતરીને તપાસી જોશો તો અવાક્ બની જવાશે. એક ઠેકાણે ખેતરમાં વિવિધ વૃક્ષલતા રોપવામાં આવે તો તેઓ એકજ જાતની ગરમી, એકજ જાતનો પ્રકાશ વગેરેથી વધીને ફાલે ફૂલે છે; પરંતુ શેરડીમાં મિષ્ટ રસ, લીંબુમાં ખાટો, લીમડામાં કડવો અને મરચાંમાં તીખો રસ પ્રવેશ કરે છે; તેવીજ રીતે લાલ ફૂલમાં લાલ રંગ, કાળા ફૂલમાં કાળો રંગ, પીળા ફૂલમાંથી પીળો રંગ પ્રવેશ કરીને મળે છે. જેની સંગે જે મળે તેની સાથેજ તે ભળી જાય, એ તો કુરદતનો કાનૂન છે; તેથીજ ખરાબ લોકો તારા દીઠામાં આવ્યા નહિ. ચાલ, હવે આપણે માતાજીનાં દર્શન કરવા જઇએ.

આશાવતી—માતાજી કોણ ? તેઓ ક્યાં આગળ રહે છે ? અહો ! ગઇ કાલે ભાસ્કરાનંદ સ્વામીજીનાં દર્શન કરવાથી બહુજ આનંદ પ્રાપ્ત થયો. કેવા સદાનંદ પુરુષ ! સ્વભાવ પણ બાળકના જેવો અને પવિત્રતાની તો જાણે પ્રતિમૂર્તિજ !

યોગી—આ માતાજી એ એક મહારાષ્ટ્ર દેશની પંડિતા યોગિની છે. કાશીના સ્ટેશન નજીક જે કોટ દેખાય છે, તેની ઉત્તરે વરુણા–ગંગાના સંગમ પાસે એક એકાંત આશ્રમમાં માતાજીનો વાસ છે. ચાલ ત્યાં આપણે જઇએ. ( રસ્તે ચાલતાં ચાલતાં થોડેક દૂર ગયા બાદ) મા આશાવતિ ! ગંગાજીની ઉત્તર દિશામાં નજર કર. ત્યાં પેલો જે આશ્રમ જણાય છે, તેજ એ માતાજીનો આશ્રમ. ચાલ, વરુણા પાર થઇને તે આશ્રમમાં જઇએ.

આશાવતી—આ નાવડીવાળો પાર ઉતારવાના પૈસા તો લેતો નથી, તો પછી એનો ગૃહસંસાર શી રીતે ચાલતો હશે ?

યોગી—મા ! ઉતારવાના પૈસા તો લે છે, પણ ફકીર, વૈષ્ણવ, દંડી, સંન્યાસી આદિ ભિક્ષુક જનો પાસેથી તે પૈસા લેતો નથી. આપણો ભારતદેશ આટલી દુર્દશાને પ્રાપ્ત થયો છે; રોગ શોક ને દરિદ્રતાથી દેશભરમાં હાહાકાર મચી રહ્યો છે, તથાપિ પ્રાણસમા ધર્મને તે છાંડી શકતો નથી. આજે પણ મૂઠી મૂઠી ભિક્ષા મેળવી હજારો લોકો પોતાનો જીવનનિર્વાહ ચલાવે છે. સાંભળ્યું છે કે, અંગ્રેજ લોકો આ મૂઠી ભિક્ષાદાનને અસભ્યતા કહી વગોવે છે; કિંતુ એ પણ સાંભળ્યું છે કે, એમના મત મુજબની આ અસભ્ય રીતિના અભાવે અંગ્રેજોના પાટનગર લંડનમાંજ દશ હજાર કરતાં પણ અધિક દુઃખી નિરાધાર લોકો રસ્તે રસ્તે રાતદિવસ આથડે છે. સીધી રીતે દયા ન કરવાથી લોકો નઠોર થઈ જાય છે. ત્યાં લોકો ભેગા મળી એક ઉઘરાણું કરે છે અને દુઃખીઓને માટે આશ્રયસ્થાનો ( કાર્યગૃહો )સ્થાપે છે, અને કોઈ

દુઃખી માગવા આવે તો કહે છે કે, ‘જા આશ્રયસ્થાનમાં.’ પરંતુ આશ્રયસ્થાનના કામદારોના હૃદયહીન વ્યવહારને લીધે દુઃખી લોકોને ત્યાં જવાનું પસંદ પડતું નથી. પરિણામે બીજા કોઇ પ્રકારના આશ્રયને અભાવે તેઓ મવાલી બની ગલીકૂંચીઓમાં દુંગાઇનાં કામો કરવામાં પોતાનો વખત ગાળે છે—અર્થાત્ એ જાતની રીતથી લોકોનાં અંતર દયાશૂન્ય થઇ જાય છે, અને દુઃખી લોકો નિરાધાર રહે છે. આવું છતાં પણ ફંડ થાય તેમાં દાન આપવું એ સભ્યતા અને સીધે સીધું પોતાને હાથે મૂઠી-દાનદ્વારા દુઃખીને આશ્રય આપવો એ અસભ્યતા!!! એ દુઃખની વાત કહેવી કોને? સાંભળે કોણ? અંગ્રેજો આજે દેશના રાજ્ય-કર્તા હોઇ તેઓ જે તે વાતમાં ગુરુ અને આદર્શ મનાય છે. અંગ્રેજ જે કહે તેજ સાચું-વેદવાકય! આ બધી નાવડીઓના માછી (આપણા લોકો સુધરેલા અને અંગ્રેજી ભણેલા તથા ભર-ઉનાળામાં પણ કોટ પાટલૂનમાં બફાઈ મરનારાઓની પેઠે) અંગ્રેજોનું અનુકરણ કરતાં શીખ્યા નથી, તેથીજ આપણા જેવાં હજી વગર પૈસે નદી પાર ઊતરે છે.આવ, મા! આમ ચાલી આવ.

આશાવતી—ઓ મા! કેવું ગીચ વન! મનુષ્યનું માથું પણ ફુટાય! આ રસ્તે એકલાં આવતાં તો મારી હિંમતજ ન ચાલે.

યોગી—કેમ મા! મનુષ્ય કદાપિ કયાંય એકલું હોય છે કે? જયાં જાઓ ત્યાં પ્રભુ તો સાથેનો સાથેજ હોય છે.

આશાવતી—એ વાત તો સાચી; પણ મને તે સર્વ સ્થાને ન જણાય ત્યાંસુધી તો કેવળ મોઢાનીજ વાત ને! એવા પુસ્તક-માંના લખાણ માત્રથી મારી છાતી ન ચાલે. એક પાંચ વરસનું છોકરૂં પણ સાથે હોય તો તો મનમાં બળ રહે; પરંતુ પરમેશ્વર સર્વવ્યાપી કહેવાય છે એટલા પરથીજ અંધકારમાં આવાં ઝાડો-નાં ઝુંડો વચ્ચે થઇને જવાની હિંમત ચાલે એવું તો ન બને,

મારૂં શરીર તો ભયભીત બની જાય. હા, સાથે એકાદ દીવો હોય તો ભય ઓછો થાય ખરો. અર્થાત્ 'પરમેશ્વર છે' એમ મોઢે બોલવું કે ન બોલવું એ સરખું છે.

યોગી—મા આશાવતિ! તેં કહી તે સાચી વાત છે. પરમેશ્વરમાં એવી જાતનો દૃઢ વિશ્વાસ જામ્યા વગર જે લોકો ધર્મ ધર્મ કહી હા હો કરતાં ફરે છે, તેમના આચારથી તો ઊલટી જગતમાં નાસ્તિકતા વધે છે; કારણકે વ્યકિત મોઢે પરમેશ્વર પરમેશ્વર કરે છે, પણ આચરણમાં નાસ્તિકતા દાખવે છે-યાને 'મુખમેં રામ ઓર બગલમેં છૂરી'ના જેવું વર્તન ચલાવે છે. આથી એવાઓને જોઇને લોકો માની લે છે કે, ધર્મને નામે જે લોક ઘાલમેલ કરતા ફરે છે, તેઓ ઢોંગી છે-ધૂતારા છે.

આશાવતી—લોકોનું એ કહેવું તો વધારે પડતું છે. કથનની સાથે આચરણનો મેળ ખાતો ન જણાય કે તરતજ તેઓ ઢોંગી થઇ ગયા, એમ તો નજ કહેવાય. જે વ્યકિત દરેક બાબતમાં કથન અને કાર્યની એકવાકયતા કરી શકતી નથી, છતાં તેમ કરવાને યત્ન કરી રહી હોય છે, તે વ્યકિતને ઢોંગી નજ કહેવાય. જે જન જાણ્યા અને સાંભળ્યા છતાં તે મુજબ ચાલવાની ઇચ્છા અને પ્રયત્ન નહિ કરતાં કુડકપટમાં મંડયો રહે તેજ ઢોંગી, ધૂતારો વગેરે કહેવાય. તેને હાથે સકળ જાતનાં પાપ થવાનો સંભવ ખરો.

યોગી—સાચું, મા! સાચું! ઠીક કહ્યું તેં. આ આવ્યો તે આશ્રમ. જો, આ કયારીની ધાર પર રહીને આવ.

આશાવતી—(માજીના ચરણો પકડીને) મા! આજે મારૂં સુપ્રભાત ઊગ્યું છે. આજે મારો જન્મ સાર્થક થયો છે. અનેક દિવસની મારી આશા, હાશ! આજે પૂર્ણ થઇ છે.

માજી—કેમ મા! આટલી બધી દીનતા શાને? ભકિતપૂર્ણ

હૃદયે ભગવાનનું નામસ્મરણ કર. તારી બધીજ આશા પૂર્ણ થશે. જ્યાંસુધી ભગવચ્ચરણારવિંદના સુધારસનો સ્વાદ મળ્યો નથી, ત્યાંસુધીજ વિષયતૃષ્ણા મટતી નથી અને વિષયતૃષ્ણા મટે નહિ ત્યાંસુધી મનુષ્યથી સુખદુઃખ કે રોગશોકના પંજામાંથી મુકત થવાતું નથી. ઋષિજનોએ કહ્યુંજ છે કેઃ–भूमैव नाल्पे सुखमास्ति। અનંતમાંજ સુખ છે, અલ્પમાં નથી. તો જો, મા ! પરમેશ્વરજ અનંત છે, બીજું બધુંજ અલ્પ છે. એ અનંતને ન પમાય ત્યાં. સુધી આશાનું નિવારણ થાય શી રીતે? બચપણમાંથીજ આપણને મોટી મોટી વસ્તુ બહુ ગમે છે. કેવળ મોટી વસ્તુજ ગમે છે, એમ નહિ; પરંતુ સુંદર ગમે છે, મંગળ ગમે છે, પુરાતન ગમે છે, સ્નેહાળ ગમે છે. એ બધી વસ્તુ જયાંસુધી ન મળે ત્યાંસુધી આશા મટતી નથી અને સંસાર અરણ્યમાં દોડાદોડી કરી અફળાતાં કુટાતાં પ્રાણ ચાલ્યા જાય છે.

યોગી—શાસ્ત્રમાં પણ કહેવાયું છે કેઃ–

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे॥**

અર્થાત્ પરથી પણ પર એવા પરમાત્માનો સાક્ષાત્કાર થતાંજ હૃદયની ગ્રંથિ છેદાઇ જાય છે, સર્વ સંશય ટળી જાય છે, અને કર્મો ક્ષીણ થઇ જાય છે.

માજી—અહા ! શો સુંદર ઉપદેશ ! જેના શ્રવણમાત્રથી અંતરમાં આશાનો સંચાર થઇ જાય. પરમાત્મદર્શનથી એવી અવસ્થા થાય છે; તો તો એનાં દર્શન કરવાંજ જોઇએ; અને દર્શન થાય નહિ ત્યાંસુધી મન સ્વસ્થ ન બને. વાહ બાબા! ધન્ય, ધન્ય!

આશાવતી—દર્શન થઇ શકતાં નથી, એજ દુઃખ છે ને !

માજી—બધુંય ધીરે ધીરે થઇ શકે છે; કશુંય એક દિવસમાં

થતું નથી. 'એકે દહાડે આંબા ન પાકે.'

આશાવતી—આપના આશ્રમની પશ્ચિમ બાજુમાં એક બંગાળી બાબુ જણાયા તે કોણ છે?

માજી—તેઓ અગાઉ વકીલાત કરતા હતા; અત્યારે બધું છોડી દઇને તેઓ થિયોસૉફિસ્ટ થયેલા છે.

આશાવતી—થિયોસૉફી એટલે, શું મા?

માજી—એ એક અંગ્રેજી શબ્દ છે. મારી પાસે કર્નલ આલ્કટ નામનો એક સાહેબ આવ્યો હતો અને તેણે એક દુભાષિયાની મારફત મારી સાથે વાતો કરી હતી. વાતચીત દરમિયાન તે આપણાં હિંદુ શાસ્ત્રોની ખૂબ પ્રશંસા કરતો હતો. સાંભળ્યું છે કે, એ સાહેબે આ બંગાળી બાબુને યોગનું શિક્ષણ આપ્યું છે. યોગશિક્ષા માટે તેમની એક સભા છે, તેને થિયોસૉફી કહે છે.

આશાવતી—આપણા બાબુઓ યાને ભણેલા લોકો સાહેબની પાસેથી યોગનું શિક્ષણ કેમ લેતા હશે? દેશમાં શું યોગીઓનો તોટો છે?

માજી—એ કોના જેવી વાત, તો કે નિર્મળ ગંગાજળ પીવાનું મૂકી તે જળ કોઇ ખાબોચિયામાં નાખીને પછી તે ખાબોચિયાના કાદવવાળું પાણી પીવું એ જેટલું સુબુદ્ધિનું કાર્ય કહેવાય તેવુંજ આ પણ કહેવાય. આમ છતાં અત્યારે તો વાત એવી થઇ ગઇ છે કે, ગોરાઓ જે કંઇ કહે તે બધાય શ્રદ્ધાપૂર્વક કાને ધરે છે અને આ દેશના યોગીઓ અસભ્ય-જંગલી મનાય છે, એટલે પછી તેમનો લાભ તો કયાંથીજ લેવા ઇચ્છે!

આશાવતી—મા! સાચુંજ કહો છો. તે દિવસે ગયાજીમાં આકાશગંગાવાસી બાવાજીએ એક બાબુને કહ્યું કે, "ધ્યાનદ્વારા મેં જોયું છે કે, વૃક્ષોને નિદ્રા આવે છે." તે સાંભળતાંજ બાબુ ખૂબ

હસી પડયો. તે વખતે ત્યાં એક ભક્ત બાબુ બેઠો હતો, તેણે કહ્યું કે, "કેમ બાબુ આપ હસો છો? તે દહાડે એક અમેરિકાના અંગ્રેજી છાપામાં એક જણે લખ્યું હતું કે ઝાડને ઊંઘ હોય છે; મેં પરીક્ષા કરીને જોયું છે." એટલે પછી તો પેલો બાબુ બોલી ઊઠયો કે, "ત્યારે તો ભાઇ! એ વાત સાચી!" દેશની આવી દુર્દશામાં જો કોઇ સાહેબ કૃપા કરીને આપણા હીનભાગ્ય ભારતવર્ષની પ્રાચીન કીર્તિકુંજની પ્રશંસા કરે, એ તો બહુજ સારૂં.

માજી—હાં મા! આ આલ્કટ સાહેબ દ્વારા ઉપકારજ થાય છે. અગાઉ બાબુ લોકો–એટલે કે શિક્ષિત લોકો આપણાં શાસ્ત્રોની ઘૃણા કરી તેમનો અભ્યાસ કરતા નહોતા; પણ આલ્કટ સાહેબને મોઢે તેમની પ્રશંસા સાંભળતાં હવે અનેક જણ શાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા છે અને કેટલાક તો ગીતા, રામાયણ કે ભાગવતનો નિત્યપાઠ પણ કરતા થયા છે.

યોગી—આહા! ભારતનું કલ્યાણ થાઓ, દુર્દશાના દહાડા દૂર થઇ જાઓ; જનનિ, જન્મભૂમિ! તારૂં કલ્યાણ થાઓ!

માજી—ગુલાબના છોડવા પર ગુલાબનાંજ ફૂલ થાય. મા આશાવતિ! તારામાં પણ ગુરુજીનો પાસ બેઠો છે. જન્મભૂમિની જે આટલી બધી ભક્તિ કરે છે, તેની તું શિષ્યા થઇ છે, તેથીજ તું પોતાને દુઃખિણી કહે છે. જન્મભૂમિનાં દુઃખ દૂર કરવા સારૂ 'સ્વાર્થત્યાગ' એજ એક માત્ર ઉપાય છે અને સ્વાર્થનાશનો એકમાત્ર ઉપાય ધર્મજ છે; તેથી જે કોઇ આજે દુર્દશાના દહાડામાં ભારતવર્ષમાં આસ્તિકતાના દરવાજા ખોલી આપે, તેને ભારતનો પરમ બંધુ સમજવો.

યોગી—મા આશાવતિ! ચાલ, હવે આપણે તૈલંગસ્વામીનાં દર્શન કરીને પછી તિલભાંડેશ્વર જઇએ. (થોડેક દૂર ગયા

બાદ ) આ જો, સ્વામીજી બેઠા છે.

આશાવતીએ તૈલંગ સ્વામીને પ્રણામ કર્યા ને તેમના ચરણ ની રજ ગ્રહણ કરી ને તે પછી તે બોલી: "પ્રભો ! હું સ્ત્રીમાણસ અતિ અજ્ઞાન, કશુંજ જાણું ના; મારો અપરાધ મનમાં લાવશો ના. આપ તો મહાપુરુષ છો, જ્ઞાનના સાગર છો. આપનાં દર્શનને લાભ થતાં કેટલીક વાતો પૂછવાની ઇચ્છા થઇ છે. મારો પ્રશ્ન એજ છે કે, જગતમાં ઉપાસ્ય દેવતા કેટલા ? અને તે કોણ કોણ ?'

તૈલંગસ્વામીએ એક પથ્થરના ટુકડા પર દેવનાગરી લિપિમ લખી જણાવ્યું કે, "ઉપાસ્ય દેવતા જગતમાં એકજ છે. પછી જે મનુષ્ય જે કોઈ નામથી અને જે ભાવથી પૂજા કરે છે, તે એ એક નીજ પૂજા કરે છે; કારણકે દેવ તો એકમાત્ર અદ્વિતીય છે, દ્વિતીય છેજ નહિ. તે શિવ અર્થાત્ મંગળમય અથવા કલ્યાણમય છે.'

આશાવતી—તેનું રૂપ કેવું છે ?

તૈલંગસ્વામી—તે સચ્ચિદાનંદ સ્વરૂપ એટલે સત્, ચિત્ અને आनंद છે, તે યોગીઓનાં હૃદયનું રંજન છે.

આશાવતી—તો પછી પ્રતિમાપૂજા કેમ કરવામાં આવે છે

તૈલંગસ્વામી—પૂજાના બે પ્રકાર છે-સાવલંબન અને નિરા વલંબન. પ્રતિમા, જળ, સ્થળ, ચંદ્ર, સૂર્ય, વૃક્ષ, લતા, નદી પર્વત-એ વગેરે સૃષ્ટ પદાર્થના અવલંબન સાથે જે પૂજા કરવા માં આવે છે, તે પૂજા સાવલંબન અને નિકૃષ્ટ પ્રકારની છે. જ્ય સુધી પરમાત્મસાક્ષાત્કાર નથી થતો ત્યાંસુધી કશાનું અવલંબન કર્યા વગર પૂજા થઇ શકતી નથી. બ્રહ્મદર્શન થયા પછી બાહ્ય અવલંબનની જરૂર પડતી નથી. સાવલંબન પૂજાનો મંત્ર આ પ્રમાણે છે: " જે દેવતા ઘટમાં, પ્રતિમામાં, જળમાં, અગ્નિમાં સર્વભૂતોમાં અને વિશ્વભરમાં રહેલો છે, તેજ એક દેવતાને નમ

સ્કાર!" કિંતુ નિરાવલંબન પૂજાનો મંત્ર કેવળ "તુહિ તુહિ" જ છે. સાવલંબન પૂજા એ એક સીડી માત્ર છે. એના કોઈ પણ પગથિયા પર અટકી રહેવાથી શ્રેષ્ઠ અવસ્થા પ્રાપ્ત થતાં વિલંબ લાગે છે.

આશાવતી—શ્રેષ્ઠ અવસ્થા પાળવાનો સચોટ ઉપાય શો?

તૈલંગસ્વામીએ આનો કંઇજ ઉત્તર ન આપતાં પોતે યોગાસને બેસી સાધનપ્રણાલી કરી દેખાડી યાને સમાધિ ચઢાવી.

યોગી—આશાવતિ! જો રે! જો, શી સુંદર શોભા! જાણે પૂર્ણિમાનો ચંદ્ર ખીલ્યો! જાણે રાજઘાટ પર હાસ્યના તરંગ ઊછળી રહ્યા છે!

તૈલંગ સ્વામી એ રીતે સમાધિભાવમાં સ્થિર થયા, એટલે યોગી અને આશાવતી તેમને પ્રણામ કરીને ત્યાંથી વિદાય થયાં.

યોગી—ચાલ મા! હવે આપણે તિલભાંડેશ્વર જઈએ.

આશાવતી—ભાસ્કરાનંદ સ્વામીજીની નિકટમાંજ બીજી એક વાડીમાં જે બંગાળી સાધુનાં મને દર્શન થયાં, તેમનો વિનય જોઇને મને તો શરમજ આવે છે. અહા! શો મધુરો તેમનો સ્વભાવ! તેમની દયા પણ કેવી આશ્ચર્યજનક!

યોગી—મહાત્માઓ તો દયાના સાગર હોય છે. તેમની દયા વડે કેટલાંયે દીન દુઃખીઓનું પ્રતિપાલન થાય છે. જોયુંને કે આપણે મહાત્મા તૈલંગ સ્વામીજીની સમીપમાં જે થોડોક વખત હતાં, તેટલા થોડા વખતમાં પણ તેમણે જળકષ્ટ અને અન્નકષ્ટના નિવારણને માટે તથા દુઃખી-દરિદ્ર બ્રાહ્મણ બાળકોના ઉપનયનસંસ્કાર કે વિવાહવિધિ માટે કેટલું બધું દ્રવ્ય આપ્યું હતું! સાચા સાધુ મહાત્મા દ્રવ્ય સંચય કરે, તો તે દ્વારા એવાં અનેક કાર્ય ગુપચુપ કરે છે.

આશાવતી—આપશ્રી જે ભગવદ્ગીતાનો પાઠ કરો છો, તેમાં

લખ્યું છે કે, જે સાધક અનન્ય મનથી ભગવાનને શરણે જાય છે, તેના સકળ ભાવો ભગવાન ગ્રહણ કરે છે અને તેના યોગ-ક્ષેમનો ભાર વહન કરે છે, એમાં જરાયે શક નહિ. સંસારાસક્ત મનુષ્યો ભારે પરિશ્રમ કરવા છતાં એ પરિવારનું ભરણપોષણ કરવામાં અસમર્થ રહે છે અને પદાર્થ પ્રાપ્ત થાય છે તો તેમ થવા અગાઉ પાછી તૃષ્ણા વધી હોય છે એટલે તેને જગતનું રાજ્ય મળે તોપણ અસંતોષ દૂર થતો નથી. ત્યારે જે ભકતો વિશ્વેશ્વરના ચરણકમળમાં પોતાનાં મન સમર્પણ કરી દઇને કેવળ તેનીજ પૂજા--સેવામાં પ્રવૃત્ત રહે છે, તેમના ભંડાર અયાચિત દાનથી ભરપૂર રહે છે. જેવી આવક તેવોજ વ્યય. ઘરની સ્થિતિ તો જેવી હોય તેવી ને તેવીજ ખાલી હોય છે; કેમકે તેમને દેનારો જે હોય છે, તેજ તેમનો ભંડારી અને તેજ કામ કરનારો ગુમાસ્તો હોય છે; ભક્ત તો માત્ર ભગવાનની લીલા જોઇને આનંદલાભ મેળવે છે.એના જેવો દયાળુ દાતા અન્ય કોણ છે?

યોગીવર અને આશાવતીએ તિલભાંડેશ્વર આવીને જોયું તો જણાયું કે, એક પાઠક મહાશય ત્યાં આગળ શાસ્ત્રનો પાઠ કરી રહ્યા હતા. તેમણે બહાર આવીને આ બંને આગંતુકને માટે આસનો આણી આપ્યાં. તે પર બેસીને—

આશાવતી—આપના શાસ્ત્રપાઠનું શ્રવણ કરીને મારૂં બહુ ભલું થયું છે. દયા કરીને એ ઉપદેશ મને સમજાવશો તો ઉપકાર થશે,

પાઠક—મા ! ઉપદેશ તે હું શું સમજાવું ? હજી મારાથી પણ ઉપદેશ સમજી શકાતો નથી ! પ્રથમ તો જાણો કે, જે સત્ય છે તે સત્યજ છે. હું છું, પણ 'હું' તે કોણ ? શરીર એ શું 'હું' છે ? ના, કારણકે શરીર એ તો જડ વસ્તુ છે. 'હું' એ તો ચેતન વસ્તુ છે અને આ શરીર એ તો 'હું' અથવા ચેતનનું રહેવાનું ઘર માત્ર છે. શરીર એ યંત્ર છે, 'હું' તેનો યંત્રી છું; કિંતુ એ 'હું'

કયાં છે? 'હું' ને દેખતાં નથી કે ઓળખતાં નથી; છતાં પણ 'હું' છું એમ કોણ કહેશે? જે જન જનશ્રુતિ પરથી એવું કહે, તે 'હું'ને માટે સાચું ન પણ હોય; કારણકે બીજા પ્રકારની જનશ્રુતિ કાને આવતાં પૂર્વભાવ બદલાઈ પણ જાય. હવે જે સત્ય છે તેને તો બદલાવાપણું હોયજ નહિ. તે તો નિત્ય, ભ્રમ કે પ્રમાદ રહિત તથા સમસ્ત માનવજાતિની સાધારણ સંપત્તિ છે. જયાંસુધી આપણે એ 'હું' ને નથી જાણ્યો કે નથી પિછાણ્યો, ત્યાંસુધી આપણે અસત્યમાંજ પડી રહ્યાં છીએ.

જગતનો સૃષ્ટિકર્તા જગદીશ્વર છે. જ્યાંસુધી આપણે તેને પ્રત્યક્ષ નથી કર્યો, માત્ર કાનેજ સાંભળ્યા કર્યો છે, ત્યાંસુધી આપણે માટે પરમેશ્વર યા જગદીશ્વર છે, એમ કહેવું એ કેવળ અનુકરણ ને વંચનામાત્ર છે; કારણકે બે દિન પછી કોઇ અશ્રદ્ધાળુ નાસ્તિકની સંગત થતાં કહેવા માંડીશું કે, "ઇશ્વર નથી." પણ એક વાર જો તેને પ્રત્યક્ષ કરી લઇએ, તો પછી તે આપણે માટે હમેશાને સારૂ સત્ય સિદ્ધ થઈ જાય છે. તે પછી હજારો નાસ્તિકો આવીને પોકાર મચાવે કે, "નથી, નથી" તોપણ આપણા મતમાં મુદ્દલ પરિવર્તન થવા પામતું નથી. ઇશ્વરને આપણે જયાંસુધી પ્રત્યક્ષ નથી કર્યો, ત્યાંસુધી આપણે અસત્યમાંજ ડૂબેલાં છીએ. એટલા સારૂ પહેલ પ્રથમ તો અસત્યમાંથી સત્યમાં જવું જોઇએ, અંધકારમાંથી જ્યોતિ કહેતાં પ્રકાશમાં અને મૃત્યુમાંથી અમૃતત્વમાં જવું જોઇએ. સત્યશીલ થયા વિના તો ગમે તેટલો ઉપદેશ પણ માત્ર મોઢાની વાતો છે. તેનાથી આપણી કાર્યસિદ્ધિ નજ થાય. માટે બીજું બધું જવા દઇ,સત્યપરાયણ થઇને આત્મતત્ત્વ અને ભગવત્તત્ત્વનો સાક્ષાત્કાર કરો. સત્ય ન જાણવા છતાં કહેવું કે, "સત્ય જાણું છું," એજ અસત્ય છે. જે જન અસત્ય આચરણ કરે છે, તે જન આત્માનું અપહરણ કરનાર ચોર છે;

એવાને હાથે કોઇ પણ પાપ એવું નથી કે જે ન થાય. એટલા માટે કહેવાનું કે સરળ થાઓ, સત્યશીલ થાઓ એટલે જીવન આપોઆપ ધર્મમય બની રહેશે.

(અત્યંત ખેદની વાત છે કે, "આશાવતીનું ઉપાખ્યાન" નામનું શ્રીગોસ્વામી પ્રભુનું રચેલું આ અતીવ સુંદર અને ગ્રહણ કરવા યોગ્ય આખ્યાન અપૂર્ણ અવસ્થામાંજ રહી ગયું છે. એ આખ્યાન "વામબોધિની" નામની પત્રિકામાં ક્રમે ક્રમે પ્રકાશિત થતું હતું. એમાં ગુરુવાદનું સમર્થન, શાસ્ત્ર, સાધુજન અને મહાપુરુષોની ઉચ્ચ પ્રશંસા ઇત્યાદિ ઇત્યાદિ આવે છે, એમ કહીને તે વખતના સાધારણ બ્રાહ્મોસમાજમાં ભારે ખળભળાટ મચ્યો હતો. તેને પરિણામે સાધુ, ગુરુ અને શાસ્ત્રોની જે જાહેર નિંદા થવા લાગી તે ગોસ્વામીજીને અસહ્ય થઇ પડતાં, તેઓશ્રી-એ અંતે પોતાના ગુરુદેવના આદેશાનુસાર આ આખ્યાન આગળ લખવાનું તરતજ બંધ કરી દીધું હતું.

અત્યારે એ શ્રીપૂજ્યપાદ ગોસ્વામીજીના શિષ્યોમાં અનેક જણ સાધનશીલ તેમજ યોગ્ય વ્યક્તિઓ છે. તેમનામાંથી એકાદ જણ પણ દયા કરીને જો આ ઉપાખ્યાન સંપૂર્ણ કરી આપશે, તો જગતનું એ દ્વારા અધિક કલ્યાણ સધાશે. કહેવું વધારે પડતું છે કે, હું (મૂળ ગ્રંથકાર) એ કામને માટે સાવ નાલાયક છું.)





# अध्याय ५ मो

[ સાધારણ બ્રાહ્મોસમાજની સાથેનો ગોસ્વામીજીનો સંબંધ સંપૂર્ણ છૂટયા પછી તેઓશ્રી ઢાકા શહેર પાસેના ગેન્ડારિયા સ્થાનમાં એક સ્વતંત્ર આશ્રમ બાંધીને, તેમાં શાસ્ત્રવિધિ પ્રમાણે ૐ એ નામ-બ્રહ્મની પ્રતિષ્ઠા કરીને શિષ્યવૃંદ સમેત ધર્મયાજન કરવા લાગ્યા. એ વખતે પોતાના ગુરુના આદેશથી ગોસ્વામીજીએ લગભગ એક વર્ષ સુધી મૌનવ્રત ધારણ કર્યું હતું. એ અવસ્થામાં કોઈ કાંઇ પ્રશ્ન પૂછતું તો એક કાગળ પર તેનો જવાબ આપતા. એવા સઘળા પ્રશ્નોત્તરો સેવકોએ યત્નપૂર્વક સંઘરી રાખ્યા છે.

ગોસ્વામીજીના બાકીના જીવનકાળમાં અનેક સ્થળેથી ભિન્ન ભિન્ન સંપ્રદાયના સાધુભકતો અને બીજા અનેક મહાનુભાવો ધર્મવાર્તા કરવાના ઉદ્દેશથી તેઓશ્રી પાસે આવતા હતા અને તેમને તેઓશ્રી જે ઉત્તરો આપતા તેની નોંધ શ્રીયુત કુલદાકાન્ત બ્રહ્મચારી, શ્રીયુત સુધન્યચંદ્ર દાસ, શ્રીસતીશચંદ્ર મુખોપાધ્યાય વગેરે શિષ્યોએ યથાવત્ રાખેલી છે. વળી એ દિવસોમાં કોઇ કોઇ શિષ્યોને પણ જે ઉત્તર તેઓશ્રી આપતા તે પણ તેઓ પોતાના સ્મરણ માટે લખી રાખતા.

એ બધા પ્રશ્નોત્તરોમાંથી કેટલાક જુદે જુદે સ્થળેથી પ્રયત્નપૂર્વક મેળવી તેમનો આ પાંચમા અધ્યાયમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ]

**પ્રશ્ન—પરમપદની પ્રાપ્તિનો અધિકારી કોણ? શોકથી કોણ દબાઈ શકે નહિ?**

ઉત્તર—

**ब्रह्मविद् परमाप्नोति शोकं तरति चात्मविद् ।**
**रसो ब्रह्म रसं लब्ध्वाऽऽनंदी भवति नान्यथा ॥**

અર્થાત્—બ્રહ્મવિદ્દ પરમપદને પ્રાપ્ત કરે છે અને આત્મવિદ્દ યાને આત્માને ઓળખનાર પુરુષ શોકથી મુક્ત થાય છે; કેમકે રસસ્વરૂપ બ્રહ્મસાક્ષાત્કારથી જે આનંદાનુભવ થાય છે, તે બીજા કશાથી થતો નથી.

વેદ ઉપનિષદોનું વિશેષ જ્ઞાન થયા વગર હિંદુ શાસ્ત્રો સમજી શકાવાં અઘરાં છે. અઢાર પુરાણ, રામાયણ, મહાભારત એ બધા ગ્રંથો છણી છણીને જોયા વગર ધર્મના અટપટા પ્રશ્નોની મીમાંસા કરી શકાય નહિ. આદિપર્વમાં એક વિષયનો ઉલ્લેખ થયેલો હોય છે, તેની મીમાંસા શાન્તિપર્વમાં મળી આવે છે; બ્રહ્માંડ પુરાણમાં એક વિષયનો ઉલ્લેખ હોય છે ને તેની મીમાંસા માર્ક-ણ્ડેય પુરાણમાં સમાયેલી હોય છે; મનુસંહિતામાં એક વિષય હોય છે, તેની વ્યવસ્થા બૃહદ્દ ગૌતમ સંહિતામાં મળે છે; નિર્વાણ-તંત્રમાં એક વિષયનો ઉલ્લેખ થયો હોય છે, ને તેનો સમગ્ર ભાગ રુદ્રયાચલમાં માલૂમ પડે છે; યજુર્વેદ સંહિતા અને સામવેદ સંહિતામાં જે બધી આખ્યાયિકાઓ છે, તેમની મીમાંસા શ્રીમદ્દ-ભાગવત કે વિષ્ણુપુરાણમાં થયેલી છે; વગેરે વગેરે. મતલબ કે, સમસ્ત શાસ્ત્રોનું અધ્યયન કર્યા વગર શાસ્ત્રનો મત આપવા બેસવું એ વંચના અર્થાત્ ઠગાઇ અને અજ્ઞાનતા માત્ર છે.

ધર્મના બાહ્ય અંશો ઉપરજ પક્ષ ઊભા થાય છે. સર્વ દેશમાં અને સર્વ સંપ્રદાયમાં ધર્મના બાહ્ય અંશો યાને કર્મકાંડ પરત્વે-જ ફાંટા પડે છે; અને એ ફાંટા પરથીજ તે ધર્મ અને તે ધર્મને માનનારા ઓળખાય છે. એ અવસ્થા ભેદીને પાર જવાય

ને જીવનમરણમાં સહાયભૂત થાય એવું જે પ્રકૃત તત્ત્વ છે તેના પ્રતિ દૃષ્ટિ વળે, તો ધર્મના વિવાદો ઘણાખરા મટી જાય.

પ્રચલિત કોઇ પણ સંપ્રદાય પૂર્ણ નથી. એક એક અંશ લઇને એક એક સંપ્રદાય સ્થાપિત થયેલો છે; તેથી બધાયમાં ઐક્ય છે, પણ તે આંશિક ભાવે.

નામસ્મરણથી પાતકીનો ઉદ્ધાર થાય છે, એ નામસ્મરણનો વસ્તુગુણ છે. નામસ્મરણને બુદ્ધિની અપેક્ષા રહેતી નથી. અગ્નિમાં હાથ નાખતાં દઝાવાનું જ; કારણ અગ્નિનો એ વસ્તુગુણ છે. જેની અંદર થોડીક ભક્તિ હોય, તે જો અભક્તિપૂર્વક નામસ્મરણ કરે, તો તેની તે થોડીક ભક્તિ પણ સુકાઇ જાય છે; માટે ભક્તિપુરઃસર નામસ્મરણ કરવું જોઇએ.

મનુષ્યમાં જે જ્ઞાનશકિત છે, તેના વડે લૌકિક પદાર્થો પર વિચાર કરી શકાય છે ને તે સમજી શકાય છે; પણ ભગવત્તત્ત્વ મનુષ્યની જ્ઞાનશકિત અથવા બુદ્ધિને આધીન નથી. ઋષિજનોએ અપરાવિદ્યા અને પરાવિદ્યાના જ્ઞાનના બે ભાગ કહેલા છે.

**नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।**
**अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥**
**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥**

અર્થાત્ એ પરમાત્મા વાણી, મન અને ચક્ષુને અગોચર છે. તે છે, એવા સામાન્ય જ્ઞાન ઉપરાંત તેના સંબંધી વિશેષ જ્ઞાન જીવને કયે પ્રકારે પ્રાપ્ત થાય? મંત્રતંત્રથી, તીક્ષ્ણ બુદ્ધિથી, કિંવા બહુ શાસ્ત્રાધ્યયનથી પણ તેને મેળવી શકાય તેમ નથી; પરંતુ જે ભાગ્યશાળી મનુષ્ય ગમે તેવા ભોગ આપી તેના ઉપદેશ પ્રમાણે વર્તવાનો બને તેટલો બધો પ્રયત્ન કરે છે અને

માત્ર તે જ્ઞાનસ્વરૂપ પરમાત્માનેજ પામવા ઇચ્છે છે, તેજ તેની કૃપાને અને તેને પોતાને પામી શકે છે. ભગવાન તેની પાસેજ પોતાનું પરમાત્મસ્વરૂપ પ્રકટ કરે છે.

મનુષ્ય એ તો માત્ર એક ક્ષુદ્ર જંતુ છે. તેનું એવડું બધું બળ ક્યાંથી હોય કે તે મહાન ઇશ્વરને જાણે ? કદાપિ નહિ. આત્મજ્ઞાનદ્વારા પરમાત્માને જાણવાની વાત તો દૂર રહી, પણ પોતાના શરીરને અને અંતઃકરણને સુધ્ધાંને જાણવા તે સમર્થ નથી.

ઈશ્વર પર અવિશ્વાસ–એજ સર્વ અશાન્તિનું મૂળ છે.

ઇશ્વર અનંત બ્રહ્માંડને નિર્માણ કરીને તેને ચલાવે છે. તેની વિધિવ્યવસ્થા, નિયમપ્રણાલી અતૂટ છે. પ્રત્યેક પદાર્થ પર દૃષ્ટિ કરતાં બધુંજ અનંત–અસીમ જણાય છે. જે કંઇ સરજાયલું છે, તે દરેકની વ્યવસ્થા છે, નિયમ છે; તો પછી કોઈ વાર તોફાની વરસાદ થતાં લોકો સૃષ્ટિકર્તાના વિચારને કોરે કરીને કેમ ચિંતા કરવા મંડી પડે છે ? ને અસંતોષ કેમ દર્શાવે છે ? તો કે મૂળમાંજ અવિશ્વાસ હોય છે તેથી. એ અવિશ્વાસનું મૂળ શું ? પરનિંદા, હિંસા, દ્વેષ ને સ્વાર્થના વિચાર કરતાં કરતાં આ દુર્ગતિ થાય છે. માટે ધાર્મિક મનુષ્યનું એક પ્રધાન લક્ષણ એ છે કે, તેણે પ્રાણાંતે પણ પરનિંદા કરવી નહિ, આત્મપ્રશંસાને ઝેર જેવી ગણી કાઢવી, હિંસાને હૃદયમાં સ્થાન આપવું નહિ, જીવમાત્ર પર દયા રાખવી અને સદાસર્વદા ભગવાનમાં વિશ્વાસ રાખીને જીવનમાર્ગમાં વિચરવું. ભગવાનના કાર્યમાં અવિશ્વાસી થવું એનું નામજ અસંતોષ. ફાવે તો સુખમાં રાખ ને ફાવે તો દુઃખમાં રાખ; પણ પ્રભો ! તારી સંપદ્ વિપદ્ એ બેઉ અમારે મન સરખાં છે. આજ ધર્મજીવનનો પરિચય છે; એનાજ ઉપર બધાએ દૃષ્ટિ રાખવી આવશ્યક છે.

## ભગવાનને જે આત્મસમર્પણ કરે છે, તેને માટે ભગવાન હમેશાં વ્યાકુળ રહે છે.

ભગવાન પૂર્વે વામન અવતાર લઇને બલિ નામના એક અસુર રાજાના યજ્ઞમાં ગયા હતા. સંસારમાં મનુષ્ય ધર્મકાર્ય કરવામાં અત્યંત અભિમાન દર્શાવે છે. હું દાતા છું, હું જ્ઞાની છું, હું ભક્ત છું, હું ઇંદ્રિયસ્વરૂપ સમસ્ત દેવતાઓનો રાજા છું એવી જાતિનું અભિમાન મનુષ્યને થાય છે; તે જોઇને ભગવાન આત્માઓનો પણ આત્મા હોવા છતાં વામનરૂપ થઇને મનુષ્યની પાસે ત્રણ ડગલાં દાનમાં માગે છે. ત્રણ ડગલાંની વાત સાંભળતાં તો સામાન્ય લાગે છે; પરંતુ એજ જીવનું સર્વસ્વ છે. સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ડગલાં પર ભગવાનનો અધિકાર છતાં તેઓશ્રી વિરાટ મૂર્તિ ધારણ કરે છે ને જીવ પર પોતાનો સર્વસ્વ અધિકાર સ્થાપી સર્વદા તેની સાથે ને સાથે રહે છે. એટલા માટેજ વામનદેવ દ્વારપાળ થઇને બલિરાજા સાથે પાતાળમાં ગયા હતા. વસ્તુતઃ જે વ્યક્તિ ભગવાનને આત્મસમર્પણ કરે છે તેના ક્ષેમકુશળ માટે ભગવાન પોતેજ સદા વ્યાકુળ રહે છે, જીવને પછી ચિંતા કરવાપણું રહેતુંજ નથી.

**પ્રશ્ન**—ભગવાનમાં અચલાભક્તિ સ્થિર થાય ખરી કે? આત્મસમર્પણ ભગવાનને કેવી રીતે કરી શકાય?

**ઉત્તર**—હા, એ સંબંધમાં ઋષિપ્રણીત શાસ્ત્રોમાં અનેક ઉપદેશો છે, પણ તેમનું અહીયાં વર્ણન કરવું નિષ્પ્રયોજન છે. ઉપનિષદોમાં વિશેષ વિશેષ ઉપાયો બતાવ્યા છે. "ભક્તિરસામૃત સિંધુ" નામક વૈષ્ણવગ્રંથમાં પણ અતિસુંદર ભાવમાં તે બતાવાયા છે. શ્રીમદ્ભાગવત, ભગવદ્ગીતા, ભક્તમાળ—એ બધા ગ્રંથોનો તેમજ ચૈતન્યભાગવત, ચૈતન્યચરિતામૃત (રામાયણ,

મહાત્માઓનાં જીવનવૃત્તાંત ઇત્યાદિ)નો શ્રદ્ધાપૂર્વક પાઠ અને વિચાર કરવાથી અનેક જન્મનાં સુકૃત્યોના પ્રભાવે, ભગવદ્ભજનને માટે વ્યાકુળતા ઊપજે છે. એ વખતે સદ્ગુરૂનું શરણ શોધી તેના ઉપદેશ અનુસાર અકપટભાવે ધર્મસાધન કરવામાં આવે તો ભગવાન કૃપા કરી સાધકને પોતાનો ગણીને દર્શન આપે છે. જેણે સમસ્ત સુંદર વસ્તુની રચના કરી છે, તે પરમ સુંદર સ્વરૂપના કોઈ એકાદ અંશનું પણ દર્શન થાય છે, એટલે પછી મનુષ્ય તેનું શરણ છોડી દેવાને કદી કલ્પના સુધ્ધાં કરતો નથી.

**પ્રશ્ન**—પરમાત્મદર્શનનો અધિકારી જીવ ક્યારે થાય છે?

**ઉત્તર**—ઋષિજનોએ કહ્યું છે કે, પહેલી અવસ્થા બ્રહ્મજ્ઞાનની છે, જેમાં સર્વ ભૂતપદાર્થનો તેને પરિચય થાય છે. બીજી અવસ્થા યોગની છે, જેમાં આત્માને પરમાત્મદર્શન થાય છે. એ સાક્ષાત્કાર સચ્ચિદાનંદમય હોય છે, પંચભૂતાત્મક નથી હોતો. સાક્ષાત્કાર શબ્દ એટલા માટે વાપર્યો છે, કે એ ભાવને પ્રકટ કરવા માટે બીજો કોઇ શબ્દ નથી.

## લોકોની આગળ સાધક જેટલો દીન-હીન ને મલિન તરીકે ઓળખાય, તેટલું તેને માટે શ્રેયસ્કર

શરૂઆતમાંજ જો હું ધાર્મિક, સાધુ, જ્ઞાની કે ભક્ત છું એવી જાતનું અભિમાન આવી જાય અને ચોમેરથી લોકો એવું સન્માન આપતા થાય, તે વખતે જો તે (વાતોનાં વડાં કરી જાણનારો હોય, પોથાંપંડિત હોય, બાહ્યાચારી હોય અને) અંદરથી તો અસાધુ, ધર્મહીન કે અભક્ત હોય, તો તો લોકો તરફનું એ સન્માન બાજુએ રહી જઇ એ સાધક ક્રમે ક્રમે કપટાચારી બનતો જઇ ઘોર પાપવૃત્તિમાં ડૂબી જાય છે. માટે લોકોની આગળ પોતાની જાતને જેટલી દીનહીન ને મલિન દેખાડાય તેટલું સાધ-

નાની સિદ્ધિ અર્થે શ્રેયસ્કર સમજવું. એ આફતમાંથી બચવા કાજે ઋષિઓએ હમેશાં ચાર ઉપાયોનું અવલંબન કરવાનું કહ્યું જે. પહેલો ઉપાય તો સ્વાધ્યાય કહેતાં સ્વધર્મની શુદ્ધિવૃદ્ધિદાયક ગ્રંથનો અથવા તેમાંના વધુ ઉપકારક પ્રસંગનો પાઠ, અથવા શબ્દોના અર્થમય વૃત્તિપૂર્વક મંત્રજપ છે. બીજો ઉપાય સત્સંગ છે. ત્રીજો ઉપાય આત્મનિરીક્ષણ–અર્થાત્ વારંવાર પોતાના અંતરની તપાસ કરતા રહેવી એ છે. વિચાર કરતાં જો આત્મપ્રશંસા મીઠી લાગતી હોય અને પરનિંદામાં આનંદ પડતો હોય તો તો પોતે નરકને રસ્તે જઇ રહ્યો છે, એમ માની લેવું. સાધુતાનું સાધારણ લક્ષણ એ છે કે, તે આત્મપ્રશંસાને વિષવત્ અહિતકર્તા અને પરનિંદાને અધર્મનું મૂળ લેખે છે. મતલબ કે, પોતાના અંતરનો ધર્મભાવ પ્રતિદિન ઘટતો જાય છે કે વધતો જાય છે, તેનો વિચાર કરતા રહેવું એ સર્વદા આવશ્યક છે. ચોથો ઉપાય દાન છે. 'દાન' શબ્દ ઋષિઓએ દયાના અર્થમાં વાપર્યો છે. કોઇના પણ અંતરાત્માને શરીર, વાણી, મન કે બીજા કશા દ્વારા કષ્ટ આપવાથી યાને દુભવવાથી દયાભાવ રહેતો નથી. વૃક્ષલતા, કીટ, પતંગ, પશુપંખી, મનુષ્ય–રે ! સર્વ પદાર્થ અને જીવજંતુ માત્ર પર દયા રાખવી જોઇએ.

આ સ્વાધ્યાય, સત્સંગ, વિચાર અને દાનરૂપે પ્રતિદિન સાધના થવી જોઇએ. આની સાથે કેટલાકોએ તપસ્યા યાને કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોને સંયમમાં આણવાનો અભ્યાસ કરવાનું પ્રયોજન બતાવ્યું છે. આ ઉપાયોથી સહેજે નિવૃત્તિ પ્રાપ્ત થાય છે.

## કબીર અને ગુરુ નાનકના ધર્મોમાં ભેદ નથી.

કબીર અને ગુરુ નાનકના ધર્મોમાં ભેદ નથી. કબીરજી વણકર હોવાથી બ્રાહ્મણ–ક્ષત્રિયવર્ગમાં એમના ઉપદેશનો પ્રચાર થયો નહિ. ભારતના ઉત્તર અને પશ્ચિમ દેશોમાં ઢેડ, ભંગી, ચમાર

એ વગેરે જાતના લોકો કબીરપંથી હોય છે. એટલે એ જાતિના સાધુજનો સાથે વાર્તાલાપનો પ્રસંગ પ્રાપ્ત થતાં તેમની ચરણરજ માથે ચઢાવ્યા વિના રહેવાય નહિ, એવા તે ભક્ત હૃદયી હોય છે. ગુરુ નાનક ક્ષત્રિય હતા, એટલે તેમનો મત વગર અડચણે અઢારે વર્ણના લોકોમાં પ્રસર્યો છે. તેઓ વેદ, પુરાણ, સ્મૃતિ અને સકળ ઉપનિષદોને માન્ય રાખી ઉપદેશ આપતા ને મનમુખી અર્થાત્ અશાસ્ત્રીય પંથોની અનિષ્ટતા બતાવી ગયા છે.

નાનકની બાબતમાં બે મત છે–એક મત તેમને પ્રભુના અવતાર તરીકે ઓળખાવે છે, ત્યારે બીજા મતવાળાઓ કહે છે કે, તેઓ રાજર્ષિ જનકના અવતાર હતા. જીવોને દુઃખી જોઈને તેમના ઉદ્ધાર અર્થે જનક રાજા નાનકરૂપે અવતર્યા હતા. નાનકનો મત અને વૈષ્ણવનો મત એકજ પ્રકારનો છે. નાનકજી કોઈ વિશિષ્ટ સંપ્રદાયને લગતા નહિ હોવાથી તેમના મતાવલંબીઓ નાનકપંથી કહેવાય છે. महाजना येन गतः सपन्थाः । તેઓ ભગવાનના આદેશ મુજબ મનુષ્યને હ, વ, ગ, ર, થી શરૂ થતાં ( જેવાં કે હરિ, વાસુદેવ, ગોવિંદ, રામ. વગેરે ) નામો આપતા.

## બધાં દળમાં રહેવાથી ધર્મનો લાભ થાય નહિ.

બધાં દળમાં રહ્યાથી યાને બધા મતપંથને અનુસર્યા કરવાથી ધર્મભાવની વૃદ્ધિ થતી નથી. અવિરત ધર્મલાભ મેળવવો હોય તો સર્વભાવે ભગવાનને આધીન થઇને સત્યાદિ દૈવી સંપત્તિ નિષ્કપટ ભાવે ગ્રહણ કરવી જોઈએ. સંસારમાં જે કંઈ ધર્મમાર્ગમાં અંતરાયરૂપ હોય તેનો પરિત્યાગ કરી દેવો જોઈએ તથા લોકનિંદા અને પ્રશંસાને પણ અગ્રાહ્ય ગણવી જોઇએ.

મનુષ્યના મનુષ્યત્વને માનુષી ધર્મ કહે છે. જેમ જળનો ધર્મ ઠંડક, અગ્નિનો ધર્મ ઉષ્ણુતા ઇત્યાદિ, તેમ પ્રત્યેક મનુષ્ય સાધના કરતાં માનુષી ધર્મને વટી જઈ દેવત્વને પ્રાપ્ત કરી શકે છે.

એ દેવત્વની પ્રાપ્તિ માટે ઇષ્ટકૃપા સિવાય અન્ય ઇલાજ નથી. મનુષ્યત્વ જો નષ્ટ થાય, તો તે સાધુ ઉપાય દ્વારા ફરી વાર પ્રાપ્ત કરી શકાય છે. એ ઉપાયને પ્રાયશ્ચિત્ત કહે છે. મનુષ્યત્વમાં અનેક ગુણો છે. તે પૈકી દયાનો ગુણ પ્રધાન છે. એ દયાના ગુણનો યથાર્થ ઉપયોગ થતો રહે તો અહિંસા એ મનુષ્યનું સ્વાભાવિક કાર્ય થઇ પડે. એ મનુષ્યત્વમાંથી ઉન્નત થતાં દેવત્વ પ્રાપ્ત થાય છે ને આગળ જતાં જીવાત્મા પરમાત્મદર્શનનો અધિકારી થાય છે.

## ભગવાન રાખે તેમ રહેવામાં હિત અને આનંદ માનવો જોઈએ.

એક જણે પ્રાર્થના કરી કે, "પ્રભો! તું મારૂં સર્વસ્વ છે; મારૂં કહી શકાય એવું કશું નથી કેમકે બધું તારૂંજ છે." પરમેશ્વરે ઉત્તર આપ્યો કે, "હે માનવ! એવી વાત કહેતો ના. મને થોડુંજ માત્ર આપ ને બાકીનું તારૂં ભલે રહે. તને ભાન નથી કે, તું શું બોલે છે." એ મનુષ્ય ગળગળો બની જઇને બોલ્યો કે, "પ્રભો! એમ ન થાય. મારૂં કશુંજ ન રહે, બધુંજ તારૂં થાઓ." એ પરથી પરમેશ્વરે તેનાં ઘરબાર તેમજ સગાંસંબંધીઓ નષ્ટ કરીને પછી જ્યારે તેના પુત્રને પણ લઇ જવા માંડયો, ત્યારે તે આક્રંદ કરતો કહેવા લાગ્યોઃ "પ્રભો! આ શું કરે છે? હવે મારાથી વધુ સહન થઇ શકતું નથી." ત્યારે ભગવાને તેને બધું પાછું આપીને કહ્યું કે, "આ લે, મેં તને અગાઉથીજ કહ્યું હતું કે, તારૂં ગજું નથી!"

ભગવાન જ્યારે જેમ રાખે ત્યારે તેમાંજ હિત માની આનંદ કરવો જોઈએ. આપણે પંડે પસંદ કરી લેવાપણું કંઇજ નથી. કાષ્ઠની પૂતળીને મદારી જેમ નચાવે તેમ પ્રભો! તુંજ માત્ર જીવનનો આધાર છે.

**પ્રશ્ન**—ગૃહસ્થ કોને કહેવો અને ગૃહસ્થનાં કર્તવ્ય શાં?

**ઉત્તર**—ગૃહમાં વાસ કર્યો કે ગૃહસ્થ થઇ જવાય, એમ નથી; કારણકે ઉદાસી અને સંન્યાસીઓ પણ દેવસ્થાનરૂપી ઘરમાં અગર ઘાસની કુટીરમાં કે એવેજ ક્યાંક વાસ કરે છે, પણ તેઓ ગૃહસ્થ કહેવાતા નથી.જે પત્નીવાળો હોય, તેજ ગૃહસ્થ કહેવાય.

પરમેશ્વર પુરુષ અને સ્ત્રી એ બે ભાગમાં વિભક્ત થયેલો છે. નારાયણરૂપે તે પુરુષમાં અને લક્ષ્મીરૂપે તે સ્ત્રીમાં રહ્યો છે. સ્ત્રીએ પતિની નારાયણરૂપે પૂજા ને ભકિત કરવી જોઇએ, તેમ પુરુષે પત્નીને લક્ષ્મી ગણીને ભક્તિ અને આદરથી તેનું જતન કરવું જોઇએ.

જે સ્ત્રી પોતાના સ્વામીની એ ભાવથી પૂજાભક્તિ કરતી હોય અને પતિ પણ પત્નીના અપરાધ ક્ષમા કરીને, તેને લક્ષ્મીરૂપ લેખી શ્રદ્ધાપૂર્વક તેની ભકિત કરતો હોય, તે કુંટુંબમાં કદાપિ અશાંતિ આવેજ નહિ. પૂર્વકાળનાં સ્ત્રીપુરુષોમાં આ જાતનું જ્ઞાન અને આચરણ હતું, તેથીજ તેઓ સદા સર્વદા ધર્મપરાયણ અને આનંદમાં રહેતાં હતાં. સ્ત્રી પુરુષના આ પવિત્ર ભાવની રક્ષા કરવી એ પણ ગૃહસ્થાશ્રમીઓનું એક આવશ્યક કર્તવ્ય છે.

અતિથિસેવા એ ગૃહસ્થીઓનો એક પ્રધાન ધર્મ છે. અતિથિ આવતાં તેની ભક્તિભાવપૂર્વક સેવા કરવી એ ગૃહસ્થ લોકોનું કર્તવ્ય છે. યોગ્ય આહારાદિ વડે તેની સેવા ન બની આવે, તો વાંધો નહિ; પણ એક પ્યાલો પાણીનો આપવાનું તો નજ ચૂકવું. તે પણ ન બની આવે તેમ હોય, તો આસન આપીને બેસવાનું તો જરૂર કહેવું અને બે ચાર મીઠી વાતો કરીને પછી તેને વિદાય થવા દેવો.

ગૃહસ્થે માતાપિતાની, ઘરમાં ઠાકોરજી હોય ને તેની જેવા ભાવથી પૂજાભક્તિ થાય છે, તેવાજ ભાવપૂર્વક સેવા કરવી જોઇએ. માતાપિતાને સાક્ષાત્ દેવતા માનીને પૂજા કરવાથી સહેજે ભગ-

વાનની પ્રાપ્તિ થઈ શકે છે. લોકોને આ વાતની સમજ નથી હોતી. તે ગમે તેમ હોય, દેવતાની માફક તેમની પૂજા કરી શકાય કે ન કરી શકાય, પણ તેમની ભક્તિ તો અવશ્ય કરવીજ જોઇએ.

શાસ્ત્રમાં ગૃહસ્થો માટે પંચયજ્ઞોની વ્યવસ્થા રાખેલી છે. તે પંચયજ્ઞો આ પ્રમાણે છેઃ–(૧) ઉપાસના, પ્રાર્થના, પૂજા ઇત્યાદિ તે **દેવયજ્ઞ**, (૨) ધર્મગ્રંથનો પાઠ એ **ઋષિયજ્ઞ**, (૩) રાજ્યનો કરવેરો આપવો ઇત્યાદિ તે **રાજયજ્ઞ**, (૪) દરરોજ પશુપંખી, કીટપતંગ વગેરે પ્રાણીઓને કંઈ ને કંઇ ખાવાપીવાનું આપવું તથા વૃક્ષ લતાદિને થોડું પણ જળ સીંચવું તે **પ્રાણીયજ્ઞ**, અને (૫) મનુષ્યમાત્રને કંઇ ને કંઇ પણ આપવું તે **આત્મયજ્ઞ અથવા મનુષ્યયજ્ઞ**.

ગૃહસ્થાશ્રમીઓએ દરરોજ આ પ્રમાણે ચાલવું જોઇએ. જેઓ એમ નથી કરતાં, તેમને ધર્મલાભ થતો નથી. જે ઘરમાં આ નથી હોતું, તે ઘરમાં ધર્મ રહી શકતો નથી. આ પંચયજ્ઞો ધર્મના પાયારૂપ છે ને ધર્મ એના પરજ પ્રતિષ્ઠિત થયો છે.

**પ્રશ્ન**—શ્રીચૈતન્ય મહાપ્રભુએ ચલાવેલો વૈષ્ણવ ધર્મ નૂતન છે કે શાસ્ત્રમાં છે?

**ઉત્તર**—શ્રીચૈતન્યદેવે જે સમજણથી પ્રચાર કર્યો છે, તેનો હિંદુશાસ્ત્રમાં ઉલ્લેખ છે. અતિ પૂર્વકાળમાં સનક, સનાતન, સનંદ અને સનત્કુમાર–એ ચાર જણ તથા બ્રહ્માજીના માનસપુત્ર નારદ, એ પાંચે મળીને નિરંતર કીર્તન કરતા હતા. અહિંસા એજ ધર્મ છે. સર્વ ભૂતમાં પ્રીતિ રાખીને, તૃણવત્ નમ્ર મનથી વૃક્ષની પેઠે સહિષ્ણુ બનીને તથા અમાની અને માનદાતા થઇને, તેઓ પાંચે જણ હરિસ્મરણ, મનન, કીર્તન ઇત્યાદિ ભાવોનો નિરંતર પ્રચાર કરતા હતા; એટલા માટે તેઓ આદિવૈષ્ણવ કહે-

વાય છે. સનત્કુમાર-સંહિતાને આધારેજ વૈષ્ણવ ઉપાસના અદ્યાપિ પ્રચલિત છે. કાળે કરીને એ વૈષ્ણવભાવ ઝાંખો પડીને યજ્ઞયાગ, ક્રિયાકાંડ ઇત્યાદિ પ્રચલિત થયા. એ પણ ક્રમે ક્રમે એટલા બધા મલિન થયા કે શ્રીચૈતન્ય મહાપ્રભુજી અવતર્યા, ત્યારે તો માનસિક પૂજા, વિષહરિનું ભજન અને બેએક સ્તોત્રો-એટલુંજ માત્ર ધર્મવિધિ તરીકે ગણાતું હતું. તેવે વખતે શ્રીમહાપ્રભુએ વિશુદ્ધ વૈષ્ણવ ધર્મનો પ્રચાર કરવા માંડતાં તે નૂતન ધર્મ જેવો લાગ્યો હતો અને તેટલા માટે તેઓશ્રીને સમાજને હાથે અનેક પ્રકારની પીડા ભોગવવી પડી હતી.

મહાપ્રભુજી જે વૈષ્ણવધર્મનો પ્રચાર કરી ગયા હતા તે વર્તમાન સમયમાં સાધારણ વૈષ્ણવોમાં અતિ દુર્લભ થઇ પડયો છે. જે પાંચ સાત જણ એ પ્રકૃત વૈષ્ણવધર્મના સાધક જોવામાં આવે છે, તેઓ પોતાનો અધિક વખત નિર્જન એકાંતમાં ધ્યાનધારણામાં ગાળે છે. કોઇ કોઇ વખત તેઓ ભેગા મળીને પણ હરિનામકીર્તન કરીને કૃતાર્થ થાય છે.

## ભગવદ્‌ગીતા અને શ્રીમદ્‌ભાગવત ઉપનિષદોના ભાષ્યસ્વરૂપ છે.

ભગવદ્‌ગીતા તથા શ્રીમદ્‌ભાગવત, એ બે ગ્રંથો ઉપનિષદોનાં ભાષ્ય અર્થાત્ ટીકાસ્વરૂપ છે. ગીતા અને ભાગવતની પ્રણાલી મુજબ ધર્મ સાધન કરવામાં આવે, તો ઋષિલોકોનાં અંતરની વાત "सत्यं ज्ञानमानंदं ब्रह्म" વગેરે વચનોની સત્યતા પ્રત્યક્ષ કરી શકાય છે, એમાં શક નહિ.

**પ્રશ્ન**—શાસ્ત્રમાં પાંચ પ્રકારની ઉપાસના છે. કળિયુગમાં કયી ઉપાસનાથી મનુષ્યનું પારમાર્થિક મંગળ સિદ્ધ થાય?

**ઉત્તર**—પંચદેવતાની પૂજાના સંબંધમાં બ્રહ્મવૈવર્ત પુરાણમાં

ખુલાસો છે. એટલે દૂર સુધી ખોળવા ઇચ્છા ન હોય, તો તો પછી પ્રચલિત મત મુજબજ ચાલવું જોઇએ. ઉપાસના બે ધોરણ પ્રમાણે ચાલે છે. એક તો વૈદિક અને બીજું તાંત્રિક; બંગાળામાં વૈદિક ઉપાસના પ્રચલિત નથી પણ કેવળ ગાયત્રી ને સંધ્યા બ્રાહ્મણ-વર્ગમાં પ્રચલિત છે. બાકી તો તાંત્રિક દીક્ષાજ લેવામાં આવે છે. શાક્ત, શૈવ, ગાણુપત્ય, સૌર અને વૈષ્ણવ—એ પાંચ ઉપાસના પ્રણાલીઓ પૈકી ગમે તે એકની મંત્રદીક્ષા લેવામાં આવે છે. પછી દરરોજ પૂજાના સમયે સૌથી પ્રથમ ગુરુપૂજા કરીને આ પાંચ દેવતાની પૂજા પહેલી કર્યા બાદ ઇષ્ટદેવતાની પૂજા કરાય છે. એથી નિષ્ઠા હોય તો બધુંજ પ્રાપ્ત થાય છે.

'નારદ—પંચરાત્ર' ઇત્યાદિ ગ્રંથોમાં કહ્યું છે કે:—

**हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।**
**कालो नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥**

કલિકાળની દુર્દશા જોઇને શાસ્ત્રકારોએ કલિયુગના જીવો માટે એકમાત્ર હરિનામની વ્યવસ્થા કરી છે. 'હરિ' એ શબ્દ પ્રભુનું એક નામમાત્ર છે, એમ ન સમજવું. જે જપમાત્ર પાપનું હરણ કરે તેનુંજ નામ હરિ. કાલી, કૃષ્ણ, રામ, દુર્ગા એ બધાંજ હરિનામ છે. બ્રાહ્મણની ગાયત્રી, એ પણ હરિનામ છે. નિર્દોષ ભાવથી અને શબ્દમાં રહેલા અર્થના ચિંતનપૂર્વક હરિનામનું રટણ કરાય તો તે ભવબંધનથી મુક્ત કરી દે. મતલબ કે, શાસ્ત્ર પ્રમાણે ચાલી ધર્માચરણ કરવામાં આવે તોજ ધર્મનો લાભ થાય.

## દીક્ષા અને બીજારોપણની તુલના

દીક્ષાનું કામ બીજારોપણ જેવું છે. જે જમીન તૈયાર હોય તેમાં બીજ વાવવામાં આવે તો તેને અંકુર ફૂટે છે. બીની ઓરણી કરતાં પહેલાં ખેડૂત બહુ શ્રમ લઇને જમીન તૈયાર કરે છે અને

જમીન તૈયાર થયા પછી પણ તે કવખતે ઓરણી કરતો નથી, કારણકે પ્રત્યેક તૂલ માટે યોગ્ય વખત નક્કી થયેલો હોય છે. ઓરણી થતાં બી માટીની નીચે રહે છે; તેવીજ રીતે દીક્ષાનો મંત્ર હૃદયરૂપી ખેતરમાં રાખીને સાધનભજન કરવામાં આવે તો અંકુર દેખાવા માંડે છે. જમીનની તૈયારી, સમયની યોગ્યતા અને બીજની બરાબર ઓરણી—એ ત્રણુના ઉપર પાકના પરિણામનો આધાર છે.

## સ્વપ્નામાં થતાં દેવદર્શન અને તેના ફાયદા

સ્વપ્નનાં દેવદર્શન જો સાચાં હોય, તો તેથી વિષયાસક્તિ નષ્ટ થઇ જાય છે. એ દેવદર્શન વિષે કદાપિ સંદેહ હોતો નથી તેનાં વચનામૃત સાંભળવાથી અને તેના સ્પર્શથી જે આનંદ થાય છે, તે કદાપિ ભુલાતો નથી તથા વિશ્વાસ બંધાઇ જાય છે કે, "હું ધન્ય બન્યો છું. હું ઉદ્ધાર પામ્યો છું." પરંતુ જે દર્શન સ્વપ્ન માત્ર હોય છે, તેનાથી એવી અવસ્થા કદાપિ લાધતી નથી.

પૂર્વ પૂર્વજન્મોમાં ઇષ્ટદેવતા જે ભાવથી અને જે મૂર્તિ દ્વાર સધાયા હોય છે, તેજ દેવતા, સાધનની સિદ્ધિપૂર્વે સ્વપ્નમાં દેખ દઇને, સાધકની ચિત્તવૃત્તિનું આકર્ષણ કરે છે. બહુ પહેલાંન વખતમાં તો ઇષ્ટદેવતા સાક્ષાત દર્શન દેતા હતા.

ઘણી વાર સ્વપ્નમાંજ મનુષ્યના ચારિત્રની પરીક્ષા થઇ જાય છે. સ્વપ્નમાં જો દેખાય કે, વિવિધ પ્રકારનાં પ્રલોભનોમાં પડવ છતાં ચિત્તવૃત્તિ સ્થિર રહે છે, તો તો વાત બરાબર છે; પરંતુ સ્વપ્નમાં થોડી પણ ચંચળતા અનુભવાય તો સમજવું કે અંતર ની દુર્બળતા હજી નષ્ટ થઇ નથી. ગુરુના સંસર્ગથી કે દેવન સંસર્ગથી જે જે સ્વપ્નો દેખાય તે તે બધાંજ સત્ય સમજવાં સારૂં સ્વપ્ન દેખાય તો તે સૌભાગ્યસૂચક સમજવું. બહુ બહુ સાધનભજન કરવા છતાં જે અવસ્થા પ્રાપ્ત થવી અઘરી છે, ત

બધીજ સ્વપ્નમાં એક મિનિટમાં અનાયાસે પ્રાપ્ત થતી દેખાય છે. જ્યારે હું દાક્તરી ધંધો કરતો હતો, તે વારે કઠિન રોગીઓને માટે મને જ્યારે ચિંતા થતી, ત્યારે પરલોકવાસી ડૉકટર દુર્ગાચરણજી મને સ્વપ્નમાં દેખા દઈ ઓસડો બતાવી જતા અને એ ઓસડો અજમાવતાં રોગીઓને અવશ્ય ફાયદો જણાતો.

## યોગ કોને કહે છે? અને તેનું લક્ષ્ય શું હોય છે?

જે પણ સાધનદ્વારા ભગવાનની પ્રાપ્તિ કરી શકાય, તે તમામ યોગનાં સાધન છે. संयोगो योग इत्युक्तो जीवात्मपरमात्मानोः। અર્થાત્ જીવાત્મા અને પરમાત્માનો જે સંયોગ તેને યોગ કહે છે. એ સિવાય બીજો જે યોગ છે, તેને હઠયોગ કહે છે. મંત્રજપ, પૂજા, શ્રવણકીર્તન, સ્મરણમનન–એ બધાં ભક્તિયોગનાં અંગ છે.

શ્રીહરિનામ એ પણ એક યોગ છે. પ્રાણાયામ વગેરે યોગનાં બાહ્ય અંગો છે; તે કરે તોયે ચાલે ને ન કરે તોયે ચાલે.

**યોગનું લક્ષ્ય**—પરમેશ્વરને પામવો યાને જ્ઞાનચક્ષુ અથવા અંતર્ચક્ષુ દ્વારા તેના સચ્ચિદાનંદ રૂપનાં દર્શન કરવાં તથા જ્ઞાનરૂપી કર્ણોથી તેની વાણી સાંભળવી, જ્ઞાનજીહ્‌વાથી તેનો રસ ચાખવો, જ્ઞાનનાસિકા વડે તેની સુગંધ લેવી, જ્ઞાનત્વચા વડે તેનો ચોખ્ખો સ્પર્શ કરવો–એ રીતે આપણી સકળ આધ્યાત્મિક પ્રકૃતિ દ્વારા તેનો સંપૂર્ણ આનંદાનુભવ મેળવવો તેનુંજ નામ પરમેશ્વરની પ્રાપ્તિ. એજ માનવ આત્માનો અનંત કાળનો ઉપભોગ્ય વિષય હોઇ તેના પરજ તેની અનંત ઉન્નતિનો આધાર છે. ઇશ્વરના સહવાસ વગર મનુષ્યની પ્રકૃત ધર્મોન્નતિ થવી અસંભવ છે. એ બ્રહ્માનંદના અનુભવથીજ પાકો વિશ્વાસ થાય, નહિ તો વિશ્વાસ એ કેવળ પરોક્ષ જ્ઞાનમાત્ર છે. એ આનંદાનુભવ જેટલો ગાઢો, તેટલોજ વિશ્વાસ પણ ઉજ્જવળ અને સુદૃઢ થાય છે, તથા

(વહેલે મોડે) મનુષ્ય ધર્મસમાજમાં તેટલોજ સુપ્રતિષ્ઠિત થાય છે.

## બ્રાહ્મણનો ઉપનયનવિધિ એ પહેલાંના વખતની વૈદિક દીક્ષા છે.

આપણા દેશમાં બ્રાહ્મણને જે ઉપનયન સંસ્કાર થાય છે, તે પૂર્વના જમાનાની વૈદિક દીક્ષા છે. ગર્ભાધાનથી માંડીને બ્રાહ્મણને દશ સંસ્કાર વૈદિક મંત્ર મુજબ કરવામાં આવે છે. એમ કરવું એ હવે તો પ્રાચીન રૂઢિમાત્ર થઈ પડી છે. એનાથી આંતરિક ઓછપ દૂર થતી નથી, એટલા માટે આખા બંગાળામાં તો શું પણ આખા ભારતવર્ષમાં, સમગ્ર દેશમાં તાંત્રિક દીક્ષા પ્રચલિત થઇ છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

## કુલગુરુ એનો અર્થ પૈત્રિક ગુરુ નથી.

શાસ્ત્રમાં કહ્યું છે કે, કુલગુરુની પાસે દીક્ષા ગ્રહણ કરવી જોઇએ. એ કુળગુરુનો અર્થ પૈત્રિક ગુરુ એવો નથી. લોકો યથાર્થ અર્થ સમજતા નહિ હોવાથી પિતામાતાના ગુરુને યાને પેઢી-ઉતાર ગુરુને કુલગુરુ ગણે છે; પણ એ બરાબર નથી. કુલગુરુનો અર્થ તંત્રશાસ્ત્રમાં છે. તે એવો છે કે, સાધનાદ્વારા જેણે અભ્યંતર આવેલી કુલ કુન્ડલિની શક્તિને જાગ્રત કરી હોય તે કુલગુરુ કહેવાય. એવી જાતના કુલગુરુની પાસે દીક્ષા ન લેતાં આલતુ-ફાલતુ ગમે તેવાની પાસે દીક્ષા લેવાથીજ દેશના ધર્મની આજે આવી દુર્ગતિ યાને ખરાબી થઇ છે.

**પ્રશ્ન**—કુલગુરુની દીક્ષા લીધા છતાં આજકાલ તેવા પ્રકારની ફલ પ્રાપ્તિ નથી થતી તેનું શું કારણ ?

**ઉત્તર**—આજકાલ 'ગુરુકરણ' નો વિષય ભારે અટપટો ને સમસ્યાભર્યો થઇ પડયો છે. પૂર્વે આપણા દેશમાં જેઓ ગુરુ હતા, તેઓ બધા સિદ્ધ પુરુષો હતા. તેમની કુલકુન્ડલિની શક્તિ

જાગ્રત થયેલી હોવાને કારણેજ તેઓ કુલગુરુ કહેવાતા હતા; ત્યારે આજે કુલગુરુ એટલે લોકો વંશપરંપરાગત ગુરુ સમજે છે. અત્યારે જે લોકો ગુરુનું કાર્ય કરે છે, તેમની પૂર્વજ પેઢીની ખોજ કરતાં જણાઇ આવે છે કે, એ કુલમાં કોઇ ને કોઈ સિદ્ધ પુરુષ અગાઉ થઈ ગયો હતો. આજથી થોડાક વખત પૂર્વે પણ એ સિદ્ધ પુરુષોના વંશમાં જે લોકો ગુરુનું કાર્ય કરતા હતા, તેઓ પોતે સિદ્ધ ન હોવા છતાં બહુ ભારે શાસ્ત્રજ્ઞ પંડિતો હતા, જ્યોતિષાદિ વિષયોના તેઓ સારા જાણકાર હતા. તેથી તેમની પાસે કોઇ દીક્ષાની પ્રાર્થના કરતો, કે લાગલાજ તેઓ તેની જન્મપત્રિકા લઇને તેના જન્મલગ્ન પરથી ગણતરી કરતા અને એ ગણતરી પરથી દીક્ષાર્થી જનની પ્રકૃતિ સાત્ત્વિક, રાજસિક કે તામસિક છે તે જાણી લેતા. એ પ્રકૃતિ સાથે કયા દેવતાનો વિશેષ સંબંધ છે તે એક વાર નક્કી કરી લેતા. પછી એ વ્યક્તિનાં દેહ, મન અને પ્રકૃતિની સાથે ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહ, ઉપગ્રહોનો અને એટલે લગી કે સમસ્ત બ્રહ્માંડનો અનુકૂળ કે પ્રતિકૂળ યોગાનુયોગ કેવા પ્રકારનો છે, તેનું પણ નિરૂપણ કરી નાખતા. તે પછી જે અક્ષરોના સ્મરણથી, સમગ્ર બ્રહ્માંડની તથા તેની ગુણાનુયાયી પ્રકૃતિની અધિષ્ઠાત્રી દેવતાની સંમુખે અગ્રેસર થવામાં સહાય મળે, તે બધા અક્ષરો એકે એકે ગણતરી દ્વારા શોધી કાઢતા.

ત્યાર બાદ એ બધા અક્ષરોની યોજનાપૂર્વક તેઓ એની દીક્ષા માટેનો મંત્ર ઉપજાવી કાઢતા અને તે મંત્રનો ઉપદેશ શિષ્યને કરતા; તેમજ તેને અનુસરતી પૂજાપદ્ધતિ અને આચાર-વ્યવસ્થા પણ નક્કી કરી દેતા. આ પ્રણાલી મુજબ દીક્ષા લીધા બાદ ગુરુ તરફથી કોઇ પણ જાતની સહાય ન મળવા છતાં, શિષ્ય જો શ્રદ્ધાપૂર્વક તે મંત્રનો જપ અને તે બધી ક્રિયાનું અનુષ્ઠાન કરતો, તો તેની સાથે સાથેજ અખિલ બ્રહ્માંડની તથા એ ઇષ્ટ-

દેવતાની થોડીક સહાય મળતાંજ ઇષ્ટપ્રાપ્તિની દિશામાં તે આગળ વધી શકતો. બરાબર પ્રકૃતિને અનુસરતી પ્રણાલી મુજબ દીક્ષા મેળવીને સાધક જો યથાવિધિ પ્રયત્ન કરે છે તો તેનું કંઇક ફળ તો મળે છેજ. તેથી કરી અનેક ઠેકાણે એવું જોવામાં આવે છે કે, ગુરુ સાધારણ હોય છે છતાં શિષ્યને સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. આજના વખતમાં બરાબર એ પ્રણાલી મુજબ દીક્ષા ઘણું કરીને અપાતીજ નથી. શાક્ત કુટુંબની એક વૈષ્ણવ પ્રકૃતિવાળી વ્યક્તિને શાક્ત ગુરુની પધરામણી થતાં વંશની પ્રણાલિકા મુજબ લાગલો શક્તિની ઉપાસનાનોજ મંત્ર આપી દેવડાવવામાં આવે છે; તેમ વૈષ્ણવ કુટુંબમાં જન્મેલી પણ શાક્તભાવપ્રધાન વ્યકિતને લાગલી વિષ્ણુમંત્રનીજ દીક્ષા આપવામાં આવે, એવી જાતની પદ્ધતિ પડી ગઇ છે. એ પ્રમાણે પ્રકૃતિની વિરુદ્ધ ચાલીને ભજનસાધન કરવાથી કોઈ જાતનો ફાયદો થતો દેખાતો નથી. તામસ પ્રકૃતિવાળી કોઇ વ્યકિતને સાત્ત્વિક ઉપાસના કરવી પડે, તો તેની એવી પ્રકૃતિ, મન અને શરીરનાં તામસિક અણુપરમાણુઓનો નાશ કરીને તે સર્વને સાત્ત્વિક મંત્રને યોગ્ય કરવાં જોઇએ. જો તેમ ન થાય, તો તેને માટે સાત્ત્વિક દેવતાની પ્રસન્નતા મેળવવી અશકય થાય છે. આ પ્રમાણે કરવું એ સહજ નથી અને તેથીજ કેટલાકોને ઘણાં વર્ષ સુધી જપતપ ચાલુ રાખ્યા છતાં ઇષ્ટદેવતાનાં દર્શન અને કૃપા મળતાં નથી; તો કોઇ વ્યકિત નાની ઉંમરમાં અને થોડોજ સમય સાધનભજન કરીને ઉપાસ્ય દેવતાની કૃપાપ્રસાદી પ્રાપ્ત કરી શકે છે. વર્તમાન કાળમાં જેઓ ગુરુનું કાર્ય કરે છે, તેઓ ઘણું કરીને બીજો કશો વિચાર ન કરતાં, વંશપરંપરાથી મંત્રદીક્ષા આપવાનો અધિકાર માની ચેલા કર્યે જાય છે, તેથી અનેક અનિષ્ટ પરિણામો આવે છે; કારણકે સાધનભજન કરવા છતાં લોકોને તેનું ફળ ન દેખાયાથી મંત્ર ઉપરની, ક્રિયા-

વિધિ ઉપરની તેમજ ઉપાસ્ય દેવદેવી ઉપરની તેમની શ્રદ્ધા ઊઠી જાય છે. કુલગુરુ પાસે જો વિધિ અને અધિકાર પ્રમાણે દીક્ષા લેવામાં આવે તો તો પછી ગુરુશકિતની મદદ ન મળે તોપણ, એવા કોઇ અનિષ્ટનો સંભવ નથી, એટલુંજ નહિ પણ સાધકમાં જો શ્રદ્ધા, ભક્તિ, નિષ્ઠા અને પ્રયત્ન હોય તો તેથી લાભ પણ થાય છે. જેનાં કુલશીલની માહિતી ન હોય તેવા પાસે દીક્ષા લેવાથી તો ઘણી વાર ભારે વિપત્તિમાં ફસી પડાય છે.

**પ્રશ્ન**—સિદ્ધપુરુષ પાસે દીક્ષા લીધા પછી કોઇ અનિષ્ટની સંભાવના રહે છે ખરી કે ?

**ઉત્તર**—કશી ચોકસી કર્યા વિના 'સિદ્ધ પુરુષ' એવું માત્ર સાંભળતાંમાંજ તેની પાસે દીક્ષા લેવા દોડી જવું એ ઠીક નથી. સિદ્ધો તો કેટલાય પ્રકારના હોય છે; જેમકે પ્રેતસિદ્ધ, કોઇ ઐશ્વર્યસિદ્ધ વગેરે વગેરે. જેનો જેવો સંકલ્પ હોય, તે સંકલ્પ-માં તે પારંગત બને, એટલે તે પ્રકારનો તે સિદ્ધ થયો કહેવાય છે. હવે આપણને જે વિષયની ઇચ્છા હોય, તે વિષયમાં જે સિદ્ધ ન હોય, તે આપણને એ વિષયને માર્ગે પાડી આપી શકે શી રીતે ? અથવા એ વિષયમાં તે સહાયભૂત પણ શી રીતે થઇ શકે ? જે પુરુષ જે વિષયમાં સિદ્ધ હોય છે, તે પુરુષ માત્ર તેજ વિષયનો માર્ગ બતાવી આપી શકે છે. સિદ્ધ થયો એટલે કંઇ તે સર્વજ્ઞ બની જતો નથી. વળી સિદ્ધ બન્યો તેથી તે ધાર્મિક બન્યો, એમ પણ ન કહી શકાય. ધર્મ સાથે કશા સંબંધ વગર પણ કેટલાકો કેટલીક બાબતમાં સિદ્ધ થયા હોય છે, માટે દીક્ષા લેતાં પહેલાં સિદ્ધ પુરુષને યથાર્થ પારખી લેવાની ઉદ્દેશથી થોડાક વખત તેની સંગતમાં રહેવું અને ક્રમે ક્રમે તેના વ્યવ-હારવિધિ, ક્રિયાકાંડ, સાધનભજન ઇત્યાદિનું નિરીક્ષણ કરતાં જો તેના પ્રતિ તમારૂં ચિત્ત ખરેખરૂં આકર્ષાય તથા તમે

તમારા પોતાના લક્ષ્ય તરીકે સ્વીકારેલા વિષયમાં તે પુરુષ સિદ્ધ હોવાનું તમને જણાઇ આવે, તોજ દીક્ષા લેવી. એમ કરવાથી સિદ્ધ ગુરુની સહાયથી તેમજ પોતાની પ્રકૃતિને અનુકૂળ સાધન-પ્રણાલીથી અલ્પ સમયમાંજ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે.

**પ્રશ્ન**—સદ્‌ગુરુ કોણ ? તેની દીક્ષાની વિશેષતા શું ?

**ઉત્તર**—સદ્‌ગુરુ પાસેની દીક્ષા સંપૂર્ણ સ્વતંત્ર પ્રકારની હોય છે. એમાં સમય અસમય વગેરેનો વિચાર કરવાપણુંજ નથી. એ દીક્ષા મળવાનો બધો આધાર ઇષ્ટકૃપા ઉપર હોય છે, યાને એ દીક્ષાનો લાભ હરકોઇ અવસ્થામાં, હરકોઇ સ્થળે, એક-માત્ર ભગવાનની કૃપાથી મળી શકે છે. ભગવાન એજ 'સદ્‌ગુરુ' છે. સાચા સદ્‌ગુરુ ખરૂં જોતાં શિષ્ય કરતા નથી, પણ ગુરુ કરે છે. શિષ્યમાં પોતાના ઇષ્ટદેવની પ્રતિષ્ઠા કરી તેની તેઓ સેવાપૂજા કરે છે. શિષ્યનું શરીર એ તેમનું મંદિર બને છે. દેવમંદિરમાં કોઇ પણ પ્રકારની અપવિત્રતા કે અનાચાર થાય તો તે જોઇને જેમ સેવક લજવાઇ જાય છે ને દુઃખી થાય છે; તેમ શિષ્યની કાંઇ પણ દુર્દશા જોતાં એ સદ્‌ગુરુ પોતાની સેવાપૂજામાં કંઇ ખામી આવી છે એમ ગણી ખિન્ન થાય છે. યાદ રાખો કે, સદ્‌-ગુરુએ આપેલો મંત્ર એ કેવળ નામ નથી, અક્ષરો નથી કે શબ્દ નથી–એ મંત્રમાં તો ભગવાનની અનંત શક્તિ રહેલી છે. શિષ્યમાં એ શક્તિનો સંચાર થવો તેનુંજ નામ સદ્‌ગુરૂની દીક્ષા. ભગવાન-ની કૃપાથી એવી દીક્ષા પ્રાપ્ત થાય, તો સુયોગ્ય સદ્‌ગુરૂ નિજ-શક્તિનો સંચાર કરીને શિષ્યને ક્રમે ક્રમે આત્મસાત્ કરી લે છે.

**પ્રશ્ન**—પશ્ચિમાચલના કોઇ કોઇ સાધુદેવતા વગરસાધને અને વગરભજને હાથોહાથ ભગવાનનાં દર્શન કરાવી આપી શકે છે, એ શું સાચું કે ?

**ઉત્તર**—એ બધું પ્રેતાદિનું કાર્ય છે. અત્યારે એવા સાધન અધિક પ્રચલિત છે. શ્રીવૃંદાવનમાં એક વાર કોઇ એક પિશાચ-સિદ્ધ વ્યક્તિ મને પોતાના પિશાચદ્વારા એક ચતુર્ભુજ નારાયણ-ની મૂર્તિનાં દર્શન કરાવીને ભુલાવામાં નાખવા માગતો હતો.

પશ્ચિમ દેશમાં સાધુઓનો બીજો એક પ્રકાર છે, કે જેઓ સ્વરોદયસાધનની પ્રક્રિયા દ્વારા મનુષ્યના મનની બે ચાર વાતો કહીને તેમની શ્રદ્ધા પોતામાં બેસાડે છે અને આખરે તેમને ખોટે માર્ગે ચઢાવી દે છે. બીજા એક પ્રકારના સાધુઓ છે તેઓ કર્ણપિશાચસિદ્ધ કહેવાય છે. તેઓ ઉપરોક્ત બધા પિશાચોની મદદથી સામા માણુસની સાત પેઢીનાં નામો ગણાવી જાય છે. એ બધા ઢોંગી ધૂતારાઓ ઘણી વાર તો ગીતા, ભાગવત, ઉપનિ-ષદ્ વગેરેના શ્લોકો બોલી બોલીને જનસમાજની શ્રદ્ધા પોતાના પર બેસાડવાની કોશિશ કરે છે. એજ એ લોકોનો ચિરકાળનો ધંધો થઇ પડયો હોય છે. એવા લોકોથી સદા સાવચેત રહેવું.

મહાશય રામમોહન રાય ઋષિઓના માર્ગનું અનુસરણ કરતા હતા અને એ પંથ ચુકાતાં બ્રાહ્મોસમાજની વિવિધ દિશામાં ગતિ થઇ છે. શાસ્ત્ર અને સદાચાર સિવાયના અન્ય માર્ગે કોઇ બ્રાહ્મોલોકમાં લઈ જાય, તોપણ જવું નહિ; કારણકે કોઇ કોઇ વ્યક્તિ પૂર્વનાં સુકૃતને પ્રભાવે અન્ય માર્ગે વિચરવા છતાં પણ સદ્ગતિ પામી શકે; પરંતુ જેમની હજી શરૂઆત છે, તેઓને તો ઘોર અંધકારમાંજ કુટાઇ મરવું પડે છે, એ ઋષિવચન છે.

ધાવણા બચ્ચાનો ખોરાક એક પ્રકારનો હોય છે ને બાળકનો જુદા પ્રકારનો હોય છે; જુવાનનો ખોરાક એક પ્રકારનો હોય છે, ને વૃદ્ધ તથા રોગીના ખોરાક જુદા જુદા પ્રકારના હોય છે; છતાં પોતપોતાના ખોરાકમાંથી દરેકને જોઇતી પુષ્ટિ મળી રહે છે; પણ એક જણનો ખોરાક જો બીજાને આપવામાં આવે, તો તેથી

બીજાને નુકસાન થાય છે. ઉપદેશનું પણ તેમજ છે. દેશ, કાળ ને પાત્રભેદ તથા અધિકારભેદ પ્રમાણે ઉપદેશ અપાવો જોઇએ.

મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને ભગવાનનું નામ જો એક વાર પણ યથાવત્ સાંભળે, યથાર્થ રીતે બોલે અને યથાર્થ પોકારે—અર્થાત બાળક જે ભાવથી 'મા' શબ્દ સાંભળે છે અને જે ભાવથી 'મા શબ્દ ઉચ્ચારી તેને બોલાવે છે, અને બાળકનો એ પોકાર સાંભળ તાંજ મા જેમ તેની પાસે દોડી આવે છે, તેવી રીતે ભગવન્નામનું ભજનસ્મરણ થવાથી કાર્યસિદ્ધિ અવશ્ય થાય છે.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे॥

અર્થાત્ પરાત્પર પરમાત્મદર્શન થયા પછી હૃદયગ્રંથિ:અર્થાત માયાપાશ તૂટી જાય છે, સકળ સંશયો છેદાઇ જાય છે અને સમગ્ર કર્મોનો ક્ષય થઇ જાય છે.

માયા શી વસ્તુ છે ? જો તમે કહો કે, સંસારમાં પરમસુખ છે તો પૂછું છું કે, સંસારમાં તમને શું પ્રિય લાગે છે ? જરા વિચારપૂર્વક જોશો તો સંસારમાં અધિક ઠેકાણે પ્રપંચ અને ઠગબાજી પ્રવર્તે છે. કોઇ ઠેકાણે સ્ત્રી સ્વામીને કૃત્રિમ પ્રેમ દેખાડતી થકી બીજા પર પ્યાર રાખતી હોય છે, તો કોઇ ઠેકાણે સ્વામી સ્ત્રીને ઠગી અન્ય સ્ત્રીમાં આસક્ત બન્યો હોય છે. કોઇ ઠેકાણે પુત્ર પિતાનો વધ કરી ભોગ–ઐશ્વર્યનો અધિકારી છે, તો કોઇ ઠેકાણે પિતા પુત્રને છેતરી બીજાને સુખી કરે છે. આમ છતાં મધ્યમ વર્ગના લોકોમાં અને તેમાંયે ખેડૂતવર્ગમાં કંઇક કંઇક પ્રેમ અને ભક્તિ દેખાઇ આવે છે. જ્યાં જ્યાં ધનનો સંબંધ હોય, ત્યાં ત્યાં સાચો પ્રેમ દુર્લભ હોય છે. ખરૂં જોતાં આ સંસારમાં ધનવાનો જેવા બંધુંબાંધવહીન મનુષ્યો કોઇકજ હોય

છે. બધાજ પૈસાની લાલચે તેમના પ્રત્યે પ્રેમ દેખાડતા હોય છે, હસતે મોઢે વાતો કરે છે અને રોગીની ચાકરી પણ પૈસા માટેજ થાય છે. આ પ્રમાણે સંસારમાં ફરી ફરીને જોશો તો યથાર્થ સુખી કોને કહેવો ? એ નક્કી કરવું બહુ મુશ્કેલ થઈ પડશે. આમ છતાં જેમના પ્રેમમાં કોઈ પ્રકારનો સ્વાર્થ હોય નહિ, એવા લોક જો સંસારમાં કોઇ હોય તો તો તેઓ સુખીઆ છે, એમ સમજવું. એમનો સંસાર એ સંસાર નથી, પણ સ્વર્ગ છે; અને બાકી બધું અસાર છે–અસારનું પણ અસાર છે.

રોગીએ હૉસ્પિતાલનો આશરો લીધો કે તરતજ તે નીરોગી બની જતો નથી. હૉસ્પિતાલમાંથી ઓસડ લે, તે ઓસડનું બરાબર સેવન કરે, કુપથ્ય કરે નહિ અને સારા ડૉકટરની સલાહ પ્રમાણે બરાબર રહે, તોજ રોગ મટીને આરામ થાય છે; તેજ પ્રમાણે કોઇ પણ સાધના શરૂ કરતાંજ મુક્ત થઇ જવાતું નથી. સાધન કરતાં કરતાં અંતિમ અવસ્થાએ પહોંચાય ત્યારેજ મુક્તિનાં દર્શન થાય. નામસ્મરણથી પણ શ્રેય થાય છે; પરંતુ નામનો શબ્દાર્થ અને લક્ષ્યાર્થ પણ નામસ્મરણ કાળે ધ્યાનમાં રહેવો જોઈએ. જેમ ‘હરિ’ શબ્દથી સૂર્ય, ચંદ્ર, ઘોડો, સિંહ, વાનર–એ બધાં સમજી શકાય, તેમ ‘હરિ’ નામથી પાપને હરિ લેનાર યાને પાપનું ‘નિવારણ કરનાર’ ભગવાન પણ સમજી શકાય, એટલા માટે નામની સાથે નામનો વાચ્યાર્થ શો છે, તે પણ યથાર્થ રીતે સમજી લેવું જોઇએ. ‘બ્રહ્મ’ એ શબ્દમાં જગત, બ્રહ્મ અને આત્મવેત્તા–એ પ્રમાણે અનેક અર્થ રહેલા છે. માટે પહેલ પ્રથમ તો નામનો વાસ્તવ અર્થ જાણી લેવાની ખાસ જરૂર છે. આ જગતનો એક કર્તા છે એવો વિશ્વાસ જેને હોય છે, તેને માત્ર નામોપદેશથીજ ચાલી રહે છે અને વધુ ઉપદેશનું પ્રયોજન રહેતું નથી. બાકી સર્વ કોઇ કહે છે કે, એક કર્તા છે, પણ તેમાં

તેમને દૃઢ વિશ્વાસ હોતો નથી.

જેને બીજા કશાની ખબર નથી પણ માત્ર બાળકની પેઠે રોઇ જાણે છે, તેવી અવસ્થા થતાં માત્ર નામથીજ નામી કહેતાં ઇષ્ટદેવતાને પામે છે.

ગીતાનો ઉપદેશ બહુ સુંદર છે. જીવનમાં પહેલું સ્થાન કર્મને છે. કર્મ કરતાં કરતાં વિવેક–વૈરાગ્યનો ઉદય થાય છે એટલે તેને નિષ્કામ કર્મ કરવાની વૃત્તિ થાય છે. નિષ્કામ કર્મથી આગલાં ઠીક કર્મનો ક્ષય થઇ જાય છે અને વિષયભોગમાં આસક્તિ નહિ રહેતાં શ્રવણ, કીર્તન વગેરે સાધનો કરવાની બુદ્ધિ જન્મે છે. એ કરતાં કરતાં પરાભક્તિનો ઉદય થાય છે. એ પરાભક્તિથી હૃદય વ્યાકુળ થતાં બાળકવત, ઉન્મત્તવત્, પિશાચવત્ અવસ્થા થઇ જાય છે; અને પછી પરમાત્મદર્શન થઇ भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वे संशयाः । ઇત્યાદિ અવસ્થાએ પહોંચાય છે.

ગીતાજીનો એકેક અક્ષર એકેકા બીજમંત્ર જેવો છે. બીજમંત્ર જેમ સાધનાથી જાગ્રત થાય છે, તેમજ ગીતાર્થ પણ સાધનાથી વધારે સચેત, સ્પષ્ટ અને ઉચ્ચ મહાભાવોને જગાડનારો થાય છે. ગીતાનો પૂરેપૂરો અર્થ શું એના પરની ટીકા જોવાથી સમજી શકાય તેવો છે? શ્રીધર સ્વામી તથા શ્રી આદ્યશંકરાચાર્ય ગીતાજી પર જે ટીકા રચતા ગયા છે, તેના કરતાં શ્રેષ્ઠ ટીકા રચી શકાય તેમ છેજ નહિ; પરંતુ એ ટીકાઓ દ્વારા પણ એનો અર્થ સમજાવો શક્ય નથી. મહાપ્રભુ શ્રીચૈતન્યદેવ જ્યારે દક્ષિણના મુલકોમાં ગયા હતા, ત્યારે શ્રીરંગનાથના મંદિરમાં એક જણ ગીતાજીનો પાઠ કરતો તેમના જોવામાં આવ્યો; પણ તેનો પાઠ અશુદ્ધ હતો. મહાપ્રભુજીએ તેને પૂછ્યું કે, "ભાઈ! આપ ગીતા-પાઠ કરતા જાઓ છો ને સાથે રડતા જાઓ છો, તેનું શું કારણ?" તેનો એણે જવાબ આપ્યો કે "ગીતાનો અર્થ તો હું કંઇ સમ-

જતો નથી; પરંતુ હું જ્યારે તેનો પાઠ કરવા બેસું છું, ત્યારે મને દેખાવા માંડે છે કે અર્જુન હાથમાં ગાંડીવ ધનુષ્યને લઇ રથમાં બેઠો છે અને શ્રીકૃષ્ણ ઘોડાઓની લગામ પકડી તેના તરફ મુખ કરીને તેને ગીતાનો ઉપદેશ આપી રહ્યા છે. એવું દૃશ્ય જોઉં છું ને હું રડું છું."

તે સાંભળી શ્રીમહાપ્રભુ બોલ્યાઃ "ધન્ય છે! ગીતાપાઠના આપજ ખરા અધિકારી છો."

**પ્રશ્ન**—શ્રેષ્ઠ સાધન કયું?

**ઉત્તર**—પ્રત્યેક શ્વાસપ્રશ્વાસે ગુરુએ આપેલા મંત્રનો જપ કરવો એ પરમ સાધન છે.

સઘળાં કાર્યોમાં નિયમ પ્રવર્તે છે. ભગવાન પોતે નિયંતા તથા દયામય હોવાથી તે એક બાજુ પાપીને કઠોર સજા કરતો હોય છે, ત્યારે બીજી તરફ તેના પાપનું ઓસડ કરતો હોય છે.

પુરુષાર્થ એ ખેડૂતના ખેતીકાર્યના જેવો છે. ખેડૂત જમીન તૈયાર કરે અને બી ઓરે ત્યાંસુધીજ તેનું કાર્ય. તે પછીના કાર્ય માટે એનામાં શકિત નથી હોતી. આકાશમાંથી વરસાદનું પાણી ન પડે, તો આખા ખેતરમાં પાણી સીંચીને તેનાથી કંઇ થઇ શકે નહિ. આંતરિક ઉદ્યમ એ તપસ્યા છે. એનો ઉપયોગ બરાબર થતાં, આકાશમાંની જળવૃષ્ટિની જેમ ભગવાનની કૃપાવૃષ્ટિ થાય છે.

સંસારમાં રહી સાધન કરીને તથા સંસારના તાપ અનુભવીને પછી ગમે ત્યાં જાઓ પણ મન ચલિત થશે નહિ. પરંતુ વૈરાગ્ય જાગતાંજ ઘરનો ત્યાગ કરાય, તો તો પછી પતનનાં જે અનેક પ્રલોભનો આવી પડે છે. તેનાથી બરાબર સાવધાન ન રહેવાય, તો સર્વનાશ થઇ જાય છે.

યથાર્થ કર્તવ્યબુદ્ધિથી કર્મો કરાય, તો તેના યોગે વાસના-

નો સહેજે અંત આવે.

ઇષ્ટનામનો જપ કરતાં કરતાં એક પ્રકારનો કેફ ચઢે છે. તે કેફની આગળ ભાંગ, ગાંજો, અફીણ, દારૂ વગેરેનો કેફ તુચ્છ છે. નામનો કેફ ક્ષણિક નથી, પણ ટકવાવાળો છે.

યુગનો કોઇ સમય નક્કી નથી. જેમાં તપનું પ્રાધાન્ય હોય તે સત્‌યુગ, જેમાં નીતિનું પ્રાધાન્ય હોય તે ત્રેતાયુગ, બળનું પ્રાધાન્ય હોય તે દ્વાપરયુગ અને જેમાં ધનનું પ્રાધાન્ય હોય તે કલિયુગ કહેવાય છે.

સત્‌યુગમાં ધ્યાન તથા યજ્ઞયાગ એ ધર્મ મનાયા છે, ત્રેતાયુગમાં જ્ઞાન અને યજ્ઞ ધર્મ મનાયા છે, દ્વાપરમાં દેવતાઓ અને મહાપુરુષોની પૂજા-અર્ચા એ ધર્મ મનાયા છે અને કલિયુગમાં દાન તથા સ્મરણકીર્તન ધર્મ મનાયા છે.

એકાગ્રતાના અનેક ઉપાય છે; તે બધાય ઉપર પણ તત્કાળ પૂરતાજ કામ આપનારા છે-એટલે કે જેટલો વખત તે ઉપાયનું અવલંબન કરવામાં આવે તેટલોજ વખત મન થોડું ઘણું સ્થિર બને છે. મનના સંકલ્પવિકલ્પ સર્વાંશે નષ્ટ ન થાય, ત્યાંસુધી ચિત્તની યથાર્થ એકાગ્રતા સાધ્ય થતી નથી. તેથીજ ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

> **नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।**
> **अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥**

ભગવાન છે, એ સત્ય સદાસર્વદા સ્મરણમાં રહેવું જોઇએ. સ્મરણ, મનન, નિદિધ્યાસન-એ બધા એકાગ્રતાના સર્વોત્તમ ઉપાયો છે. **સ્મરણ**—પ્રથમ તો પ્રભુના અસ્તિત્વનું સ્મરણ સર્વ કાળમાં, સર્વ સ્થળમાં, સર્વ ભૂતમાં અને સર્વ પ્રસંગમાં સાધ્ય બનવું જોઇએ. તે પછી બીજું **મનન**—અસ્તિત્વ વિષેનું જ્ઞાન

દઢ થતાં મન એ દિશામાં આપોઆપ વળે છે. જેવી રીતે સાપને તેજસ્વી પદાર્થ દેખાતાં તે એ તેજના પદાર્થ તરફથી પોતાની દૃષ્ટિ બીજે કયાંય ફેરવી શકતો નથી, તેવી રીતે મનને પણ અસ્તિત્વનું બરાબર ભાન થતાં બીજે કયાંય તે રોકાઈ શકતું નથી. ત્રીજું **નિદિધ્યાસન**—સ્મરણ–મનનથી જે સ્વાદ આવે છે તેનો પુનઃ પુનઃ ઉપભોગ કરવો તેનું નામ નિદિધ્યાસન. એ સ્મરણ, મનન ને નિદિધ્યાસન, ત્રણ એકાગ્રતાના ખાસ ઉપાય છે

**પ્રશ્ન**—મનઃસંયમના માર્ગમાં મુખ્ય અંતરાયરૂપ શું છે?

**ઉત્તર**—મનના સંકલ્પવિકલ્પ તો નિરંતર ચાલુ હોય છે અને તેથી મન અસ્થિર બને છે. મનના ઉપર કાબૂ આવતો નથી એના કારણમાં મુખ્યત્વે જીહ્વા અને ઉપસ્થ એ બે ઇંદ્રિયોનું પ્રાબલ્ય છે. ઉપસ્થ ઇંદ્રિય પર લોકો સહેજે કાબૂ મેળવી શકે છે, પણ જીહ્વાઇંદ્રિયનું દમન સહેજે થઈ શકતું નથી. કોઇ નિંદા કરતું કે કડવું વેણ ઉચ્ચારતું આવે કે લૂલીબાઇ તરતજ તેનો પ્રતીકાર કરવાને લલચાય છે. એ જીભડીબાઇ વશ થતા નિંદા કે પ્રશંસા મનને ચંચળ કરી શકતી નથી.

જેને જે વસ્તુની જરૂર હોય છે, તે એ પોતેજ જાણે છે; બીજું કોઇ તે સમજી શકતું નથી. પોતાના શરીરમાં શેની જરૂરિયાત છે તેની અનેક સુજ્ઞોને પણ સમજ હોતી નથી. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ, એ પંચમહાભૂતો પૈકી કયો પદાર્થ કયું કામ કરે છે તે જાણ્યા વગર, યોગ્ય આહાર કયો તે સમજી શકાતું નથી. બાળક બચપણમાં પોતાની વિષ્ટા લઈને પોતાનાજ મુખમાં મૂકે છે, અને અતિઆનંદમાં આવી હાસ્ય કરે છે; પરંતુ તેજ વખતે માતપિતા ઘૃણાપૂર્વક છિઃ છિઃ કહી નાકે હાથ દે છે

ક્રોધી માણુસ જો લસણ, ડુંગળી ઇત્યાદિ પિત્તને વધારનાર

ઉત્તેજક ચીજોનો વિશેષ આહાર કરે, કામી જન જો માંસ, માછલાં, મીઠાઇ વગેરે વધુ ખાય, લોભી જન જો અધિક તીખું ભોજન લે, અહંકારી જો મસૂરની દાળ વધારે ખાયા કરે, સંસારાક્ત વ્યકિત જો ખટાશનું અધિક સેવન કરે અને અભિમાની મનુષ્ય જો અધિક ખારૂં ખાયા કરે, તો તેમનું એ કાર્ય અણુસમજુ બાળકના ઉપરોકત કાર્યની ગરજ સારનારૂં નીવડે છે.

સાંખ્યયોગમાં શ્રીકપિલદેવે પંચમહાભૂત તત્ત્વોના વિભાગ પાડીને, બધી ઇંદ્રિયો તથા મનસહિત ઓગણીસ તત્ત્વોનું નિરૂપણ કરેલું છે અને પ્રત્યેક તત્ત્વની સાથે શરીર અને મનનો શો સંબંધ છે, તથા જીવાત્મા સાથે પણ શરીર અને મનનો શો સંબંધ છે, તે ઠીક રીતે સમજાવીને આહારવિહારના પ્રકાર પણ ઠીક ઠીક રીતે બતાવેલા છે. શ્રીમદ્‌ભાગવતના ત્રીજા સ્કંધમાં આ વિષય પર અનેક વાતોનો ઉલ્લેખ છે. વિષ્ણુપુરાણ, માર્કંડેય પુરાણ, યોગવાસિષ્ઠ, મહાભારતનું શાંતિપર્વ, પાતંજલ યોગ-દર્શન, મૈત્રોપનિષદ્‌, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, રુદ્રયાચલતંત્ર ઇત્યાદિ ગ્રંથોમાં આ વિષય પર અનેક વાતો લખાયલી છે. તેથી તે ગ્રંથોનું અવલોકન કરીને આહારનો ક્રમે ક્રમે અભ્યાસ કરવાની જરૂર છે.

આહારની સાથે ધર્મને પણ સંબંધ છે. આહાર જો અતિ-સાવધાનપણે ન કરવામાં આવે તો ધર્મનો નાશ થઇ જાય છે. એક વ્યકિત લસણ ખાતી ન હોય, તેને લસણ ખવડાવ્યાથી તેને આખો દહાડો શરીરમાં દાહ ઊઠયા કરે છે અને આખા દહાડા-માં ધર્મકાર્ય થઇ શકતું નથી.

**પ્રશ્ન**—શાક્ત અને વૈષ્ણવમાં ફરક શો છે ?

**ઉત્તર**—ઐશ્વર્યભાવના ઉપાસકો શૈવ, સૌર, ગાણપત્ય અને શાક્ત કહેવાય છે; અને માધુર્ય ભાવના ઉપાસકો વૈષ્ણવ

કહેવાય છે. સીતારામ, લક્ષ્મીનારાયણ, રાધાકૃષ્ણ, કાલી, દુર્ગા વગેરેના ઉપાસકો જો તેના ઐશ્વર્યભાવના ઉપાસક હોય તો તેઓ શાક્ત, સૌર, શૈવ, ગાણપત્યાદિ નામે ઓળખાય અને તેમના જો માધુર્ય ભાવના ઉપાસક હોય તો તેઓ પ્રકૃત વૈષ્ણવ કહેવાય. બ્રહ્મસંહિતામાં આનું પ્રમાણ મળી આવે છે; પણ રામ-પ્રસાદના જેવા સાચા વૈષ્ણવ કેટલા છે?

## આનંદ પ્રકૃતિ

**આનંદ પ્રકૃતિ**—જે જે વસ્તુ પોતાના સ્વભાવમાં હોય છે તે તે બધી આનંદમય છે. ચંદ્ર, સૂર્ય, પર્વત, સમુદ્ર, વૃક્ષલતા, ફળફૂલ, પશુપક્ષી–બધુંજ આનંદમય છે. મનુષ્ય પણ જેટલે દરજ્જે પોતાના માનવસ્વભાવમાં રહી શકે છે, તેટલે દરજ્જે આનંદનો ઉપભોગ કરે છે. મનુષ્યનો સ્વભાવ જેટલો વિકસિત થાય છે, તેટલો તેનો આનંદ પણ વિકસિત બને છે. જેમણે પાપી વિચારો અને પાપી કાર્યો વડે પોતાનો સ્વભાવ અયોગ્ય કરી નાખ્યો હોય છે, તેઓ આનંદ ભોગવી શક્તા નથી. પાપથી શરીર રોગી અને મન અપવિત્ર બને છે. પુણ્ય કાર્યોથી પોતાનો અસલ સ્વ-ભાવ પ્રાપ્ત કરવામાં ન આવે તો આનંદ ભોગવી શકાતો નથી અને રોગ તથા પાપજન્ય દુઃખ ભોગવવામાં જીવન વ્યતીત થાય છે.

## હરિનામનું ફળ આવતાં પ્રકટ થનારાં લક્ષણો

કીર્તન કરતાં કંઈક નૃત્ય કર્યું કે કંઇક ભાવ આવ્યો તેનેજ અત્યારે ધર્મ કહેવામાં આવે છે. એ ધર્મ છે એમાં તો શક નહિ; પણ તે ધર્મનું પ્રથમ અંગ છે. સત્ય, ન્યાય, જીવદયા, પિતા-માતા ને ગુરુજન પ્રત્યે ભક્તિભાવ, સત્સંગની ઇચ્છા, પરસ્ત્રી-દર્શનમાં સાવધાનતા, પરધનમાં નિર્લોભતા–એ બધાંજ ધર્મનાં પ્રથમ અંગ છે. હરિનામનું ફળ આવવા માંડતા આ બધાં લક્ષણો

પ્રથમ દેખા દે છે. એમ થતું ન જણાય, તો ધર્મનો હજી આરંભજ થયો નથી એમ સમજવું.

## તેર લક્ષણોવાળું સત્ય

**સત્યવચન**—નજરે જોયેલું કે કાને સાંભળેલું લોકોની આગળ રજૂ કરવું, તેનેજ અનેક જણ સત્ય તરીકે પિછાને છે; કિંતુ ખરૂં સત્ય તો તેજ કહેવાય કે જેનું લક્ષ્ય સત્ કહેતાં શુભ હોય. કોઇને પદચ્યુત કરવા યાને તેના સ્થાનેથી ખસેડી મૂકવા માટે, અગર પોતાનો સ્વાર્થ સાધવા માટે કહેવામાં આવતી સત્ય વાત પણ સત્ય તરીકે ગણી શકાય નહિ; એટલા માટે મહાભારત-માં સત્ય વચનનાં તેર લક્ષણો વર્ણવેલાં છે, તે આ પ્રમાણેઃ– સત્ય વચન હોય તો તેમાં (૧) પરનિંદા, (૨) સ્વાર્થ કે (૩) આત્મપ્રશંસાનો અંશ ન હોવો જોઇએ; (૪) ક્ષમા, (૫) શૌચ, (૬) અહિંસા તથા (૭) જીવદયાનો તે વચનમાં સમાવેશ થયેલો હોવો જોઇએ; (૮,૯) માતાપિતાની ભક્તિ (૧૦) ભ્રાતૃસ્નેહ, (૧૧) પાડોશીઓ તેમજ (૧૨) સ્વદેશવાસીઓ પ્રત્યે નિષ્કપટ પ્રેમ અને (૧૩) સત્યની હાજરી હોવી જોઇએ.

"अस्ति सत्यम्"—જે ત્રણે કાળમાં અને કાળાતીત પણ છે તેજ સત્ય છે. એ સત્યને અનુભવી શકાય છે—પ્રત્યક્ષ કરી શકાય છે. એ પરમ સત્યને જો આપણે સમજી શકીએ, તો તે આપણા-થી દૂર નહિ રહેતાં પ્રત્યક્ષ થઇ રહે. જેને એક વાર એ પરમ સત્ય સમજાયું હોય છે, તે તેની વિરુદ્ધ વર્તી શકતો નથી. જ્યાં-સુધી એ સત્ય પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી તેનું પુનઃ પુનઃ પતન થયા કરે છે. એ પરમ સત્યનો અલ્પાંશ પણ પ્રાપ્ત થાય છે, એટલે તેનો મહિમા કેવો અને કેટલો છે, તે સમજી શકાય છે. એ સત્યથી બળવાન બને છે તેજ સર્વ કષ્ટો સહી શકે છે. એજ સત્યના

બળથી મહાભક્ત પ્રહ્‌લાદજી ધગધગતા અગ્નિકુંડમાં ફેંકાયા છતાં, કાળમૂર્તિ સમા ભયાનક સ્વપિતા હિરણ્યકશિપુના હાથમાંથી બચી શક્યા અને એજ સત્યના બળથી પ્રહ્‌લાદજીએ કહ્યું હતું કે, “આ થાંભલામાં પણ મારો ભગવાન મોજૂદ છે.” એકમાત્ર એ પરમ સત્યનોજ આશરો લ્યો અને પછી જુઓ કે, સઘળી દુર્દશા દૂર થઇ જાય છે કે નહિ અને દેશોદ્ધાર થાય છે કે નહિ? આ ઉપદેશ સર્વ વેદ, પુરાણ અને શાસ્ત્રોમાં અપાયો છે.

**પ્રશ્ન**—એ પરમ સત્ય કયા ઉપાયે મેળવી શકાય?

**ઉત્તર**—એ યથાર્થ સત્યને પ્રાપ્ત કરવું હોય તો એના સિવાયના અન્ય સર્વ પ્રકારના સંસ્કારથી રહિત બનવું જોઇએ. સંસ્કારનો સંપૂર્ણ ત્યાગ થતાંજ મન નિર્મળ બની જાય છે અને બીજો કોઇ પણ પ્રકારનો મનોભાવ રહેવા પામતો નથી. મનની એવી મળવિક્ષેપ રહિત અવસ્થામાં એ પરમ સત્ય—અથવા પરમાત્મદેવનો સાક્ષાત્કાર થાય છે. આવા અન્ય સર્વ વૃત્તિઓ તથા સંસ્કારોથી રહિત અંતરમાં એ પરમ સત્યનો એક કણ માત્ર પ્રકટે તો તે પણ મહા અમૂલ્ય હોય છે. બૌદ્ધ યોગીઓ તેમની પ્રણાલી મુજબ ઉચ્ચ સાધનનું અવલંબન કરતી વખતે પ્રારંભમાંજ અન્ય સંસ્કાર નષ્ટ કરી દે છે. એ કામમાં તેમને લગભગ ત્રણ વરસ જેટલો સમય લાગે છે. મૂળવટેજ સંસ્કારવર્જિત થાય છે, એટલા માટેજ બૌદ્ધલોકોને અનેક જણ નાસ્તિક કહે છે. જેઓ કોઇ મત અગર સંસ્કારને વશ ચાલે છે તેઓને પણ અમુકતમુક દળ કિંવા સંપ્રદાયમાં ઘેરાઇ રહેવું પડે છે; અને જેઓ કેવળ પોતાનાજ અંતરમાં સત્યની શોધ કરે છે, તેમને કોઇ પણ જાતની જમાત કિંવા સંપ્રદાય હોતો નથી. બ્રાહ્મોધર્મના પ્રચારક તરીકે હું કેટલોક કાળ બાગ—આંચડામાં રહ્યો હતો. એ વખતની મારી કાર્યપ્રણાલી તથા પ્રવચનો, ઉપ-

દેશ વગેરેને લઇને બ્રાહ્મોસમાજમાં પુષ્કળ ખળભળાટ મચ્યો હતો. તે વખતમાં મારે અત્યંત અશાંતિમાં દિવસો કાઢવા પડતા હતા. મારા કેટલાક બંધુઓએ કલકત્તેથી પુનઃ પુનઃ લખીને મારાં સઘળાં વિવેચનોની પ્રતિશોધ કરવા માંડી અને મને કલકત્તે આવી પહોંચવા સૂચવ્યું. હું વિષમ સમસ્યામાં પડયો. પોતાની કર્તવ્યબુદ્ધિને તિલાંજલિ આપી બ્રાહ્મોસમાજમાં રહેવું વાજબી છે કે નહિ, એનાજ વિચાર મનમાં નિશદિન ઘોળાવા લાગ્યા. ભગવાનની પાસે મેં પ્રાર્થના કરી કે, "હે પ્રભો ! આ વખતે મારે શું કર્તવ્ય છે તે કહો." એજ વખતે ચોખ્ખી આકાશવાણી સંભળાઈ કે, "ઝુંડમાં ભરાઇ રહેવાથી સત્યનો લાભ નહિ થાય." એ આકાશવાણી સાંભળીને હું નિશ્ચિંત બન્યો. જનસમાજ તરફ દૃષ્ટિ રાખીને ચાલવાથી યથાયોગ્ય ધર્મ-કર્મ કદાપિ સધાતાં નથી. લોકો આપણાં કામની નિંદા કરે છે કે સ્તુતિ કરે છે, તે તરફ લક્ષ આપતાંજ ઉત્તમ સાધકની ઉત્ત-મતાનો નાશ થઇ જાય છે.× કોઇની પણ તરફ દૃષ્ટિ ન રાખતાં સાવ સ્વતંત્રભાવથી, અમુક કાર્ય એ પોતાનું કર્તવ્ય છે એમ સમજીનેજ જો તે કરી શકાય, તોજ બચવાનો આરો છે; નહિ તો બચવું બહુ કઠિન છે. સત્ય અનંત છે, સત્યનો ભાવ અનંત છે, સત્યનું રૂપ અનંત છે અને એ સત્યપ્રાપ્તિના ઉપાય પણ

× સામાન્ય સાધકો સર્વભાવે અથવા વિશેષભાવે ઇષ્ટસમર્પિત થઇ શકે નહિ; કેમકે લૌકિક કીર્તિ વગેરેમાં તેમને વધુ ઇષ્ટતા હોય છે અને તેથી લોકભયજ તેમને અંકુશમાં રાખે છે. આ કોટીનાજ ઉદારાત્મા અને દેશસેવક ઘણાખરા હોય છે. જો તેઓ પણ સ્તુતિ-નિંદાનો ભય મૂકી દે, તો તેમની નીતિરીતિ હલકી થઇ રહે. માટે ગોસ્વામીજીનું ઉપરોક્ત કથન સર્વ કોઇ માટે નહિ પણ લાખોમાં કોઇ એવા વિરલ મુમુક્ષુ માટેજ સમજવાનું છે.—**ખરાબ ભિક્ષુ અખંડાનંદ**

અનંત છે. એ સત્યની પ્રાપ્તિ માટે બધાયે એકજ માર્ગે અને એકજ મત મુજબ ચાલવું જોઇએ, એવું તો કહી શકાયજ નહિ. મનુષ્યનું વ્યક્તિત્વ જેમ અલગ અલગ છે, તેમ તેની પ્રકૃતિ પણ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. તેથી બધાયે પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે ચાલવાનું હોય છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિઓને લીધે ભિન્ન ભિન્ન માર્ગો ઉત્પન્ન થાય છે, તેથી પ્રણાલી પણ ભિન્ન ભિન્ન પ્રકારની હોવી સ્વાભાવિક અને આવશ્યક છે.

**પ્રશ્ન**—અત્યારે અમારે કયો ધર્મગ્રંથ વાંચવો સારો છે?

**ઉત્તર**—કોઇ એકજ ધર્મગ્રંથ વાંચ્યાથી ખાસ લાભ થશે એમ સમજતાં નહિ. પહેલાં તો ચૂંટી ચૂંટીને ધર્મગ્રંથ વાંચવા ઉચિત છે–જેવા કે મહાભારત, રામાયણ, શ્રીમદ્ભાગવત, ભગવદ્ગીતા, ચૈતન્યચરિતામૃત, ભક્તમાળ, અધ્યાત્મરામાયણ. આ બધા ગ્રંથોમાંથી પોતાને વધુ ગમે તે તે ગ્રંથ વાંચતા રહેવું જોઇએ. આથી શાસ્ત્રો વિષે થોડીક અભિરુચિ ઉત્પન્ન થાય, એટલે વેદ, ઉપનિષદ્, સ્મૃતિ, તંત્ર, પુરાણ વગેરેથી પણ લાભ થાય છે.

બંગાળી ભાષામાં શ્રીચૈતન્યચરિતામૃત, હિંદીમાં તુલસીકૃત રામાયણ તથા ગુરુમુખી ભાષામાં ગુરુ નાનકનો ગ્રંથ સાહેબ–એના જેવા સર્વાંગસુંદર ગ્રંથો બીજા કોઇજ નથી. ચૈતન્યચરિતામૃતનો ગ્રંથ મેં પોતે તેત્રીસ વાર વાંચ્યો છે. એ ગ્રંથ પહેલ પ્રથમ જરા અટપટો લાગ્યા છતાં પછીથી એની અંદર રહેલાં અપૂર્વ તત્ત્વરત્નોની ભાળ લાગતાં એના પર હું મુગ્ધ થઇ ગયો છું.

ધર્મસંબંધી કોઇ પણ વિષય જાણવો હોય, તો પ્રાચીન ગ્રંથજ વાંચવો, આધુનિક ગ્રંથ ન વાંચવા; કારણકે આધુનિક ગ્રંથોમાં અનેક ભૂલ–ભ્રાન્તિ તથા વ્યક્તિગત અને સંપ્રદાયગત દૂષિત મતો, એ બધાને સ્થાન મળેલું હોય છે.

**વાસ્તવિક રીતે વેદ જુદા નથી, માત્ર સમજ ફેર છે.**

ઋક્, યજુર્, સામ અને અથર્વ એ ચાર વેદ કહેવાય છે. તે વસ્તુતઃ એક હોઇ માત્ર શિક્ષણ માટે તેના ચાર ભાગ કરવામાં આવ્યા છે. એ ચારે ભાગનો આખો વેદ શીખતાં છત્રીસ વર્ષ જોઇએ, તેથી બધાથી આખા વેદનું અધ્યયન થઇ શકતું નથી. એક બે ભાગનું અધ્યયન એક જણ કરી શકે છે; તેથી જે માણસ જે ભાગનું અધ્યયન કરે છે, તે માણસ તે ભાગનો આચાર્ય બને છે, એ અર્થમાં વેદ જુદા છે. બાકી વેદો ભિન્ન ભિન્ન નથી. જેવી રીતે હાથથી પગ જુદા છતાં વસ્તુતઃ તો એકજ શરીરનાં અંગો છે, તેવુંજ વેદના સંબંધમાં છે. જે સામવેદનો આચાર્ય હોય છે, તે યજુર્વેદનું શિક્ષણ આપતો નથી. વળી યજુર્વેદમાં સામ-વેદનો વિષય પણ હોતો નથી. યજુર્વેદ ભણવાની જો ઇચ્છા હોય તો યજુર્વેદીયની પાસેજ જવું જોઇએ. જો કોઈ સંપૂર્ણ વેદવેત્તા મળી આવે, તો તે ઠેકાણે વેદ જુદા નહિ જણાય. મનુષ્યના અંતરાત્મામાં પણ જો પ્રવેશ કરી શકાય તો બધુંજ મળી રહે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, ધ્યાન, ધારણા, સમાધિ—એ અષ્ટાંગ યોગ દ્વારા અંતરાત્મામાં પરમાત્માની પ્રાપ્તિ થઇ શકે છે. વેદ—એ શબ્દથી બ્રહ્મ, પરમાત્મા અને પરબ્રહ્મ સમજવાનો છે.

**પ્રશ્ન**—કર્મ સિવાય અન્ય ઉપાયથી મુક્તિ થાય કે નહિ?

**ઉત્તર**—તીવ્ર વૈરાગ્યથી પણ મુક્તિલાભ થાય; પણ એવા પ્રકારનો વૈરાગ્ય કયાં હોય છે? વિષયોમાંથી મનને જ્યારે સંપૂર્ણ આંતરમુખ કરી શકાય, અર્થાત્ સર્વભાવે આંતરિક સાધના કરી શકાય, તો કર્મ વિના પણ મુક્તિ થઇ શકે; કિંતુ એ પ્રમાણે ન થાય અને થોડે ભાગે પણ બાહ્ય આસક્તિ અને બહિર્મુખતા રહે તો તે છિદ્રવાટે કામાદિ શત્રુઓ દાખલ થઇ જઇને વિઘ્ન નાખી શકે છે. નિષ્કામ મુક્તિના પંથમાં તો મનુષ્ય, દેવતા, ગંધર્વ

વગેરે સઘળાજ અંતરાય કરનારા હોય છે; માટે સાવ વાસના-વિહીન બનીને તીવ્ર સાધના કરવી સહેલ નથી. નિષ્કામ કર્મ અને ઇષ્ટચિંતનદ્વારા મળવિક્ષેપનો નાશ થયા પછીજ એ શ્રેષ્ઠ સાધના સહજે સહજે સિદ્ધ થાય છે.

**પ્રશ્ન**—કર્મ એટલે શું ?

**ઉત્તર**—કર્મ પ્રવૃત્તિથી સિદ્ધ થાય છે. જેની જેવી વૃત્તિ, તેનું તેવું કર્મ. જે કર્મધર્મને અનુકૂળ હોય તેજ કરવાં અને તેજ પુણ્યકર્મ છે અને ધર્મને પ્રતિકૂળ હોય તે પાપકર્મ કહેવાય છે.

પાપને દૂર કરવાની મનુષ્યનામાં શક્તિ છે, પણ કર્મને દૂર કરવાની તેની તાકાત નથી. કર્મથીજ કર્મનો ક્ષય થાય છે. જો નિષ્કામ કર્મો કરવામાં ન આવે, તો કર્મમાં વધુ વધુ જકડાવું પડેછે.

કર્મ કર્યા સિવાય તો કોઇનોજ છૂટકો નથી. વળી કર્મ એ કાંઇ ધર્મની બહારનો વિષય નથી, પણ ઊલટું કર્મ એજ ધર્મ છે. કર્મથીજ ધર્મલાભ થાય છે; અને જે પરમ વસ્તુ ધર્મકર્મ-થી પર છે તે તો તદ્દન નિરાળી છે અને બહુ દૂર છે.

## કર્મ કરવાં વૃથા નથી.

કર્મમાં બંધાઇ રહેવું એ વાસ્તવિક બંધાઇ રહેવું નથી. કર્મો જો યથાર્થ કર્તવ્યજ્ઞાનપૂર્વક કરાય, તો તેનાથી લૌકિક વાસ-નાનો સહેજે અંત આવે છે. કર્મ કરતાં કરતાં જો હૃદયપૂર્વક ભગવાનનું નામ લેવામાં આવે, તો વાસના નષ્ટ થઇ જાય છે. જેમનાં કર્મ હજી કપાયાં નથી, તેમને આખો દહાડો નામજપ કરવાનું કહેશો તો તેમનાથી તેમ થઈ શકશે નહિ. ખોટા વિચાર, પરનિંદા, નકામી વાતો, વાદવિવાદ, તર્કવિતર્ક તેમજ પાસા-બાજી વગેરેમાં તેમનો વખત જશે. સંન્યાસીઓ અને પોથાં-પંડિત જ્ઞાનીઓ વિનાઅધિકારે ભેખ લે છે અને પોતાને અપરોક્ષ

જ્ઞાની માની પ્રારબ્ધને બહાને બાજી ખેલે છે. વિવાદ, વિસંવાદ અને પોતાને ગમે તેવું બધું સ્વચ્છંદી આચરણ કરે છે અને તેથી કર્મબંધન કપાવાને બદલે ઊલટાં વધે છે.

નિષ્કામ ભાવથી કર્મો કરવાં. અકર્મ, વિકર્મ તથા સકામ કર્મનો ત્યાગ કરી દઇ નિષ્કામ કર્મો કરાય તો નિશ્ચય કર્મોના બંધ કપાઇ જઇ વાસનારહિત થવાય. કર્તવ્ય કર્મમાં આળસ કરવું એ તો અપરાધ છે.

ફળાસક્તિ રાખ્યા વિના કર્મ કરાય તોજ તે નિષ્કામ બને છે.

લક્ષ્ય બરાબર ચોક્કસ રાખીને નિષ્કામ ભાવથી કર્મ કરવામાં આવે, તો તેથી નુકસાન થતું નથી, પણ હિત થાય છે; તથાપિ પોતાની વિવેકબુદ્ધિ જાગ્રત રાખી તે પ્રમાણે ન ચાલતાં જો પારકાની બુદ્ધિએ કર્મ કરાય, તો તેથી હૃદય સ્ફૂર્તિહીન બનીને નુકસાન થાય છે. ઇશ્વરની આજ્ઞા સમજી નિર્દોષ વિવેકબુદ્ધિ પ્રમાણે ચાલવાથી વિશેષ લાભ થાય છે.

**પ્રશ્ન**—કર્મત્યાગી કોને કહે છે?

**ઉત્તર**—સ્વાર્થના ત્યાગપૂર્વક જે કર્મ આચરે છે, તે કર્મ-ત્યાગી છે–અર્થાત્ નિઃસ્વાર્થ ભાવથી કર્મ કરનાર કર્મત્યાગી છે.

**પ્રશ્ન**—સિદ્ધ પુરુષને કર્મ કરવાનાં રહે ખરાં?

**ઉત્તર**—ત્યારથીજ તેનાં કર્મોનો આરંભ થાય છે. જ્યાં સુધી સ્વાર્થ હોય, ત્યાંસુધી ખરાં નિષ્કામ કર્મ હોયજ ક્યાંથી? સ્વાર્થ ઊડી ગયા પછીજ ખરાં નિષ્કામ કર્મનો આરંભ થાય છે; ત્યારેજ સમસ્ત સંસારને માટે કર્મ કરતા થવાય છે; ત્યારેજ સર્વ કોઇ માટે અવિશ્રાંતપણે અને એકનિષ્ઠાથી પરમશ્રેષ્ઠ કર્મોમાં જોડાઇ રહેવાનું બની શકે છે. સંપૂર્ણ નિઃસ્વાર્થી બન્યા વગર સર્વોત્તમ કર્મનો આરંભજ થતો નથી.

## કામિની અને કાંચન ધર્મલાભનાં વિરોધી છે.

જે જન સ્ત્રી સંસર્ગ રાખતો હોય છે, તેને પરમાત્મા પ્રત્યે સખ્યભાવ, વાત્સલ્યભાવ કે મધુરભાવ ઊપજવો તો દૂર રહ્યો, પણ અહૈતુકી ભક્તિ પણ શકય થતી નથી. ભક્તિશાસ્ત્રમાં તો વિષયો ઉપરાંત વિષયપ્રેમીઓનો પણ સંગ રાખવાનો નિષેધ છે.

પૈસાટકા એ હળાહળ ઝેર બરાબર છે. એને ઘરમાં તો કદીયે સંઘરી રાખવા નહિ. પૈસા કમાઇને પ્રયોજન પ્રમાણે ખર્ચ કરવો અને તેમ કરતાં જો કંઇ બચત રહે, તો તે ભગવાનના ગલ્લાનું ધન માનવું; અને પછી જે લોકોને ભગવાન મોકલી આપે—યાને કોઇ દુઃખીઆ આવી ચઢે તેને તે આપી દેવું. જેઓ ધનવાન થવા માગતા હોય, તેમની વાત જુદી છે; પણ જેમને ધર્મનીજ ચાહના છે, તેમને તો કોઈ પણ રૂડા પ્રકારે અને નિષ્કામ ભાવે દહાડા કાપ્યે જવાના છે.

## શ્રાદ્ધ અને ગયાના પિંડદાનની આવશ્યકતા

શાસ્ત્રકારો શ્રાદ્ધ ઇત્યાદિના કેવા સુંદર નિયમો કરતા ગયા છે; ગયામાં પિંડ આપવાથી માણસનું કલ્યાણ થાય છે; પણ જેમનામાં કંઇ સંસ્કારજ નથી, તેમનું કંઇ હિત ન પણ થઇ શકે. કાર્યની અંદર જેની જેવી શ્રદ્ધા તેને તેવું ફળ મળે છે.

**પ્રશ્ન**—ધર્મનો લાભ થયેલો કયારે જાણી શકાય ?

**ઉત્તર**—વિપદ્માં પણ જેનું ધૈર્ય ટકી રહે, સત્ય અને ધર્મ એકરસ રહી શકે તથા સમભાવમાં ફરક ન પડે, ત્યારે સમજવું કે તેને ધર્મનો લાભ થયો છે.

**પ્રશ્ન**—સાધનામાં કોઇ વાર અત્યંત નિરાશા અને શુષ્કતા આવે છે, ત્યારે સાધના ગમતી નથી, એનું શું કારણ હશે ?

**ઉત્તર**—ઉનાળાના તાપથી તળાવ, સરોવરો ને નાળાં વગેરે સુકાઇ જાય છે, મનુષ્ય અસ્થિર થાય છે, ઝાડપાન પણ પહેલાંના જેવાં રહેતાં નથી; પરંતુ જરા વિચાર કરી જોતાં સમજાય છે કે, આ ગ્રીષ્મકાળ ન હોય તો વરસાદ પણ ન આવે ને પ્રકૃતિ પાછી સુંદર થાય નહિ. માટે એ ગ્રીષ્મકાળજ સકળ સૌંદર્યનું મૂળ છે. ગ્રીષ્મના તાપથીજ વર્ષાનું સુખ મળે છે; તેવીજ રીતે સાધનકાળમાં વિવિધ અવસ્થાઓ વેઠવી પડે છે, માટેજ ધર્મનું આવડું સૌંદર્ય છે. સાધન કરવામાં જાતજાતની શુષ્કતા અને નિરાશાના ભાવ ન આવે, તો ધર્મની આવડી શોભા પણ હોય નહિ અને ધર્મનું સુખ પણ સમજી શકાય નહિ. વિચિત્ર અવસ્થાઓમાંથી પસાર થતાં થતાં જ્યારે ધર્મના ઉચ્ચતર શિખર પર પહોંચી જવાય છે, ત્યારેજ ચિરશાંતિની પ્રાપ્તિ થાય છે. એ શાંતિ એક વાર પ્રાપ્ત થયા પછી નષ્ટ થતી નથી.

**પ્રશ્ન**—અનેક શાસ્ત્રોના અધ્યયનથી તથા અનેક સાધુઓના સત્સંગથી કંઇ અનિષ્ટ થવા સંભવ ખરો ?

**ઉત્તર**—બધાં કાર્યમાં અમુક અમુક પદ્ધતિ હોય છે, તેમ શાસ્ત્રોના અધ્યયનની પણ પદ્ધતિ છે. અસમયે અને પદ્ધતિ વિનાજ શાસ્ત્રાધ્યયન કરવાથી કંઇ ફળ આવતું નથી. શાસ્ત્રમાં અનેક માર્ગો છે; તેમાંના એક માર્ગનું અવલંબન કરીને થોડા ઘણા આગળ વધ્યા પછી ધીરે ધીરે શાસ્ત્રપાઠ થઇ શકે છે. પોતાના સાધનમાર્ગમાં નિષ્ઠા બંધાયા વગર માત્ર શાસ્ત્રાધ્યયન કે સાધુસંગ ઠીક પડતો નથી. બધા સાધુઓનો એક માર્ગ નથી હોતો. પોતાના માર્ગમાં સવિશેષ નિષ્ઠા બંધાયા પછી ભિન્ન માર્ગવાળા સાધુઓની સંગતથી ડરવાપણું રહેતું નથી.

**પ્રશ્ન**—સાધુનાં લક્ષણ શાં?

**ઉત્તર**—સાધુ હોય તે પોતાની પ્રશંસા કરે નહિ કે પર-

નિંદા કરે નહિ. કોઈનો પણ વિશ્વાસઘાત કરે નહિ કે કોઇને પોતાના મતમાં તાણવા મથે નહિ, તેમ કોઇ પ્રકારની મોટાઇ દેખાડે નહિ. સાધુજનો શાસ્ત્ર અને સદાચારને બંધ બેસતી વાતો બોલે તથા પ્રાણાંત સુધી કશાની તૃષ્ણા રાખે નહિ. સાધુ સદા સત્યવાદી અને જિતેન્દ્રિય હોય. કોઇ પણ બાહ્ય ચિહ્નોજ માત્ર સાધુતાનાં લક્ષણ નથી; તથાપિ બાહ્ય વેશનું પણ સન્માન કરવું ઉચિતજ છે.

**પ્રશ્ન**—ષડ્‌રિપુના પરાજયનો કોઈ ઇલાજ છે? કોઇ કોઇ રિપુ એકાએક અતિશય પ્રબળ થતો દેખાય છે તેનું શું કારણ ?

**ઉત્તર**—દીવો હોલવાવાનો થાય ત્યારે જેમ વધારે તેજસ્વી બને છે, તેમ આંતરિક રિપુ સદંતર નષ્ટ થવા પહેલાં અત્યંત પ્રબળ બને છે. ત્યારે કેટલાકને સાધનની બાબતમાં અવિશ્વાસ ઉપજી આવી નાસ્તિકતા પણ પ્રકટે છે. એ પ્રસંગ બહુ ભયાનક હોય છે. સાધક એ અવસ્થામાં ઉન્મત્ત કિંવા ગાંડા જેવો રહે છે. એવે વખતે જો સાધના છોડી ન દેવાય, તો તો એ સાધક સહીસલામત પાર ઊતરીને ઉત્કૃષ્ટ અવસ્થાને પ્રાપ્ત થાય છે; નહિ તો પછી અધોગતિના ખાડામાં પડે છે. બધાજ રિપુઓ શાંત થવા પહેલાં બળવાન થતા દેખાય છે; પણ ભજનસ્મરણ ચાલુ રાખવાથી કોઇ જાતનો ભય રહેતો નથી.

**પ્રશ્ન**—સત્સંગ કોને કહેવો ?

**ઉત્તર**—જે સ્થાનમાં જવાથી ધર્મભાવનો ઉદય થાય, અને અધર્મનો ભાવ ટળી જાય તથા જે સ્થાનમાં કોઇ જાતની પંથા પંથી કે સંપ્રદાય ન હોય, તેજ સ્થાન સત્સંગનું છે. જે સ્થાનમાં સત્સંગ હોય, તે સ્થાન સારી કથાવાર્તા અને સાત્વિક આનંદ-ઉલ્લાસથી ઊભરાતું હોય છે. જ્યાં કોઇ હસતું હોય ને કોઇ

અલમસ્ત થઈ નાચતું ગાતું હોય, તે સ્થાન સત્સંગનું છે એમ સમજવું; અને એવાનો સંગ એજ સત્સંગ. સાધુ વ્યક્તિ આગળ સઘળાજ સમાન હોય. આ મારૂં અને આ પારકું એવા ખ્યાલથી તેના આદરભાવમાં ન્યૂનાધિકતા આવતી નથી—એટલે લગી કે સાંસારિક લોકો જેને અત્યંત પાપી ને નરકગામી કહી તિરસ્કારતા હોય, તેનો પણ સાધુજન એકસરખો આદર કરે છે; કારણકે તેને તો પાપીમાં પણ પ્રભુનાં દર્શન થઇ શકે છે, એટલે તેની પાસે પક્ષાપક્ષી કે પંથાપંથી આવવા પામતાં નથી.

પણ સાધુની સાથે વાતચીત કરી એટલે સત્સંગ થઈ ચૂકયો એમ નથી સમજવાનું. તેનો સહવાસ સેવી તેના કાર્યવ્યવહારનું નિરીક્ષણ કરવું અને તે પરથી પોતાનામાં જે ત્રુટીઓ હોય તે સમજી તેમને સુધારવાનો સંકલ્પ કરવો તેનુંજ નામ સત્સંગ.

**પ્રશ્ન**—જાતિભેદ એટલે શું ?

**ઉત્તર**—અત્યારે આપણા દેશમાં જે જાતનો જાતિભેદ છે, તેવી જાતનો જાતિભેદ તો બધા દેશોમાં છે. ઋષિ લોકોએ જે જાતિભેદનો ઉલ્લેખ કર્યો છે, તે જાતિભેદ ગુણકર્મભેદને અનુલક્ષીને છે. એવો ભેદ તો વૃક્ષ, વેલા વગેરેમાં પણ દેખાય છે. પ્રકૃતિભેદથી જાતિભેદ તો બધેય હોય છે. એનો ત્યાગ કોઇથી થઇ શકે તેમ નથી. એજ વાતનો ઋષિઓની વર્ણવ્યવસ્થામાં સ્વીકાર થયેલો છે. સત્ત્વ, રજસ અને તમોભેદને અનુસરી જાતિવ્યવસ્થા થઇ હતી; પણ અત્યારે જે જાતિભેદ જણાય છે તે ધંધાને અનુસરીને થયા છે. જેને બધાં એકજ અસ્તિત્વ દેખાય એવો નર હરકોઈ ઠેકાણે જન્મ્યો હોય તોપણ તેને હલકો અથવા અપવિત્ર ગણી શકાય નહિ; કિંતુ જ્યાંસુધી એવી અવસ્થા પ્રાપ્ત થઇ ન હોય ત્યાંસુધી તો જેના તેના હાથનું ખાવુંપીવું કેમ પાલવે? જેના મનમાંથી જાતિભેદનો લય થયો હોય, વિષ્ટા અને ચંદનને

જે સમાન દૃષ્ટિએ જોઇ શકે, તેનોજ જાતિભેદ ટળ્યો છે એમ સમજવું. સામાજિક જાતિ અને પ્રકૃતિગત જાતિ જુદા પ્રકારની છે. એ પ્રકૃતિગત જાતિભેદમાંથી પરમહંસ અવસ્થા પ્રાપ્ત થયા વગર કોઇથી પાર ઉતરાય તેમ નથી. ઊંચનીચના ખ્યાલ રહે, ત્યાંસુધી અંતરમાં એક પ્રકારનો જાતિભેદ તો રહેવાનોજ, પછી તે કાં તો આચારગત હોય, વ્યવસાયગત હોય કે પછી પ્રકૃતિગત હોય. હિંસા, માન, લાજ વગેરે જ્યાંસુધી હોય, ત્યાં સુધી કોઇ પણ પ્રકારના જાતિભેદથી મનુષ્ય પર થઇ શકતો નથી. જેના તેના હાથનું ખાવાથીજ માત્ર જાતિભાન નાબૂદ થતું નથી, પણ એથી તો ઊલટું અહિત થાય છે. જેના હાથનું ખાવામાં આવે છે, તેના આંતરિક ભાવો પણ ખાવાના પદાર્થોની સાથે સાથે મનમાં સંક્રાંત થાય છે; તેમ તે રાંધનારને કોઇ વ્યાધિ હોય તો તે પણ સંક્રાંત થાય છે. એ વસ્તુસ્થિતિ આંખો વડે દેખી શકાતી નથી, પરંતુ એ સર્વથા સાચી છે.

## પ્રત્યેક કાર્યને માટે એકેક સમય હોય છે; અસમયે કશુંજ થઇ શકતું નથી.

પ્રત્યેક કાર્યની એકેક તક હોય છે. અસમયે અથવા બિનતકે કશુંજ થતું નથી. ઝાડ પર ફળ થાય છે એમ જોઇને કોઈ વ્યક્તિ એવું ધારી લે કે, આ ઝાડમાં એ ફળ રહેલાં છે, માટે લાવ એને ચીરીને ફળ કાઢી લઉં; તો તેથી ઊલટો એ ઝાડનો વિનાશજ થવાનો; પરંતુ એને બદલે જે ધીરજ રાખી તેનો યોગ્ય સમય આવવા દે, તો વિનાપ્રયાસે એ ઝાડમાંથી આપોઆપ ફળ દેખા દે છે. ધર્મની બાબતમાં પણ તેવોજ પ્રકાર છે. એમાં પણ અસમયે કશું થઈ શકતું નથી. અસમયે કરાતો પ્રયત્ન પણ નકામો જાય છે. સમય આવતાં હરકોઈ રીતે અને હરકોઈ રૂપે કાર્ય સિદ્ધ થાય છે. જે વ્યક્તિ અસમયે કોઇને સમજાવવા જાય

છે, તે વ્યક્તિ પોતેજ કંઇ સમજતી નથી, એમ સમજવું.

**પ્રશ્ન**—બ્રાહ્મોસમાજમાં જઇને મેં મારો વિશ્વાસ ગુમાવ્યો છે, મારૂં મન વિવિધ પ્રકારના સંદેહોથી ભરાઈ ગયું છે અને સત્ય માર્ગમાંથી અનેક વાર આડો ચાલ્યો છું, તો મારૂં બ્રાહ્મોસમાજમાં જવું શું વૃથા નીવડયું છે ?

**ઉત્તર**—બ્રાહ્મોસમાજમાં જવાથી તો તમારૂં હિત થયું છે. બ્રાહ્મોસમાજમાં જવાથીજ તમારાં જાતિ, ચરિત્ર વગેરેનું રક્ષણ થયું છે. પ્રથમ અવસ્થામાં બ્રહ્મજ્ઞાનની જરૂર છે. ધર્મશાસ્ત્રોમાં ઠોકી ઠોકીને કહેવાયેલું છે કે, પ્રથમ અવસ્થામાં બ્રહ્મજ્ઞાન જોઇએજ જોઇએ. બ્રહ્મજ્ઞાન ન હોય તો ખરૂં તત્ત્વ જાણવા કે સમજવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી, એટલા માટે બ્રહ્મજ્ઞાનનું શિક્ષણ તો આપવુંજ જોઇએ. બ્રહ્મના સર્વવ્યાપી, સત્ય, પવિત્ર, નિર્વિકાર, નિરાકાર અને મંગળમય ભાવનું ધ્યાન કરતાં કરતાં, તેમાંથી ભાવોની જયારે બહાર પ્રકટે ત્યારેજ બધું સમજાય.

**પ્રશ્ન**—સાધનાદિ પછી બ્રહ્મજ્ઞાન થાય કે નહિ ?

**ઉત્તર**— થાય, કેમ ન થાય? પરંતુ એમ થતાં બહુ મુશ્કેલી પડે છે. પ્રથમથીજ જેઓ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરે છે, તેમને સમગ્ર તત્ત્વ સમજવામાં મુસીબત પડતી નથી; પરંતુ જેમને પાછળથી બ્રહ્મજ્ઞાન થાય છે, તેમને બહુ મુસીબત વેઠવી પડે છે.

**પ્રશ્ન**—ભગવાનને પ્રાપ્ત કરવાનો સહેલો ઉપાય શો છે ?

**ઉત્તર**—ગાય આમતેમ જતી હોય, ત્યારે કોઈ વ્યક્તિ તેના વાછરડાને લઇ ચાલવા માંડે; તો તરતજ ગાય, 'હંબા હંબા' કરતી કરતી તેની પાછળ દોડી આવે છે; તેમ મનુષ્ય પણ ભગવાનને જાણતો નથી કે તેની ભક્તિ પણ કરી શકતો નથી, કિંતુ જો તે ભગવાનના ભક્તની પૂજા અને ભક્તિ કરે તો

ભગવાન પણ તેને આપોઆપ વશ થઈ જાય છે.

**પ્રશ્ન**—સુખ શેમાં છે ?

**ઉત્તર**—'भूमैव सुखं नान्ते सुखमस्ति'–ભૂમા કહેતાં અનાદિ અનંત વસ્તુમાંથીજ સુખ મળે છે, અંતવાન વસ્તુમાં સુખ નથી હોતું. જે વસ્તુ અંતવાન છે, તે એક દિન નાશ પામશે. તેથી તેના પર આસક્ત થવાથી એક દિન દુઃખજ થવાનું છે.

## શ્રીરામચંદ્ર તો સત્યનિષ્ઠાનો આદર્શ છે.

ભગવાન પોતે અવતાર ધરીને દૃષ્ટાંતસ્વરૂપ થયા છે. શ્રી-રામચંદ્રનો અવતાર એ સત્યનિષ્ઠાનો આદર્શ છે. પિતાનું સત્ય બેરદ પાળવા માટે તેમણે ચૌદ વરસ વનવાસ સ્વીકાર્યો. પ્રજાનું રંજન એજ રાજધર્મ હોઇ તેના પાલન અર્થે તેમણે સીતાજીનો પણ ત્યાગ કર્યો; તેમ સત્યના પાલન માટે લક્ષ્મણ જેવા ભાઈનો ત્યાગ કરતાં પણ પાછી પાની કરી નહિ. એ શું સામાન્ય મનુષ્યથી થઇ શકે ખરૂં કે? સીતાજી ઉપર તેમનો સંપૂર્ણ અનુરાગ હતો. તે વખતના રાજાઓ હજાર હજાર રાણીઓ કરતા હતા, પરંતુ ભગવાન શ્રીરામચંદ્ર ચુસ્ત એકપત્નીવ્રતધારી હતા. યજ્ઞ વખતે સીતાજીની ગેરહાજરીમાં સીતાજીની સોનાની પૂતળી પડખે બેસાડી, પણ અન્ય સ્ત્રીનો અંગીકાર નહિજ કર્યો. સીતાજી એ સંપૂર્ણ સાધ્વી સતી હતાં, તેમના પર શ્રીરામચંદ્રજીનો પૂરો વિશ્વાસ હતો. સકળ દેવતાઓએ પણ એ વાતની સાક્ષી પૂરી હતી, એ જાતની સત્યનિષ્ઠા જ્યારે જાતીય અથવા રાષ્ટ્રીય ધર્મ બને, ત્યારેજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ઘેરઘેર બિરાજમાન થાય.

**પ્રશ્ન**—શ્રીરામચંદ્રે વાલીનો વધ કર્યો હતો, તે સંબંધમાં અનેક જણ અનેક વાતો કરે છે તેનું શું ?

**ઉત્તર**—જેઓ શાસ્ત્રો જાણતાં નથી કે સમજતાં નથી, તેઓ

એ પ્રમાણે ગમે તેમ બકે છે. તેમની એવી વાતો કાને ધરવી ઉચિત નથી. જેઓને શાસ્ત્રો પર શ્રદ્ધા નથી, તેઓ વિવિધ જાતની ટીકા અને કુતર્કો કરે છે. શાસ્ત્રમાં જે કંઈ છે, તે બધા પર વિશ્વાસ કરવો જોઇએ; અરધાપરધા પર વિશ્વાસ કર્યે ન ચાલે. શાસ્ત્રકારોએ કશાનો ત્યાગ કર્યો નથી. બધીજ બાબતની મીમાંસા યાને બધીજ વાતોનો ખુલાસો તેઓ કરતા ગયા છે. જેમને શાસ્ત્ર પર વિશ્વાસ છે અને જે શાસ્ત્રોની ચર્ચા કરે છે, તેમને એ વાત સમજાય છે. દુષ્ટ બુદ્ધિવાળા વાલીએ પોતાના નાના ભાઇ સુગ્રીવની સ્ત્રીનું હરણ કર્યું હતું યાને તેને બળાત્કારે પોતાના ઘરમાં બેસાડી દીધી હતી, તેની ખબર કોને નથી ? શ્રીરામચંદ્રે સુગ્રીવનું હિત કરવા માટે રાજધર્મને અનુસરીનેજ ભ્રાતૃપત્નીનું હરણ કરનાર વાલીનો વધ કર્યો હતો. જે લોકો શાસ્ત્રની વાતોમાં આવી જાતના કુતર્ક ઉઠાવે છે, તેમણે 'કૂતરો અને વાઘ' એ નામની અંગ્રેજી વાત એક વાર વાંચી જવી.

**પ્રશ્ન**—બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરેને સંતુષ્ટ કર્યા વગર શું મુક્તિ ન મળે ?

**ઉત્તર**—બધાનું સન્માન કરવું જોઇએ, કોઇની અવગણના ન કરવી.

પરબ્રહ્મની પૂજા દ્વારા બધુંજ સિદ્ધ થાય છે. ઝાડના મૂળમાં પાણી સિંચવાથી બધાં ડાળડાળખાં તથા પાંદડાંને તે પહોંચી જાય છે, તેમ એક પરબ્રહ્મની પૂજા કરવાથી તે બધાજ દેવદેવતાને પહોંચી જાય છે.

**પ્રશ્ન**—જ્ઞાન અને ભક્તિ–એ બેમાં કોણ શ્રેષ્ઠ ?

**ઉત્તર**—જ્ઞાન એ ભાઈ છે અને ભક્તિ એ બહેન છે; તેથી બંનેની મર્યાદા યાને બેઉનો દરજ્જો સમાન છે. વળી જ્ઞાન અને

ભક્તિ બંનેની આવશ્યકતા છે. જ્ઞાન વગર ભક્તિ થતી નથી. જેની ભક્તિ કરવાની, તે વસ્તુનેજ ન જાણતો હોય તો પછી સાધક ભક્તિ કરે કોની ?

## અવતારતત્ત્વ

ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે:—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**

એનો અર્થ એવો નથી કે, એક યુગમાં તે એકજ વાર માત્ર અવતરે છે પરંતુ જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મનો ઉદય થાય છે, ત્યારે ત્યારે તેને દૂર કરવા સારૂ તે અવતાર ધારણ કરે છે. કોઈ વાર મૂર્ત સ્વરૂપ લઈને, તો કોઈ વાર શક્તિરૂપે, તો વળી કોઈ વાર ભાવરૂપે તે આવિર્ભૂત થાય છે. એમાં વળી, તે જે સમાજને માટે અવતરે છે, તે સમાજમાંજ તેનું કાર્ય થયેલું દેખાય છે. ઈસુખ્રિસ્ત પાશ્ચાત્ય જાતિઓ માટે અવતર્યા હતા, તેથી તેમનું તમામ કાર્ય તેમનેજ માટે છે. ભારતવર્ષમાં તેમનું કાર્ય તેવું કારગત ન નીવડે. એવા રજોગુણપ્રધાન લોકો માટે સેવા વગર અન્ય ઉપાય નથી, તેથી તેમના ઉદ્ધાર માટે તેઓ સેવાધર્મનો ઉપદેશ આપતા ગયા છે.

## બધાજ અવતારો પૂર્ણ હોય છે-પ્રકાશની માત્ર ન્યૂનાધિકતા હોય છે

કોઈ વખતે કોઈ વિશેષ પ્રયોજન માટે ભગવાનની શક્તિ અમુક વ્યક્તિ દ્વારા વિશેષ કાર્ય કરતી દેખાય છે. એ પણ ભગવાનનો એક અવતાર છે. એ વિશિષ્ટ પ્રયોજન ખલાસ થયા પછી ભગવાનની એ શક્તિ તે વ્યક્તિમાં વધુ વાર રહેતી નથી; એટલે પછી તે અવતાર તરીકે બંધ પડે છે; કેમકે પરશુરામ અમુક એક

વિશિષ્ટ કાળ માટે અવતાર હતા. ચિરકાલિન અવતારો પણ હોય છે-જેમકે શ્રીરામચંદ્ર. વળી અંશ, કળા, આવિર્ભાવ, આવેશ ઇત્યાદિ ઇત્યાદિ બહુ પ્રકારના અવતારો છે. અવતાર સર્વદા પૂર્ણ હોય છે, કારણ ભગવાનની શક્તિનો પ્રકાશ યાને સ્ફોટ તેનુંજ નામ અવતાર. ભગવાન સદા સર્વદા પૂર્ણ છે, તો પછી તેનો અંશ, અંશાંશ ઇત્યાદિ કહેવાનું તાત્પર્ય એજ કે, ક્યાંક જ્ઞાનનું કાર્ય હોય છે, તો ક્યાંક વીર્ય અર્થાત્ પરાક્રમનું કાર્ય હોય છે. જે કાર્યમાં જેટલી શકિતને પ્રકાશિત કરવાનું આવશ્યક લાગે છે તેટલીજ શકિતને તે પ્રકાશિત કરે છે. તે પરથી એમ કહેવું કે, તેનામાં બીજી શકિતજ નથી, એ ગેરવાજબી છે. એ અવતાર પોતાની શકિતને સંપૂર્ણરૂપે પ્રકાશમાં આણતો નથી, એક ઘડી માટે પણ કોઇ ક્ષેત્રમાં જો ભગવત્ શકિતનો આવેશ આવે, તો ત્યાં પણ તેની પૂર્ણ શકિત રહેલી છે, એમજ સમજવું જોઇએ. ભગવાન ક્યાંય પણ અપૂર્ણ નથી, બધી જગ્યાએ અને બધીજ અવસ્થામાં તે પૂર્ણ છે. લોકો માત્ર તેના પ્રકાશ જેટલાજ તેને પિછાની શકે છે.

**પ્રશ્ન**—અઘોરી તેમજ બીજા કેટલાક બાવાઓ નરમાંસ, વિષ્ટા, મૂતર વગેરેનો આહાર કરે છે, તેનું શું કારણ? એ શું તેમની સાધનાનું એક અંગ છે ?

**ઉત્તર**—વૈષ્ણવમાર્ગના કેટલાક બાવાઓ તથા અઘોરપંથીઓ વિષ્ટા, મૂતર તથા મરેલા મનુષ્યનું માંસ ખાય છે, તે સાધનની એક-અવસ્થાનું ચિહ્ન છે. બ્રહ્મ સિવાય કશુંજ નથી, એમ તેઓ પોતાના કાર્યથી સૂચવે છે. તેથીજ શ્રુતિમાં એક ઠેકાણે કહ્યું છે કે, “यतो वा ईमानि भूतानि जायन्ते, यानि जातानि जीवन्ति, यस्मिन् प्रत्यभिसंविशन्ति, तदेव ब्रह्मत्वं विद्धि, नेदं यदिदमुपाते।” બ્રહ્મોમાંથી સઘળું ઉત્પન્ન થાય છે, બ્રહ્મમાંજ જીવે છે અને બ્રહ્મમાંજ લય પામે છે. કરોળિયો જેમ પોતાના શરીરમાંથી તાંતણા

બહાર કાઢીને જાણું તૈયાર કરે છે, તેવીજ રીતે બ્રહ્મમાંથી આ પ્રપંચસૃષ્ટિ પ્રાદુર્ભૂત થઈ છે.હવે જ્યારે બ્રહ્મ વિના બીજું કશુંજ નથી, તો પછી વિષ્ટા-મૂતરનો આહાર કરવામાં દોષ કેવો ? એવી જાતનો ભાવ થયો છે કે નહિ, તથા ભૂતપદાર્થ માત્રમાં બ્રહ્મની પ્રતીતિ થઇ છે કે નહિ, તેની પરીક્ષા સારૂ તે લોકો એ પ્રમાણે વર્તે છે. તે એક જાતની પ્રણાલી માત્ર છે. બધાએ એમ કરી જોવું જોઇએ, એમ નથી.

## સાધકોએ સ્ત્રીજનથી સાવધાન રહેવું જોઇએ, એ સંબંધમાં શ્રીચૈતન્ય મહાપ્રભુનો ઉપદેશ

સ્ત્રીજનથી સાવધાન રહેવા વિષે શ્રીગોરાંગ ભગવાને વિવિધ પ્રકારનો ઉપદેશ આપેલો હોવા છતાં, એક દહાડો ‘છોટા હરિદાસ’ નામના તેમના એક શિષ્ય કોઇએક સ્ત્રી પાસેથી ચોખાની ભિક્ષા માગી લાવ્યા. એ અપરાધ માટે શ્રીમહાપ્રભુજીએ અન્ય લોકોને ધડો બેસાડવા માટે ત્યાગ કરી દીધો, પણ હરિદાસે ગુરુવિરહ ન સહેવાયાથી પ્રયાગ ક્ષેત્રના ત્રિવેણીસંગમમાં ઝંપલાવી પ્રાણ ત્યજ્યા.

શ્રીપુરીધામમાં (જગન્નાથજીમાં) એક દહાડો એક સ્ત્રી વેંગણ તોળતાં તોળતાં ગીતગોવિંદ ગાતી હતી. તેનો એ ગીતધ્વનિ કાને પડતાં શ્રીમહાપ્રભુજી ભાવાવેશમાં આવી જઇ તેની તરફ દોડવા લાગ્યા. તે વખતે ગોવિંદ નામના મહાપ્રભુજીના એક સેવકે તેમને રોકી રાખ્યા. પછી બરાબર શુદ્ધિમાં આવતાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું હતું કે, “ગોવિંદ! તેં મને બચાવી લીધો છે, નહિ તો એ સ્ત્રીનો સ્પર્શ થયો હોત, તો મારે સમુદ્રમાં સમાઇ જવું પડત.”

એક વિધવાનો છોકરો રોજ તેમની પાસે આવતો હતો.

મહાપ્રભુજી પણ તેનો આદરસત્કાર કરતા હતા. તે ઉપરથી દામોદર નામના એક ભક્તે એક દહાડો લાગ જોઇને કહ્યું કે, "ગોસાંઇ પ્રભુ! અત્યારનો વખત વર્તો. તમે ગમે તેવા પણ એક સુંદર ને તરુણ પુરુષ, અને એ છોકરાની મા રહી એક જુવાન વિધવા—એટલે કેટલાક લોકો કંઇ કંઇ ઘુસપુસ કરે છે. તમે પોતેજ લોકોને એવી રીતે ટીકા કરવાની તક આપો છોજ શા માટે?" એ સાંભળી શ્રીગૌરાંગ પ્રભુએ કહ્યું: "દામોદર! તેં મારા મોટાભાઇની ગરજ સારી છે." એ પ્રસંગ પછી તે છોકરાને પોતાની સમીપ આવવાનો પણ શ્રીમહાપ્રભુએ નિષેધ કર્યો હતો.

## વૈષ્ણવી ( રામકી ) રાખવી અને ભેખ ગ્રહણ કરવો, એ શાસ્ત્રસંમત નથી

કામિની—કાંચનથી સાવધાન ન રહેવાય તો પછી બચવાનો આરો રહેતો નથી. અત્યારના ગૌડી વૈષ્ણવો તાંત્રિક શૈવવિવાહ અને વામાચારનું અનુકરણ કરી વૈષ્ણવી અર્થાત્ રામકી રાખે છે, એ વાત શાસ્ત્રસંમત નથી અને એ અવસ્થા વિશુદ્ધ નથી.

મહાપ્રભુએ રઘુનાથદાસને મર્કટવૈરાગ્યનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો હતો; અને બહારથી કર્તા થઇને અંતરમાં અકર્તા રહેવાનું કહ્યું હતું. મર્કટવૈરાગ્ય એટલે કે આજે કૌપિન ધારણ કરવી, ગૃહસ્થવેષનો ત્યાગ કરી દેવો અને થોડા દહાડા પછી પાછું ત્યજેલું બધું ગ્રહણ કરવું. આજકાલના બાવાજીઓ, સાચો વૈરાગ્ય પ્રકટ્યો છે કે નહિ તે જોવા જાણવાની દરકાર કર્યા વગર બાળક, જુવાન, વૃદ્ધ હરકોઇને ભેખ આપી દે છે. એવા લોકો ભેખ લીધા પછી ઇંદ્રિયોનું દમન કરી શકતા નથી, એટલે તેઓ જાતજાતના દુરાચારમાં પ્રવૃત્ત થાય છે. વૈષ્ણવસ્મૃતિમાં, હરિભક્તિ-વિલાસ ગ્રંથમાં કે બીજે કયાંય પણ કોઇની પાસે ભેખ લેવાની

વાતનો ઉલ્લેખ સરખો નથી. જ્યારે ખરો વૈરાગ્ય ઉત્પન્ન થાય, ત્યારેજ તે પોતાની ઇચ્છા પ્રમાણેનો ભેખ લે. ખરો વૈરાગ્ય પ્રકટતાં એ બાબતમાં જોવા વિચારવાનું રહેતું નથી. પરંતુ એવી અવસ્થા થઇ ન હોય, ત્યાંસુધી તો ઘરમાંજ રહીને અભ્યાસ અને કર્તવ્ય કર્મો કરવાં ઉચિત છે.

**પ્રશ્ન**—શક્તિસંચાર એટલે શું?

**ઉત્તર**—ઇશ્વરની શક્તિ બધાયની અંદર રહેલી છે. એ શક્તિને યાને કુલ કુન્ડલિનીને મહાપુરુષની પ્રબળ શક્તિ વડે જાગ્રત કરી આપવી, તેને શક્તિનો સંચાર કર્યો કહે છે. એ શક્તિ સાધારણ રીતે નિદ્રિત અવસ્થામાં રહે છે. તેથી શક્તિ-સંચાર દ્વારા તેને જાગ્રત કર્યા છતાં પણ પાછી તે નિદ્રાધીન થઇ જવાની કોશિશ કરે છે. તેથી જેઓ અવિશ્રાંતપણે પ્રત્યેક શ્વાસપ્રશ્વાસે જપ કરતા થકા તેને ઊંઘી જવા દેતા નથી, તેમનીજ શક્તિ ઠીક ખીલે છે.

**પ્રશ્ન**—અનેક સાધકો કેફી પદાર્થોનો ઉપયોગ કરે છે, તો તેવા પદાર્થો સાધનાનું કોઇ અંગ છે કે શું?

**ઉત્તર**—કેફી પદાર્થો સાધનને સહાયભુત છેજ નહિ. કેફી પદાર્થમાત્રનો સંપૂર્ણ નિષેધ કરવામાં આવ્યો છે. કેફનું સેવન કરવાનું શાસ્ત્રમાં કોઇ ઠેકાણે કહ્યું નથી; પણ જે લોકો પહાડ-પર્વતોમાં નિરંતર ફરતા રહી સાધના વગેરે કરે છે, તેમને અનેક શારીરિક કષ્ટો સહેવાં પડે છે. એ કષ્ટો સહન કરવા કાજે તેમને કેફી ચીજોની જરૂર પડે છે; પરંતુ તે શરીરના સ્વાસ્થ્ય પૂરતીજ. એથી તેમની સાધનામાં કોઇ પ્રકારની સહાય મળતી નથી, પણ ઊલટું અનિષ્ટ થાય છે; અને ચિત્રવિચિત્ર કલ્પનાના ઘોડા મગજમાં દોડાદોડ કરે છે. જેઓ શરીરને માટેજ માદક

પદાર્થો વાપરે છે, તેઓ કાર્ય પૂરૂં થતાં ઓસડની માફક તે દ્રવ્યો છોડી દે છે.

આયુર્વેદ તેમજ યોગશાસ્ત્ર સર્વમાં માદક વસ્તુઓના મહાદોષનો ઉલ્લેખ થયેલો છે. તંત્રશાસ્ત્રમાં પણ તેનો વ્યવહાર વિધેય મનાયો નથી. કેફી વસ્તુઓમાં એક ગુણ એ છે કે, તેનું સેવન કરવાથી કરનારમાં રહેલા ગુણદોષ પ્રકાશમાં આવે છે.

તંત્રશાસ્ત્રમાં સુરાની જે વ્યવસ્થા જોવામાં આવે છે, તે બહારની સ્થૂળ સુરા નથી; પણ લોકો એ વાત સમજી શકતા નથી. આ દેહની અંદરજ ભક્તિના પ્રભાવે એક પ્રકારની સુરા પેદા થાય છે, તેનાથી પ્રબળ ઘેલછા પ્રગટે છે. એનેજ શાસ્ત્રમાં અમૃત કહી વર્ણવ્યું છે. ક્રોધથી જેમ મગજના અમુક ભાગમાં લોહી ગરમ અને અસ્વાભાવિક બની સર્વ અંગોમાં ફરી વળે છે; તેમ આનંદ થતાં મગજદ્વારા એ લોહીની ગતિમાં આનંદાવેશ પ્રવેશે છે. કામ વગેરે બીજા વિકારો વિષે પણ મસ્તકના અમુક અમુક એકેકા ભાગમાં લોહી પર તે તે જાતની અસર થાય છે, તેનાંજ એ પરિણામો હોય છે. જેવી રીતે ક્રોધ અને આનંદની વખતે લોહી અમુક અમુક અવસ્થાને પામી સર્વ અંગોમાં પસરી જાય છે, તેવીજ રીતે ભકિતરસમાં પણ મગજના અમુક ખાસ સ્થાનમાંથી એ લોહી ભિન્ન અવસ્થાને પામી શરીરમાં ફરી વળે છે. મગજમાં જે લોહી ભકિતની ક્રિયા કરે છે, તે અત્યંત ગરમ બની જતાં ( સામાન્ય ભકિતમાં તેમ થતું નથી ) તે લોહીમાંથી એક પ્રકારનો રસ ઝરે છે. એ વખતે ભકત બે-ચાર ફોતરાં ખાઈને પણ પાંચસાત દિવસ સુધી અનાયાસે રહી શકે છે. એ રસમાં એટલી માદક શકિત હોય છે કે ન પૂછો વાત. એ અમૃતનું પાન કરતાં લોકો બહારથી બેશુદ્ધ જેવા બને છે, પરંતુ તેમના અંતરમાં પૂર્ણ શુદ્ધિ હોય છે. એ રસનો સ્વાદ પણ હોય છે.

ભક્તિના મહાભાવો સાથે તેનો સંબંધ છે. ભિન્ન ભિન્ન પ્રસંગે ભિન્ન ભિન્ન સ્વાદ હોય છે. કોઇ વાર ખારો તો કોઈ વાર તીખો; અને કોઈ વાર તો તે કેવળ મીઠો મધુરો હોય છે. શરીરને માટે તે રસ મહાકલ્યાણકારી હોય છે. એનેજ શાસ્ત્રમાં અમૃત કહેલું છે.

## ઈશ્વરદર્શનનું એક ચિહ્ન

ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થાય તોજ સાક્ષાત્કાર થાય–સૂર્યોદય થયા પછી તેનાં કિરણો બધે ફેલાઇ જાય છે ને પછી તે ઉગ્ર રૂપ ધારણ કરે છે; તેમ આનંદસ્વરૂપ પરમેશ્વરનો હૃદયરૂપી આકાશમાં ઉદય થયા પછી તેનાં આનંદકિરણો સર્વ અંગોમાં પથરાઇ જાય છે તેથી શરીર રોમાંચિત થાય છે તથા આનંદાશ્રુથી ગાલ ભીંજાઇ જાય છે. એવો આનંદાનુભવ, એ પણ ઇશ્વરદર્શનનું લાક્ષણિક ચિહ્ન છે.

## સાધનપંથની અગ્નિપરીક્ષા

કોઇ સાધકે પ્રશ્ન કર્યો કે, “ મારા અંતરનો કલેશ કેમ દૂર થતો નથી ? ” તેનો ઉત્તર આપતાં શ્રીગોસ્વામીજીએ કહ્યું: “ આહાર, વિહાર, કર્મ, સ્વભાવ અને ગ્રહ વગેરેનો પ્રભાવ જેમ બહાર પડે છે, તેમ અંદર પણ પડે છે. જેઓ સંસારમાં રચ્યા પચ્યા હોય છે તેમને એની સમજણ પડતી નથી; પરંતુ જેઓ સાધનભજન કરતા હોય છે, તેમને એનો સ્પષ્ટ અનુભવ થાય છે. પૂર્વકાળમાં સાધકજનો એને ઇંદ્રદેવનો અત્યાચાર કહેતા હતા. અનેક સાધકોને તો તેમણે અતિશય કષ્ટ આપ્યું છે. મુસલમાન અને ખ્રિસ્તી સાધકો એને ‘ સેતાન ’નું નામ આપે છે. પહેલાં તો તે રજોગુણજન્ય કામક્રોધરૂપે આવે છે, એટલાથી અસર ન થાય તો પછી વાસના અને કલ્પનારૂપે દેખા દે છે. એની પણ અસર સાધક પર ન પહોંચે, તો તે બાહ્યાચાર અથવા બાહ્યધર્મ-

રૂપે દેખા દઈ રાજસ અથવા તામસ અહંકારનું રૂપ લઇને સાધક-નો સર્વનાશ કરી દે છે. મહાદેવજી, બુદ્ધદેવ, ઠાકુર, શુકદેવજી ઇત્યાદિએ સાધન કરતાં કરતાં તેનો પરાજય કર્યો છે. નરનારાયણ ઋષિ આગળ તેને વિશેષ અપમાનિત થવું પડયું હતું. એના નિવારણ માટે માત્ર એકજ ઓષધ છે કે, ધીરજપૂર્વક ભગવાન-નું મહત્ત્વ સારી પેઠે સમજી એ મહત્ત્વના સ્મરણપૂર્વક તેનું નામ રટતાં રહેવું. લાંબા વખતના રોગીને ઓસડ ખાતાં ખાતાં ઓસડ ઉપર શ્રદ્ધા રહેતી નથી. દરદને લીધે તે કંઇ કંઇ ધમ-પછાડ કરે છે; તથાપિ ઓસડ અને પરેજીનું સેવન તો કરવુંજ પડે છે; કારણકે વ્યાધિનિવારણનો બીજો કોઈ ઇલાજજ નથી. મોક્ષપ્રાપ્તિ માટે પૂર્વ જન્મજન્માંતરનાં સર્વ કર્મોનાં ફળ ભોગવી લઇને તેમનો અંત આણવો જોઇએ. ભગવાનના સ્મરણચિંતનના પ્રતાપે મુક્તિ સહજે પ્રાપ્ત થાય છે; પરંતુ ઉપરોકત વિઘ્ન નામ-સ્મરણમાં રુચિ થવા દેતું નથી. છતાં એ વિઘ્નો વચ્ચે પણ સ્મરણ-ચિંતન તો કરવુંજ જોઇએ. પ્રહ્‌લાદજીનું ચરિત્ર એ આનું જીવંત દૃષ્ટાંત છે. પ્રહ્‌લાદજીના દાખલામાં સંસાર પાપ છે, હિરણ્ય-કશિપુ શયતાન છે અને પ્રહ્‌લાદ સાધક છે. સાધક પ્રહ્‌લાદજીને ખાનપાનમાં વિષ અપાયું હતું, અગ્નિકુંડમાં નાખવામાં આવ્યો હતો, હાથીને પગે બાંધવામાં આવ્યો હતો, શસ્ત્રોના ઘા તેને કરવામાં આવ્યા હતા, સમુદ્રમાં ડુબાડી દેવાના પ્રયત્નો થયા હતા. એ રીતે એ મહાભકત વિપદ, વિપદ ને વિપદથી ઘેરાયા હતા, ત્યારે ફક્ત હરિસ્મરણ સિવાય બીજી કોઇ ઓષધિ તેમ-ની પાસે નહોતી. એ યંત્રણાથી પ્રહ્‌લાદજી હેરાન હેરાન થઈ ગયા; છતાં છેવટે જય તો તેમનોજ થયો. શ્રીહરિએ નૃસિંહ-રૂપ ધારણ કરીને હિરણ્યકશિપુને સંહાર્યો. પછી વરદાન માગવા કહેતાં પ્રહ્‌લાદજીએ માગ્યું કે, "હિરણ્યકશિપુનું કલ્યાણ થાઓ."

ખ્રિસ્તી સાધકોએ યાત્રાળુઓની ગતિ નામનું જે પુસ્તક લખ્યું છે, તેમાં આનુંજ વિવરણ મળી આવે છે. મુસલમાન સાધકો વિષે પણ એવી ઘટનાઓ અનેક છે. એ યંત્રણાઓ બીજાઓને જેટલી દુઃખદાયક દેખાય છે; તેટલી તે સાધકને પોતાને દુઃખદાયક અનુભવાતી નથી; એટલુંજ નહિ પણ એ અવસ્થા ઓષધિરૂપ વ્યાધિવિદારક અને મળવિક્ષેપને ટાળી અંતઃકરણને વિશુદ્ધ બનાવનારી હોવાથી અને સાધકમાં એવી સાચી સમજણ હોય છે તેથી તે હૃદયના ઊંડાણમાં वैद्यो नारायणो हरिરૂપે દયાસિંધુ ભગવાનની દયાળુતા અને પોતાની અયોગ્યતા યાદ કરીને ગદ્ગદ હૃદયે તેનો આભાર પણ માને છે. પ્રકૃતિ, સાધકની સહનશકિત અને સંસ્કાર ઈત્યાદિના પ્રમાણમાં એ સમજણ, કષ્ટ અને અવસ્થાનું વત્તાઓછાપણું પણ હોય છે. એનું ઓસડ શ્રીહરિનામ અર્થાત્ તારક બ્રહ્મનામ નામીની મહત્તાના ઊંડા ભાવપૂર્વક રટવું એજ છે,

એ પ્રકારની અવસ્થામાં વિવશ બની બે વાર હું આત્મહત્યા કરવા ગયો હતો. કેટલાય જન્મજન્માંતરના પાપપુંજને બાળવા માટે પ્રચંડ અગ્નિ હોય તો વહેલો પાર લાવી સદ્ય મોક્ષનો હેતુ બને છે. જે સાધક એ અવસ્થામાં મુકાય છે, તેને કૃત્રિમ ધર્મનું અને બાહ્યાચારનું ભાન સરખું રહેવા પામતું નથી. એને તો જેનાથી આંતરિક તીવ્ર મોક્ષેચ્છા—આતુરતા શાંત થાય, તે પરમ અવસ્થાને પ્રાપ્ત કર્યા સિવાય બીજા કશાથી સંતોષજ નથી વળતો. આપણો પાપપુંજ કાયમ છતાં પણ આપણને જો આનંદ પ્રાપ્ત થાય, તો એ છેતરનારો છે. રોગી કુપથ્યનું સેવન કરે અને સ્વાદને લીધે તત્કાળમાં સુખી બને, એના જેવું એમાં છેતરાવાનું અને પાછળથી રોગ વધી વધારે દુખી થવું પડવાનું છે; માટે પ્રથમ તો સાધનરૂપી ઓષધ અને શમદમાદિરૂપ પરેજી સેવીને વિષય-

સ્વાદ મૂકી દેવા જોઇએ. વિષયાસક્તિ હોય ત્યાંસુધી બ્રહ્માનંદ આવતો નથી. એ સાધના અને સાધક દશામાં અનેક સૂક્ષ્મ રહસ્યો રહેલાં છે; જે બધાં વખત આવતાં પ્રકાશી ઊઠે છે.

અત્યારે પણ મારી પરીક્ષા ચાલુ છે. સોમવારે રાત્રે (૨૩, શ્રાવણ, ૧૩૦૦ બંગાબ્દ) બહુ સુંદર ચાર સ્ત્રીઓ પરાણે મારા ઓરડામાં ઘૂસી આવીને મારી પરીક્ષા કરવા લાગી, પણ તેમાં એમનું કંઇ ન ચાલવાથી તેમણે મને સોનામહોરોથી ભરેલો એક ચરૂ આપવા માંડયો. તેમાંયે એમનું કંઈ ચાલ્યું નહિ, એટલે પછી તેઓ બોલી કે, "અમને શિષ્ય તરીકે સ્વીકારો." મેં પૂછયું કે, "તમે કોણ છો?" ત્યારે તેઓ બોલી કે, "અમે પતિત સ્ત્રીઓ છીએ, અમારો ઉદ્ધાર કરો." મેં કહ્યું કે, "માથાના વાળ મુંડાવી કાઢો અને સુંદર વસ્ત્રાભૂષણનો ત્યાગ કરી ફાટેલાં લૂગડાં પહેરીને આવો." એ સાંભળીને તેઓ હાસ્યપૂર્વક બોલી કે, "અમને ઓળખી નહિ? કેટલા બધા દહાડા અમારા ચરણો સેવ્યા છે! છતાં અત્યારે અમને ઓળખી પણ શકતા નથી, અહા એ કેવું આશ્ચર્ય! ઠીક, તમારૂં કલ્યાણ થાઓ. અમને આશીર્વાદ આપજો." એમ કહીને તેઓ ચાલી ગઇ.

**પ્રશ્ન**—મનઃસંયમ સધાતો નથી તેનું શું કારણ?

**ઉત્તર**—જેને અપરાધી શત્રુ લેખતા હો અને જેનું અનિષ્ટ કરવા ધારતા હો તેની અકપટભાવથી સેવા કરો. જેથી તેનું હિત થાય, તેવું આચરણ રાખો. હૃદયમાં શત્રુતા હશે ત્યાંસુધી મન સ્થિર થઇ શકશે નહિ. એ તો ભીતર પરૂપચ્યો ઘા જેમનો તેમ રહેવા દઈ ઉપર મલમપટી ચોઢયા સમાન થાય.

## હરિનામદ્વારા થતી પ્રેમભક્તિ-પરાભક્તિનો ક્રમ

પ્રથમ પગથિયે પાપનું ભાન થવું, બીજે પગથિયે પાપ-

લોકમાં પ્રત્યેક વંશનો એક એક પિતૃપુરુષ હોય છે. તે એને ત્યાં જે અવસ્થામાં રહેવાનું હોય છે તે બતાવી દે છે. ત્યાં રહેતાં ક્રમે ક્રમે એનામાં વાસના પ્રગટે છે. એ વાસના અત્યંત પ્રબળ બને છે, ત્યારે તેને જન્મવાની ઇચ્છા થાય છે. જન્મ કેવળ આ પૃથ્વી પરજ થાય એવું કંઇ નથી. સૌરજગત કહી આપણે જેને ઓળખીએ છીએ એવાં સૌરજગત તો અસંખ્ય છે. વિષ્ણુલોક, ચંદ્રલોક વગેરે સ્થાનો પણ છે. તે દરેકનો અધિષ્ઠાતા દેવ પણ હોય છે. વાસનાના યોગે જન્મવાની ઇચ્છા અતિશય પ્રબળ બને છે, ત્યારે કયા સ્થાનમાં જન્મવું તે તેને પેલો પિતૃપુરુષ કહી આપે છે, એટલે તે જીવ તે પ્રમાણેની પ્રાર્થના કરે છે. પ્રાર્થના પૂરી થતાં અવસ્થાના પ્રમાણમાં હરકોઇ એક ગ્રહ પર તેનો જન્મ થાય છે. આ પૃથ્વી પર જેનો જન્મ થાય નહિ તેનો ઉદ્ધાર થઇ ગયો એવું માનવાનું નથી. બીજા ગ્રહો ઉપગ્રહોમાં પણ જન્મવા અને રહેવાનાં સ્થાન છે. ત્યાં સ્ત્રીપુરુષનો સંબંધ આપણાં પૃથ્વીનાં સ્ત્રીપુરુષોના સંબંધ જેવો નથી; પરંતુ ત્યાં તે લોકો પણ મોહને આધીન છે. ત્યાં પણ વાસના હોય છે. એ પ્રમાણે એક ગ્રહ પરથી બીજા ગ્રહ પર તે જન્મ લેતો ફરે છે. વાસના અનુસાર જન્મ થાય છે, એ વાત સાચી; પણ બધાંની વાસના કંઇ એકસરખી હોતી નથી. એ વાસનાની ન્યૂનાધિકતા પ્રમાણે ભિન્ન ભિન્ન ગ્રહોમાં જીવો જન્મે છે. બધાનો જન્મ એક ગ્રહ પર થતો નથી.

## પ્રભુનામમાં રુચિ ન થતી હોય તો શું કરવું ?

દરરોજ બહુ અલ્પ સમય માટે પણ સાધન કરવું જોઇએ. તેમ કરવું સારૂં ન લાગે તોયે કડુ ઓસડનો ઘૂંટડો ઉતારવાની પેઠે અનિચ્છાએ પણ નામસ્મરણ કરવાનું જારી રાખ્યાથી ક્રમે ક્રમે રુચિ પેદા થશે. નામની અરુચિનું ઓસડ નામજ છે. જેમ

પિત્તરોગમાં મોઢું કડવું બની જાય છે ત્યારે સાકર પણ કડવી લાગે છે, કિંતુ એ રોગનું ઓસડ સાકરજ છે. ખાતાં ખાતાં સાકર મીઠી લાગવા માંડે છે, તેવીજ રીતે નામનો જપ ચાલુ રાખતાં નામમાં અભિરુચિ થાય છે.

**પ્રશ્ન**—ભગવત્પ્રાપ્તિ ક્યારે થઇ શકે?

**ઉત્તર**—તપસ્યાથી અંતર નિર્મળ થતું જશે, તેમ તેમ સાધક પોતાને શરીરભાવે નિકૃષ્ટ માનતો થશે; અને આત્મભાવે પોતાને શરીરથી ભિન્ન પિછાનતો બની તેની આંતરિક દૃષ્ટિ પ્રબળ થશે.

તપ અને સત્સંગ વડે જ્યારે સાત્ત્વિક ભાવો—દૈવી સંપત્તિ પ્રબળ થાય છે, ત્યારે પાપ નિસ્તેજ બની જાય છે. એ અવસ્થામાં ભગવદાશ્ચર્ય પ્રાપ્ત થઈ શકે છે.

જેટલો વખત આસકિત રહે, તેટલો વખત તો તાપ લાગે એજ ઉચિત છે; કેમકે એથી અંતરમાં રહેલી આસકિત બળી જાય છે. સોનું અગ્નિથી નિર્મળ બને છે, તેમ અંતર પણ કષ્ટતાપથી નિર્મળ બને છે. આસકિત ગયા પછી જ્યારે શુદ્ધ અંતઃકરણથી ભગવાનનું ભજનપૂજન થઇ શકે એવી સ્થિતિ થાય છે, ત્યારે જો કોઇ દુઃખની ઝાળ લાગે છે, તો તેનો તાપ ઇષ્ટદેવને લાગે છે. ભક્તથી એ સ્થિતિ સહેવાતી નથી, તેથી તે સંસારતાપમાંથી પલાયન કરી જાય છે.

**વિચાર**—કયી વસ્તુ નિત્ય છે અને કયી અનિત્ય છે ઇત્યાદિનો નિરંતર વિચાર કરતાં રહેવું.

**સંતોષ**—જે દિવસે જે આવી બને, તેમાં સંતોષ માનવો. કોઈના મનને ઉદ્વેગ ન પહોંચાડવો, કોઈની પાસે બદલાની આશા ન રાખવી તથા ભગવાન એજ પાલનકર્તા છે એવો દૃઢ વિશ્વાસ રાખવો એ સંતોષદ્વારને પહોંચવાનો ઉપાય છે અને એજ મોક્ષનું

સર્વશ્રેષ્ઠ યાને સિંહદ્વાર છે.

**સત્સંગ**—એટલે કે સાધુજનોનો સમાગમ. જેને જોતાંજ ભગવાનનું સ્ફુરણ થાય. તેને સાધુ સમજવો.

**પ્રશ્ન**—કોઇએ થોડીએક તપસ્યા કરવા માંડતાંજ ચોતરફથી લોકો તેની તરફ ઝૂકી પડે છે, તેનું કારણ શું ?

**ઉત્તર**—ભગવાનની પાસે પહોંચી શકાય નહિ, એટલે તે તેમને કંઇક કંઇક (પ્રતિષ્ઠા વગેરે) આપીને વિદાય કરી દે છે.

## ક્રોધ અને તેજ વચ્ચેનો તફાવત

**ક્રોધ**—આત્માભિમાનમાંથી પ્રટકતી ગુસ્સાની લાગણી તે ક્રોધ કહેવાય છે, કિંતુ ન્યાય અને ધર્મરક્ષાને અર્થે જો એવી લાગણી પ્રકટે તો તેને તેજ અથવા ઓજસ કહેવું જોઇએ. એ તેજ એ મનુષ્યનો ધર્મ છે.

જે વ્યક્તિ જે ભાવથી ધર્માચરણ કરતી હોય, તે ભલે કરે. આપણે કોઇનીજ નિંદા કરવી નહિ; ઊલટું કંઇ પ્રશંસા કરવા જેવું લાગે, તો તેજ કરવી. કર્તાહર્તા શ્રીભગવાન છે. તે કોનો કયા ભાવથી ઉદ્ધાર કરશે, તે આપણે કયાંથી જાણીએ, એમ માની ચૂપ રહીએ એજ સારી વાત છે.

**પ્રશ્ન**—કયાં કયાં કારણોમાંથી અભિમાન જન્મે છે ?

**ઉત્તર**—દ્રવ્યથી અભિમાન આવે છે, વિદ્યાથી અભિમાન આવે છે, ધર્મથી તેમ તપસ્યાથી પણ અભિમાન આવે છે. આ બધાં અભિમાનો તો સહેજે નષ્ટ કરી શકાય તેવાં છે; પરંતુ એક પ્રકારનું અભિમાન એવું છે કે જે ઉપરોક્ત અભિમાનોથી સાવ વિપરીત છે. નિર્ધન દરિદ્ર વ્યક્તિ ધારે છે કે ધનવાન મારી ઘૃણા કરે છે, તેથી મારે પણ તેની ઘૃણા કરવી જોઇએ, નહિ તો મારી

અધમતા અથવા હલકાઈ જણાઈજશે. એવી રીતે મૂર્ખ વિદ્વાન પ્રત્યે ને ધાર્મિક વ્યક્તિ ઉદાસીન સંન્યાસી પ્રત્યે અભિમાન દાખવે છે. રાજા જનકની પાસે અનેક ઋષિઓએ આ પ્રકારનું અભિમાન દાખવ્યું હતું.

**પ્રશ્ન**—અભિમાન શાથી નષ્ટ થાય ?

**ઉત્તર**—અભિમાનનો ફાંટો નષ્ટ કરવાનું કામ સહેલું નથી. મુક્ત થતાં સુધી અભિમાન કાયમ રહે છે.જ્યાંસુધી પોતાની જાતને કંગાલ ન કરી શકો ત્યાંસુધી કંઇજ બને નહિ. એ અભિમાનનો ભાવ સહેજ પણ રહેતાં મોટામોટા યોગીઓનાં પણ પતન થયેલાં દેખાય છે. અભિમાન એ ખરેજ ! એક ભયાનક શત્રુ છે.

## પ્રતિષ્ઠાને ભૂંડની વિષ્ટા સમાન ગણવી જોઇએ.

કવિરાજ ગોસ્વામીએ કહ્યું છે કે," પ્રતિષ્ઠા, સૂવરની વિષ્ટા છે" સૂવરની વિષ્ટા તરફ આંગળી ચીંધતાં પણ અહિત થાય છે. કોઇ ઝાડને ફળ આવવા માંડતાં, ઝાડને મથાળે જેમ ચૂનો ચોપડેલું હાંલ્લું એક લાકડી પર ભેરવી રાખે છે અથવા ઘાસનો માણસ યાને ચાડિયો બનાવી રાખે છે; તેમ સાધના સિદ્ધ થતાં બાળકવત્, જડવત્, ઉન્મત્તવત્ કે પિશાચવત્ આચરણ રાખવું જોઇએ. વળી તે કોઇને ગાળો ભાંડે તો તેથી પણ લાભ થાય. ઉન્નત ભાવોને છૂપા રાખવામાંજ સારૂં છે. પ્રયત્ન કરવા છતાં પણ જો તેમ ન કરી શકાય તો પછી લાચાર. વિશેષ કંઈ ન બને તો ચૂપ રહેવું સારૂં છે; કારણકે એથી અહંકાર આવી જાય છે અને તેમ થતાં સર્વનાશ થઇ ગયો સમજવો. કૂતરા કે વાંદરાને લાલચ પાડતાં તે ગળે ને છાતીએ ચોંટે છે, પણ આવતાંવેંતજ જો હડધૂત કરીએ તો તે આઘું રહે છે ને પછી કંઇ ખાવાનું આપીએ તે આઘે બેઠું બેઠું ખાય છે. પ્રતિષ્ઠાનું પણ તેમજ છે.

**પ્રશ્ન**—સ્વપ્નમાં મંત્રપ્રાપ્તિ થાય છે તે કેવી રીતે?

**ઉત્તર**—કોઇ કોઇ વાર પૂર્વજન્મજન્માંતરનો મંત્ર પ્રકટ થાય છે અને કોઇ કોઇ વાર તે મહાપુરુષની કૃપાનું પરિણામ હોય છે.

આપણાં શાસ્ત્રોમાં બધેજ અધિકારી અધિકારી વચ્ચેના ભેદનો ઉપદેશ ભરેલો છે. શાસ્ત્રોના જે જે અંશો પહેલાં ત્યજી દેવા જેવા લાગતા હતા, તેમાંનો એક અક્ષર પણ અત્યારે છોડી દેવાય એવો દેખાતો નથી. ખ્રિસ્તી વગેરેનાં શાસ્ત્રમાં અધિકારી કે બિનઅધિકારીના વિચાર વગર સઘળાંને એકજ પ્રકારનો ઉપદેશ આપવામાં આવેલો છે, પરંતુ નાની વયના બાળકની ખાંધ પર યુવકના જેટલો છ મણનો બોજો ચઢાવી દઇએ, તો તે તેનાથી શી રીતે ઊંચકી શકાય?

## સાધકે નિત્ય-અનિત્યનો વિચાર તથા આત્માની ખોળ કરવી જોઈએ.

તપસ્યા દ્વારા આત્મા જેટલો નિર્મળ અને પવિત્ર બનશે, તેટલીજ પોતાની જાતને નિકૃષ્ટ ગણશે. શરીરથી પોતાને ભિન્ન પેખતાં પેખતાં આત્મદૃષ્ટિ પ્રબળ થશે. તપસ્યા દ્વારા પોતાને નિકૃષ્ટ વિચારતા થયા છતાં તથા શરીર અને મનને શાસન કરતાં કરતાં પણ એક પ્રકારનો અહંકાર જન્મે છે. તેના યોગે મનમાં આવે છે કે, હું સ્વાધીન છું, હું મુક્ત છું. એ ભાવ પ્રત્યેક મનુષ્યમાં હોય છે; પણ તપસ્યા દ્વારા તે પ્રબળ બને છે. એ વખતે આત્મસમર્પણ કરી દેવાની ઇચ્છા થાય છે, પણ તેમ થઇ શકતું નથી; કેમકે એજ વખતે અંદરથી જાણે કોઇનું રુદન સંભળાય છે અને જાણે તે નિષેધ કરતું હોય તેમ લાગે છે. એ નિષેધ કોણ કરે છે તે તો કહી શકાતું નથી. હવે એજ અવાજ જો તમને એમ કહે કે, “મરી જાઓ” તો શું કરવું? કહે કે, “ઘર છોડી વનમાં

જાઓ" તો શું કરવું ? એ જાતનો માનસિક સંગ્રામ પ્રત્યેક સાધકના અંતરને હચમચાવી મૂકે છે; એટલા સારૂ પોતાની જાતને સારી પેઠે છણી છણીને તપાસી જોવી. દાક્તર જેમ કહોવાતા ધારાને કાપી, હાડકાને ભેદી માંસની અંદર જે વિષમ રોગનું મૂળ હોય છે તેને કાઢીને દૂર ફેંકી દે છે, તેમ સાંભળેલી કે વાંચેલી વાત પરથી એકદમ સાહસ નહિ કરતાં અત્યંત વિચાર અને તપાસ કરીને પોતાની જે વાસ્તવિક અવસ્થા હોય તે પ્રમાણેજ વર્તવું ઉચિત છે.

## સાધનભજન માટે અનુકૂળ સ્થાનો

સાધનભજનનું યથાર્થ સ્થાન તો હિમાલયજ છે. તેના પછી ગંગા, યમુના, નર્મદા, ગોદાવરી, એ બધી નદીઓના કાંઠાનો પ્રદેશ પણ તેને માટે યોગ્ય છે. પંજાબની રાવી નદીના કાંઠાનો પથરાળ પ્રદેશ પણ સારો છે. ગયાજી પણ સાધનભજન માટે અનુકૂળ સ્થાન છે. બંગાળાનો પ્રદેશ અનેક કારણોને લઇને એ કામ સારૂ અનુકૂળ નથી. બંગાળાની આબોહવા, જમીન વગેરે બધુંજ એને માટે પ્રતિકૂળ છે.

## સાધનપંથીનો ક્રમ

ક, ખ–ને શીખીનેજ જો કોઇ પુસ્તક વાંચવા માંડે, તો જે પુસ્તક વાંચશે તેમાં તેને ક, ખ જેટલા હશે તેટલાજ ઉકલશે. ક–ખ સિવાયનું બીજું કશુંજ તેનાથી વાંચી શકાશે નહિ. ધર્મની બાબતમાં પણ એવોજ પ્રકાર છે. તેમાં પણ કોઇ એક પ્રણાલીને પકડીને ચાલવું જોઇએ. પ્રથમ તો આ દેહ એજ 'હું' એ માન્યતાને વટાવી દેહીને યથાર્થ જાણવા કાજે પ્રાણાયામ, ન્યાસ, મુદ્રા ઇત્યાદિ પણ સહાયભૂત છે. તે પછી સૃષ્ટિતત્ત્વને જાણી લેવામાં આવે છે, ત્યારે બ્રહ્મજ્ઞાન થાય છે. બ્રહ્મજ્ઞાન થયા પછી

બ્રહ્મ વિના બીજું કંઈજ નથી, એવું અને જીવબ્રહ્મની એકતાનું ભાન થાય છે. એ પ્રકારે યોગસાધન યથાર્થ સિદ્ધ થતાં, ભગવાન જગતમાં કેવા રૂપે બિરાજી રહ્યો છે, તે પ્રત્યક્ષ થઈ જાય છે. આ અગાઉના વખતમાં ઋષિજનો બહુ પરિશ્રમ ઉઠાવીને આ રીતે ક્રમે ક્રમે સિદ્ધ અવસ્થા પ્રાપ્ત કરતા હતા. જમીનમાં બીજ રોપતાં તેના અંકુર ફૂટે છે, એમાં ખેડૂતનો કંઇ ગુણ નથી. સાધનના સંબંધમાં પણ એમજ સમજવું.

## મરણ સમયે હરિનામસ્મરણ સઘળાંના ભાગ્યમાં હોતું નથી.

આખા જીવનમાં મનુષ્યે જે જાતના વિચાર અને કાર્યો કર્યાં હોય છે, તેનાજ વિચાર મરણકાળે તેને આવે છે. મરણકાળે હરિસ્મરણ બધાના ભાગ્યમાં હોતું નથી. જાગ્રત અવસ્થામાં જેવા વિચાર હોય છે તેવાજ વિચારો સ્વપ્નાવસ્થામાં આવે છે; તેવોજ પ્રકાર મૃત્યુ વખતે બને છે.

શ્રીબુદ્ધદેવને ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થયા પછી, કોની આગળ એ તત્ત્વ પ્રકટ કરવું, એનો વિચાર કરતાં કરતાં તેમને પૂર્વના પાંચ શિષ્યો સાંભરી આવ્યા. તેમની આગળ શ્રીબુદ્ધદેવે સમસ્ત તત્ત્વનું વર્ણન કરીને પોતાનો શરીરરથ, તેમાં દેવતા અને કંદર્પનો પ્રકાશ અને પછી બ્રહ્મલાભ–એ બધુંજ તેમને પ્રત્યક્ષ કરાવી દીધું; એજ એ રથ. તે વખતથી પ્રત્યેક બૌદ્ધ મંદિરમાંથી રથયાત્રા નીકળે છે.

## સાધના કરવા માટે સર્વોત્તમ સમય

મહાપુરુષો રાત્રિના દોઢ વાગે બહાર નીકળીને ચાર વાગ્યા સુધી બહાર રહે છે. એ વખતે રાત્રિ–જાગરણનો મહાવરો પાડવો એ સાધના માટે ઉચિત છે. સાધના માટે એ સર્વોત્તમ સમય

છે: એએક વાર પ્રાણાયામ કરીને મંત્ર જપ કરવા માંડવો. જપ કરતી વખતે મહાપુરુષો સાધકની સોડે આવીને ઊભા રહે છે અને તેને ખપજોગી સહાય આપે છે. એવો કોઇ મહાપુરુષ આવતાં ચંદન તથા ધૂપની સુવાસ આસપાસ ફેલાઈ જાય છે. કોઇ કોઇ વાર ગાજર જેવી ગંધ પણ આવે છે. મહાત્માના શરીરમાંથી આવતી સુગંધથી મન અતિશય પ્રફુલ્લિત બની જાય છે.

બ્રાહ્મમુહૂર્ત યાને રાત્રિના ચારનો વખત, પહેલા પહોરનો પહેલો કલાક તથા સંધ્યાનો સમય, એ ભજન માટે ખરેખરો સમય છે. એ ચાર વેળાએ દેવતાઓ અને સાધુમહાત્માઓ વિચરણ કરે છે યાને બહાર ફરે છે. તેથી એ વખતે સાધન કરવાથી તમ કહેતાં અજ્ઞાનાંધકારનો સત્વર નાશ થાય છે.

**પ્રશ્ન**—જપ કરવા બેસતાં મન આમતેમ ભટકે છે, તેનો શો ઉપાય કરવો ?

**ઉત્તર**—જપ કરતાં કરતાં નામનો સ્વાદ પડવા માંડે છે, ત્યારે એક પ્રકારનો નાદ શરીરમાંથી નીકળતો સંભળાવા લાગે છે. એને શ્રવણ કર્યા કરવાથી મન ચલિત થતું નથી; છતાં પણ જો તે હજી ચલિત થતું લાગે, તો પછી મનને એક અલાયદી વ્યક્તિ કલ્પી તેની આગળ લજ્જાનો ત્યાગ કરી હાથ જોડીને બહુ બહુ રીતે પ્રાર્થના કરવી કે, “ હે મન ! હું તારા પગે પડું છું. તું મારા નામજપમાં ખલેલ ન પાડ” ઇત્યાદિ ઇત્યાદિ પ્રકારે પ્રાર્થના કરી શકશો, તો એક પ્રકારનો આદેશ સાંભળવા પામશો. એ આદેશ પ્રમાણે વર્તતાં તમારી કાર્યસિદ્ધિ થશે.

## પરમહંસ કોને કહેવો ?

હંસ જેમ પાણી અને દૂધના મિશ્રણમાંથી દૂધ દૂધ ગ્રહણ કરી પાણીનો ભાગ ત્યજી દે છે, તેમ જે પુરુષ આ અનિત્ય

મિથ્યા સંસારમાંથી કેવળ સાર-સાર વસ્તુનો સંગ્રહ કરે છે, તેજ પરમહંસ છે. તે માત્ર ગુણગ્રાહીજ હોય છે.

સદ્ગુરુની કૃપાથી બધુંજ બને છે, એ વાત સાચી; તેમ સદ્ગુરુની જેવી ઇચ્છા થાય તેવું તે કરી શકે છે અને જ્યારે પણ ઇચ્છા થાય ત્યારે તે કરી શકે છે, એ વાત પણ સાચી; પરંતુ એથી ફાયદો શું ? કોઇ પણ ચીજનું મૂલ્ય યથાર્થ સમજાયા વગર જો તે ચીજ પ્રાપ્ત થાય, તો તે વસ્તુની પ્રાપ્તિથી આનંદ થતો નથી, તેમ તે વસ્તુ પર એટલો ભાવ પણ બંધાતો નથી. વસ્તુની ગેરહાજરીના જ્ઞાનથી જીવને જેટલા પ્રમાણમાં દુઃખ-કષ્ટ થાય, તેટલાજ પ્રમાણમાં તે વસ્તુની પ્રાપ્તિથી આનંદ થાય છે અને તેટલાજ પ્રમાણમાં તેની કિંમત વધુ સમજાય છે.

ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરવી એજ ધર્માર્થીનું પ્રધાન અને પ્રથમ લક્ષ્ય હોવું જોઇએ. ઉપાસના, આરાધના, ધ્યાન, ધારણા, જપ, તપ-એ બધાનો આધાર ચિત્તની સ્થિરતા પર છે.

સાધુ પુરુષો સ્થિરતાની પ્રાપ્તિ માટે અનેક ઉપાયો કહી ગયા છે. તે પૈકી નામસંકીર્તન તથા મોટે સ્વરે સ્તવન, પાઠ એ શીઘ્ર ફળદાયી ઉપાય છે. તેથી કરી સાધકોને દરરોજ પ્રાતઃસંધ્યા, ભગવાનનું નામકીર્તન તથા સ્તવનભજન કરવાનો ઉપદેશ આપવામાં આવે છે. ચંચળ ચિત્તવાળું બાળક પોતાનો પાઠ જો મોટેથી વારંવાર ગોખે છે, તોજ મોઢે કરીને યાદ રાખી શકે છે; તેમ ચંચળ વૃત્તિવાળા સાધકે પણ પ્રથમ અવસ્થામાં વસ્તી-માં કે એકાંતમાં મોટે સ્વરે સ્તવનભજન અને કીર્તનગાન કરીને ભગવાનની પૂજા કરવી જોઇએ. નામસાધન તથા પ્રાણાયામ વગેરે પણ ચિત્તને સ્થિર કરવાના ઉત્તમ ઉપાય ગણાયા છે.

દરરોજ એકજ સ્તવનપાઠ, એકજ સંકીર્તન ગાન અને એક-

જ મંત્રનો જપ કરવો ઉચિત છે. ભજનકીર્તનની બાબતમાં કેટલાક નિત્ય નિત્ય નૂતન ભજનકીર્તન કરે છે. જે દિવસે જે પ્રકારનો ભાવ ઉત્પન્ન થાય છે, તે દિવસે તે પ્રકારના ભાવવાળું ભજન કે કીર્તન ગાય છે. એનું પરિણામ એ આવે છે કે, સાધક ભાવને વશ બની જાય છે, ભાવ તેને પોતાને કદી વશ થતો નથી. ભાવના ઝરણાને રોકી રાખવું એ વાજબી નથી, પરંતુ ભાવને વશવર્તી બની જવું એ પણ વાજબી નથી; એક તરફ ભાવ પ્રકટવામાં અંતરાય આવીને ઊભો રહે છે, તો બીજી તરફ ચારિત્રસંગઠનમાં અંતરાય આવી નડે છે. ભાવનો આવેશ આવતો લાગે તો તેને મોકળે મને વધવાજ દેવો જોઇએ; કિંતુ પોતાની જાતને સદાને માટે એવા ભાવને વશ થવા દેવી ન જોઇએ. જે દિવસે જેવો ભાવ આવે તે દિવસે કેવળ તેજ ભાવનું કીર્તન–ભજન કરવાથી પરિણામ એ આવે છે કે, સાધક શક્તિહીન થઇ જઇ ભાવને વશ થઇ પડે છે. માટે અમુક સમયે તો રોજ અમુકજ પાઠ અને અમુક અમુક ભજનકીર્તનોજ કરવાં ઉચિત છે. એનાથી ચિત્તની સ્થિરતા, ભાવની ગહનતા અને ચારિત્રની શક્તિ સિદ્ધ થઇ રહેશે.

પાઠ અને ભજનકીર્તનની બાબતમાં જેવું છે, તેવુંજ આસનના સંબંધમાં પણ સમજવાનું છે. આસનમાં પણ એકજ સ્થિરતા જળવાઇ રહે તો સારૂં. દરરોજ સાધન કરવા બેસતાં એકજ આસન પર, એકજ ખંડમાં અને એકજ દિશા તરફ મોં કરીને બેસવું જોઇએ. પોતાની પથારી કે સૂવાનું સ્થાન બદલાતાં શરૂઆતમાં સ્વસ્થ નિદ્રામાં થોડી ઘણી ખલેલ પહોંચતી દરેક જણના અનુભવમાં આવે છે; તેવીજ રીતે આસન, સ્થાન કે દિશાભિમુખમાં ફેરફાર કરવાથી સાધનસમયે ચિત્તની સ્થિરતાને ખલેલ પહોંચે છે. પ્રાચીનકાળમાં સાધનની ઇચ્છાવાળાઓ તેમના ધર્મજીવનના

પ્રારંભમાંજ આ બધા સાધનસંકેતનું શિક્ષણ ગુરુમુખે પ્રાપ્ત કરતા હતા. અત્યારની બંડખોર વૃત્તિને પરિણામે એ બધી શિક્ષા-પ્રણાલી વિલુપ્ત થઇ જવાથી, અનેક સાધકોને એ જાતની બધી સામાન્ય સહાય પણ દુર્લભ થઇ પડી છે. વિશેષ કે, જેઓ આત્મ-પ્રયાસપૂર્વક સાધન કરવાની કોશિશ કરે છે, તેઓને આ બધા સંકેતની ખબર નહિ હોવાને લીધે, જે સાધન ત્રણ અઠવાડિયા-માં પૂરું થઇ શકે એવું હોય છે, તે ત્રણ વર્ષમાં પણ તેઓ પૂરું કરી શકતા નથી. આવી જાતના બધા સામાન્ય ઉપદેશને અભાવે અનેક સરળ ધર્મપિપાસુઓ, દીર્ઘકાળના પ્રયત્ન પછી પણ પોતાના ધર્મજીવનનાં વિશેષ ઉન્નતિ થયેલી જોતા નથી.

ગંભીરભાવે અને એકાગ્રતા ને ભક્તિપૂર્વક આરાધ્ય દેવતાનું સ્મરણ કરતાં કરતાં અથવા ઇષ્ટમંત્રનું સ્મરણ કરતાં કરતાં શરીર-નાં ભિન્ન ભિન્ન અંગોનો સ્પર્શ કરવાથી સાધકનાં તે તે અંગો અને ઇંદ્રિયો ભગવદ્ભાવથી ભરપૂર અને વિશુદ્ધ થાય છે. જેની જે ઇંદ્રિયની ચંચળતા અથવા મલિનતા જેટલી વધારે હોય, તેણે તેટલા વિશેષ ભાવથી તે ઇંદ્રિયનો ન્યાસ કરતા જઇ ભગવ-ન્નામનું અને પવિત્રતાનું અસ્ખલિત સ્મરણચિંતન કરવાથી વિશેષ લાભ થાય છે. જેની દૃષ્ટિ અપવિત્ર હોય, તેણે નિત્ય પોતાની આંખો પર દૃષ્ટિ સ્થિર કરીને ભક્તિથી ઇષ્ટદેવતાનું નામ લેવું,ઇત્યાદિ.

જેઓ શાસ્ત્રો પર વિશ્વાસ કરતા હોય છે, તેમણે યુક્તિ અને આત્મપ્રતીતિની સાથે મેળ બેસાડીને શાસ્ત્રોનાં વચન ગ્રહણ કરવાં જોઇએ, એવો શાસ્ત્રનોજ ઉપદેશ છે. બાળકનો જેમ માતાની ઉપર અખૂટ વિશ્વાસ હોય છે, તેવોજ વિશ્વાસ સ્વાભાવિક થઈ રહેતાં યુક્તિ ને તર્ક આપોઆપ અદૃશ્ય થઇ જશે.

કોઇ પુરુષ ફાવે તેટલો ઉન્નત કાં ન હોય, પણ તેણે સ્ત્રીઓ-

થી દૂર રહેવું જોઇએ. ઊર્ધ્વરેતા થયા છતાં યાને ચુસ્ત બ્રહ્મચર્ય-પાલનની શક્તિ કેળવ્યા છતાં સ્ત્રીજનોના સહવાસથી અનિષ્ટ પરિણામની વકી રહે છે.

જ્યાંસુધી નેત્ર-કર્ણાદિ ઇંદ્રિયો બહારના વિષયોથી આકર્ષાય છે, ત્યાંસુધી શરીરના વિસ્મરણપૂર્વક અંતરપ્રદેશમાં પ્રવેશ કરી શકાતો નથી અને ભીતર પ્રવેશ ન કરી શકાય, તો અન્ય કોઇ ઉપાયથી શરીરને વીસરી શકાતું નથી. ભીતરમાં પ્રવેશ કરવાના વિભિન્ન ઉપાય છે. હરકોઇ ઉપાયે પરમાત્મદર્શન થયા પછી શરીર તરફ દૃષ્ટિ રહેતી નથી અને સહેલાઇથી શરીરનું વિસ્મરણ થઇ શકે છે. પરંતુ એ અવસ્થા સર્વ કોઇને સાધ્ય થતી નથી, માટે કોઇને પણ અતિશય ચાહતા થવું જોઈએ, અકૃત્રિમ નિઃસ્વાર્થ ભાવ-થી ચાહતા થવું જોઇએ. એવો ચાહ યાને એવો પ્રેમ જાગવા માટે અહિંસાનો અભ્યાસ પાડવો જોઇએ. કાયા, વાચા ને મનસા કોઇને દુઃખ આપવું નહિ. કોઈ તમને મારે કિંવા ગાળ ભાંડે, અરે ! તમારો સર્વનાશ કરી નાખે તોપણ તેનું અમંગળ ઇચ્છવું નહિ. એવી રીતે દ્વેષ-હિંસાનો નાશ થતાં, અકૃત્રિમ પ્રેમ પ્રકટ થાય છે. એ પ્રેમનું કોઇ ઠેકાણે સમર્પણ કરી તે પ્રેમપાત્રનું ચિંતન કર્યાથી બીજું બધુંજ વિસ્મૃત થઇ જશે. ભગવાનમાં એ પ્રેમ સમર્પિત થતાં એ અવસ્થા સિદ્ધ થઇ સહેજે ઇષ્ટસાક્ષાત્કાર થાય છે.

**પાપ**—શારીરિક, સામાજિક અને આધ્યાત્મિક પાપ એટલે શું ? સ્વભાવથી વિપરીત કાર્ય તે પાપ. આધ્યાત્મિક પાપ, શારીરિક પાપ, માનસિક પાપ અને સામાજિક પાપ-એમ ચાર પ્રકારનાં પાપ હોય છે.

**આધ્યાત્મિક પાપ**—અપ્રેમ, નિષ્ઠુરતા, નીચતા વગેરે આધ્યાત્મિક પાપો છે.

**માનસિક પાપ**—કામ, ક્રોધ ઇત્યાદિ માનસિક પાપો છે.

**સામાજિક પાપ**—ચોરી, વ્યભિચાર ઇત્યાદિ સામાજિક પાપો છે અને **રોગ એ શારીરિક પાપ** છે. આધ્યાત્મિક, શારીરિક અને માનસિક પાપ લોકોની દૃષ્ટિએ ચઢતાં નથી અને ચઢે છે તો તે તરફ તેઓ દુર્લક્ષ કરે છે. કેવળ સામાજિક પાપોજ દૃષ્ટિએ ચઢે છે અને તેનાજ નિવારણ માટે રાજ્યદંડ, સમાજદંડ વગેરેની ગોઠવણ હોય છે.

માત્ર બહારનાંજ કેટલાંક કાર્યો ન કરવાથી આજકાલના સમાજમાં ધાર્મિક તરીકે ગણાવાઇ શકાય છે. અત્યારે જો કોઇ વેશ્યાવાડામાં ન જતો હોય, ચોરી ન કરતો હોય, આગ લગાડવાનું કે એવું બીજું કામ ન કરતો હોય, તો તેની ગણતરી સારા માણસ તરીકે સમાજમાં થાય છે; પરંતુ તેના અંતકરણમાં તો હિંસાવૃત્તિ ભરેલી હોય છે, કે જે તુષાગ્નિની માફક માનવ ચિત્તને દગ્ધ કરી નાખે છે. વળી સંભવ છે કે પરનિંદા, શાસ્ત્રનિંદા, દેવનિંદા કે નરહત્યા કરતાં પણ વધારે પાપજનક પ્રવૃત્તિઓ તે કરતો હશે; તથાપિ સમાજમાં તો તેની ગણના ધાર્મિક વ્યક્તિ તરીકેજ થાય છે; પણ યાદ રાખો કે, ધર્મ એ કેવળ બહારનાંજ કેટલાંક કાર્યો નથી. જેમને આત્મપ્રવેશ કરવાની શક્તિ સાધ્ય થઈ હોય, તેઓએ પણ રોજ ને રોજ પોતાના ચિત્તની પરીક્ષા કરી સાવધાન રહેવું જોઇએ.

ભજનિક નીલકંઠના ગાનથી અનેક જણને લાભ થયો છે; નાસ્તિક હતા તે આસ્તિક બન્યા છે. શાંતિપુરમાં હું એક દહાડો સ્નાનાર્થે જતો હતો, ત્યાં વાટે સંભળાયું કે ગાન ચાલી રહ્યું છે, એટલે વિચાર આવ્યો કે ચાલ થોડુંક સાંભળી આવું. તે વખતે ચાર વાગ્યા હતા. એક મંદિરના સભામંડપમાં સંગીત ચાલતું

હતું. ત્યાં એક મુસલમાન મગ્નચિત્તે ગાન સાંભળતો હતો અને અશ્રુપ્રવાહથી તેનું વક્ષસ્થળ ભીંજાતું જતું હતું. એવે વખતે એક ગોસાંઇએ તેની પાસે આવીને કહ્યું કે, "ઊઠ રે બેટા ! તું અહીં કેમ આવ્યો? આ શું હાટબજાર છે કે ?" તે સાંભળતાંજ નીલકંઠે બે હાથ જોડીને તે ગોસાંઈ મહાશયને કહ્યું કે, "પ્રભો ! આ શું કહેવાય ? કૃષ્ણના નામસ્મરણમાં જાતિનો વિચાર ? એ હરિદાસ યવન છતાં પણ હરિનામના પ્રતાપે જગતમાં પૂજ્ય થઇ ગયા છે." પછી નીલકંઠે તે મુસલમાન વ્યક્તિને ગોસાંઇ "ઊઠ, બેટા" કહે છે તે વખતે દેવતાઓ તેની ચરણરજ માટે પ્રાર્થના કરે છે, એવા ભાવવાળું એક નૂતન ભજન રચીને ત્યાં ગાયું.

કૃપા દાખવીને કોઇ જો અવસ્થા ખીલવી આપે, તો એ બધી વસ્તુનું મૂલ્ય રહે નહિ. તપસ્યાનું જે એક ફળ છે, તે અવશ્ય સ્વીકારવા યોગ્ય છે. તપસ્યા થોડોક વખત તો નિદાન કરવીજ જોઇએ. રસ્તા પર ચાલ્યા વગર રસ્તાનો યથાવત્ અનુભવ બીજી રીતે નથીજ મળતો; માટે તપસ્યાની જરૂર છે.

અયોગ્ય વ્યક્તિ પણ જો દીનહીન ને અકિંચનભાવે ભગવત્શરણ થઈ રહે, તો ઇશ અને ભક્તિદેવીની કૃપા અવશ્ય તેનાપર ઊતરે; પરંતુ હું ભક્ત છું એવું અભિમાન હોય તેના ઉપર એ કૃપાપ્રસાદી ઊતરતી નથી. જે વૃત્તિને લીધે ભગવદ્ભજન સતત કર્યા કરાય, તેનું નામ પણ ભક્તિ છે. સાધકોએ ભક્તિને વૈધી અને અહૈતુકી એવા બે પ્રકારની કહેલી છે. વૈધી ભક્તિ ચાર શ્રેણીના જીવોમાં હોય છેઃ-(૧) આર્ત્ત, (૨) જિજ્ઞાસુ, (૩) અર્થાર્થી-દ્રવ્યાર્થી અને (૪) જ્ઞાની. આર્ત્ત એટલે કે, જ્યારે આપણું મન અવિશ્વાસ, અભક્તિ, શુષ્કતા અને પાપતાપથી મૂંઝાઇ જાય છે, ત્યારે આપણે આર્ત્ત ભક્તની શ્રેણીમાં આવ્યા ગણાઇએ છીએ. એ અવસ્થામાં ભગવદ્સ્મરણમાં પણ વિરક્તિ અને અવિ-

શ્વાસ આવે છે. પરંતુ એવી સ્થિતિમાં પણ કર જોડીને સ્મરણ કરવાનો જરૂર પ્રયત્ન કરવો; કેમકે એ પ્રયત્ન વૃથા જતો નથી. કડવું ઓસડ વિરક્તિથી કંટાળીને પણ પીવાથી રોગની શાંતિ થાય છે.

જેનું સાધન (તેની પ્રકૃતિ ઇત્યાદિને અનુસરીને) જે પ્રકારનું નક્કી થયું હોય, તેણે તે સાધન એકનિષ્ઠાપૂર્વક કર્યે જઇ પ્રત્યેક સાધકે પોતપોતાની હદ—મર્યાદામાં ચાલવું એ વેદવાક્ય છે, એમ સમજવું.

દીપક જો બળતો હોય તો તેમાંથી હજારો દીવા પ્રકટી શકે છે; પરંતુ તેલ, બત્તી અને ફાનસ હાજર હોવા છતાં પણ જો દેવતા કે દીવાસળીનો સંયોગ થાય નહિ, તો એકે દીવો પ્રકટી શકતો નથી; તેમજ અગ્નિ સર્વત્ર રહેલો છે, એમ કહ્યા કરવાથી પણ દીવો પ્રકટતો નથી—અર્થાત્ જે ઉપાયથી તે પ્રકટે, તે ઉપાય લેવામાં ન આવે ત્યાંસુધી દીવો પ્રકટી શકતો નથી. શક્તિસંચારની બાબતમાં પણ એમજ સમજવાનું છે.

સાધના કરવાને ચિત્ત જો ખરેખર વ્યાકુળ બનેલું હોય, તોજ તે સાધનની દીક્ષા લેવી વાજબી છે. માત્ર વાતો સાંભળીને કોઈની દીક્ષા લેવા તત્પર થવું ઉચિત નથી, બજારમાંથી એક સામાન્ય વસ્તુ ખરીદવી હોય તોપણ લોકો તે વસ્તુ નજરે જોઈ તેના ગુણદોષ વિષે પૂછપરછ કરીનેજ ખરીદે છે; તેમ જેની પાસે દીક્ષા લેવાની હોય તથા જે સાધના માટે દીક્ષા લેવાની હોય, તે શાસ્ત્ર અને સદાચારને સંમત છે કે નહિ, તેની ચોક્કસ માહિતી મેળવ્યા પછીજ તે ગ્રહણ કરવી જોઇએ. દીક્ષા લેવા પહેલાં સેંકડો સંદેહ આવે તેની હરકત નહિ; પરંતુ ગ્રહણ કર્યા પછી સંદેહ ઊભો થાય તો નુકસાન થાય છે, માટે દીક્ષા લેવા પહેલાં અત્યંત સાવચેત થઈ બારીક તપાસ કર્યા પછીજ તે ગ્રહણ કરવી જોઇએ.

**પ્રશ્ન**—ગુરુ સમક્ષ હોય તે વખતે અન્ય પૂજા, અર્ચા અને સાધનભજનનું પ્રયોજન ખરૂં કે નહિ?

**ઉત્તર**—ગુરુની અનુમતિ હોય તો તેમ થઇ શકે, પણ એથી કોઇ પ્રકારનું ઔદ્ધત્ય જણાવા જેવું હોય (બીજાઓને દેખાડવાના હેતુથી જે કરાય છે, તેને ઔદ્ધત્ય અથવા ઉદ્ધતાઈ કહે છે), તો તેનો અવશ્ય ત્યાગ કરવો. ગુરુની અનુમતિ હોય અથવા ગુરુમાં વિશ્વાસ ન રહ્યો હોય, તો તે વાત જુદી છે; પરંતુ ગુરુમાં જો સર્વ દેવ હોવાની શ્રદ્ધા હોય, તો તો અન્ય કોઇની પૂજા કરવાનો ખાસ નિષેધ છે.

**પ્રશ્ન**—ગુરુનું ધ્યાન અને ગુરુની પૂજા કરવામાં ઈશ્વરની પૂજા થઇ જાય કે નહિ?

**ઉત્તર**—અગ્નિ હોય છે તો બધે ઠેકાણે, પરંતુ તે અગ્નિને જ્યાંસુધી કોઇ પકડી શકે નહિ, ત્યાંસુધી તેના વડે કયું કાર્ય સિદ્ધ થાય છે? શૂન્યમાં પણ અગ્નિ હોય છે; પણ ત્યાંથી તેને કોઇ લઇ શકતું નથી. દીવો, તાપણી, ચૂલો, સગડી એ વગેરે જે સ્થાનોમાં અગ્નિ જ્વલંતભાવે વિશેષરૂપે પ્રકાશી રહ્યો હોય, તે ઠેકાણે જાઓ તોજ અગ્નિ મેળવી શકાય. એ પ્રમાણે ઇશ્વર પણ સામાન્યરૂપે સર્વવ્યાપી હોવા છતાં કોઇ તેને જોઇ કે પામી શકતો નથી. ગુરુમાં ઇશ્વરની ચિતશકિત પ્રકાશતી દેખાય તો તેમનીજ પૂજા કરવી જોઇએ; કેમકે એવા ગુરુ કંઇ સામાન્ય મનુષ્ય નથી; એવા ગુરુની પૂજા ઈશ્વરનીજ પૂજા છે.

**પ્રશ્ન**—એવા સુયોગ્ય ગુરુની પ્રસાદી કેવી હોય છે? અને તે કેવે પ્રકારે મેળવી શકાય?

**ઉત્તર**—જમતાં વધે તે પ્રસાદ નથી, એ તો એઠું છે. પ્રસન્નતા એજ ખરો પ્રસાદ છે. પ્રસાદ તો તેમના ભાવમાં રહ્યો છે.

કૃપા એજ પ્રસાદ છે. ગુરુજી જે જે નિયમ કરી આપે, તે સર્વનું યથાયોગ્ય પાલન કરવાથીજ ગુરુની યથાર્થ પ્રસાદી પ્રાપ્ત થાય છે.

**પ્રશ્ન**—સ્ત્રીજનને હાથે દીક્ષા લેવાથી લાભ થાય કે નહિ? તથા દીક્ષા આપવાનો સ્ત્રીઓને અધિકાર છે કે નહિ?

**ઉત્તર**—શાસ્ત્રમાં કહ્યું છે કે, ગુરુનો દેહ સર્વદા શુદ્ધ સમજી દર્શનસ્પર્શન કરવાથી શિષ્યો પવિત્ર બને છે; પરંતુ કેટલાક સ્વાભાવિક અનિવાર્ય કારણોને લઇને શાસ્ત્રકારોએ સ્ત્રીદેહને સર્વદા અપવિત્ર કહ્યો છે. આથીજ બ્રાહ્મણી યજ્ઞોપવીત ધારણ કરી શકતી નથી. શાસ્ત્રની વ્યવસ્થા અને આજ્ઞા જેઓ માને નહિ, તેમને તો કંઇ કહેવાપણું છેજ નહિ, પરંતુ શાસ્ત્રાનુસાર તો સ્ત્રીદેહ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થયા પછી પણ આચાર્યપદ કે ગુરુપદ ધારણ કરી શકે નહિ.

જ્યાં સ્ત્રીજન પાસે દીક્ષા લેવામાં આવે છે, ત્યાં કોઇ પુરુષને ઉપગુરુ કરી તેની પાસે શિક્ષણ મેળવીને પુરશ્ચરણ કરવાથી લાભ થાય છે, પણ એ દેશાચાર છે; શાસ્ત્રનું તેવું ફરમાન નથી.

**યોગતંદ્રા**—(૧) નામજપ કરતાં કરતાં સમસ્ત ઇંદ્રિયોથી નિદ્રાની માફક શિથિલ થઈ જવું, (૨) નિદ્રા આવતાં અંતરમાંથી એક પ્રકારની વાણી દ્વારા કંઇ કંઇ વાતો સાંભળવામાં આવે છે; તે સર્વ ધ્યાનમાં લઇ તે પ્રમાણે ચાલવું, (૩) ભાવિ અવસ્થાનું દર્શન સ્વપ્નની માફક થાય છે, (૪) શારીરિક ભાન મુદ્દલ હોય નહિ, પણ અંતરમાં સંપૂર્ણ ભાન હોય.

આત્મા પંચકોષમાં બંધાયલો છે. પંચકોષથી પર (બહાર) થઇ શકાય, ત્યારે મુક્તાવસ્થા પ્રાપ્ત થાય છે. પંચકોષ આ પ્રમાણે:– (૧) અન્નમય કોષ, (૨) પ્રાણમય કોષ, (૩) મનોમય કોષ, (૪) વિજ્ઞાનમય કોષ અને (૫) આનંદમય કોષ.

અન્નમય કોષમાંથી છુટાતાં પાર્થિવ વસ્તુઓનું આકર્ષણ રહેતું નથી, પ્રાણમય કોષમાંથી પસાર થયા પછી શારીરિક ઉત્તેજના રહેતી નથી, મનોમય કોષમાંથી મુક્ત થતાં સંકલ્પવિકલ્પ માત્ર નાબૂદ થઇ જાય છે, વિજ્ઞાનમય કોષમાંથી પાર પડાતાં સંશયબુદ્ધિ રહેવા પામતી નથી અને છેલ્લે આનંદમય કોષથી પર થવાતાં પાર્થિવ આનંદો મોહિત કરી શકતા નથી.

લોકો પૂછે છે કે, ભગવાનનું ચિંતન અથવા નામસ્મરણ કરવાની ઇચ્છા કેમ થતી નથી? 'ભગવાન' એવું નામ માત્ર સાંભળવામાં આવ્યું છે; પણ તે કોણ છે–કેવો છે અને ક્યાં રહે છે તે જાણતા નથી, તેથી શાસ્ત્રમાં કહ્યું છે કે, પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ–એ પંચમહાભૂત આપણા તન મનનું પાલનપોષણ, છે માટે એમને કાજે પણ યજ્ઞ કરવો. વૃક્ષ,વેલા,ફૂલ, ધાન્ય,એમને માટે પણ યજ્ઞ કરવો. પશુ, પંખી અને જીવજંતુ પ્રીત્યર્થે પણ યજ્ઞ કરવો. પિતામાતા વગેરે પિતૃપુરુષોના નામનો પણ યજ્ઞ કરવો તથા મનુષ્યની અને કોઇ પણ અતિથિની સેવા યજ્ઞબુદ્ધિથી કરવી. એ પ્રમાણે કરવાથી ક્રમે ક્રમે ભગવાનને જાણી શકાય છે.

મિથ્યા બોલવું એ જેવી રીતે પાપ છે, તેવીજ રીતે મિથ્યા કલ્પના કરવી એ પણ પાપ છે.

## સાધકોને માટે લગ્ન કરવું ઉચિત છે કે નહિ?

શાસ્ત્રકર્તાઓએ કહ્યું છે કે, ગૃહસ્થાશ્રમ એ તો સાધકનો દુર્ગ અર્થાત્ કિલ્લો છે. લગ્ન કરવાથી અનિષ્ટજ થાય છે, એવું નથી; પણ ઊલટું અવસ્થા અનુસાર લગ્ન કરવાથી ફાયદો થાય છે. વિષયવાસનાઓ જીત્યા વિનાજ ભેખ લેવાથી અનેકોને પાછા સંસારી બનવું પડ્યું છે. સ્ત્રીપુરુષે સંસાર કરવો એમાં પાપ નથી. સંસારવાસનાનો ક્ષય કરવા માટે જો સંસાર કરવામાં આવે તો

તેથી હિતજ થાય છે. સ્ત્રી, પુત્ર આદિ હોવાથી ધર્મ ન થઇ શકે એવું કંઇ નથી; તથાપિ જો વાસ્તવિક વૈરાગ્યને પરિણામે સંન્યાસ ગ્રહણ કરવામાં આવે, તો તે એક નોખી વાત છે.

## પાપ અને પુણ્ય વિષે બધાને માટે એક ધોરણ ન કહી શકાય.

આ પાપ અને આ પુણ્ય એવું બચપણમાંથીજ સાંભળવા અને વાંચવાથી પાપપુણ્ય વિષે એક જાતના સંસ્કાર બંધાઇ જાય છે; પરંતુ આ કામ કર્યાથી પુણ્ય થશે અને આ કામ કર્યાથી પાપ થશે, એમ સૌની બાબતમાં એકસરખું કહી શકાય નહિ. સામે મોઢેના રણસંગ્રામમાં ક્ષત્રિય માનવહત્યા કરે છે, પણ એથી એને કંઇજ પાપ લાગતું નથી; પરંતુ એક મોક્ષાર્થીને માટે તો એક કીડી મારવામાં પણ મહાપાપ છે. ચોરી સામાન્ય રીતે પાપ-કૃત્ય છે, પણ અમુક સંયોગોમાં તે પુણ્યકાર્ય લેખાય છે. મનુષ્ય તો કેવળ બહારનાંજ કાર્ય જોઇ શકે છે, ત્યારે ભગવાન તો અંતરનો ઉદ્દેશ જુએ છે. કિંતુ વાસ્તવિક પાપપુણ્ય કોને સમજવું? તો કે જે કાર્ય કરવાથી આપણા ધર્મની હાનિ થાય તેને પાપ સમજવું અને જે કાર્ય કર્યાથી ધર્મમાં વધારો થાય તેને પુણ્ય-કૃત્ય સમજવું.

## સ્ત્રીઓથી સર્વદા સાવધાન રહેવું જોઇએ.

**मात्रा स्वस्त्रा दुहित्रा वा न विविक्तासनो वसेत् ।**
**बलवान् इंद्रियग्रामो विद्वांसमपि कर्षति ॥**

અર્થાત્:-માતા, ભગિની કિંવા પુત્રી સાથે પણ એકાંતમાં એક આસને બેસવું નહિ; કારણકે પ્રબળ ઇંદ્રિયો વિદ્વાનના ચિત્તને પણ ચળાવે છે.

આનો પ્રતિરોધ કરતાં, એક દંડી સંન્યાસી કહેતો કે,

"વિદ્યાશક્તિ કદીયે ઇંદ્રિયોને વશ થતી નથી." પછી એક દહાડો એવું બન્યું કે, એજ દંડી સંન્યાસીને રાત્રિના ગાઢ અંધકારને લીધે જે ઠેકાણે રાતની રાત રહેવું પડ્યું, તે આશ્રમ એક સ્ત્રીનો હતો. તેણે પોતાની ઓરડીનાં બારણાં વાસ્યાં હતાં, પણ તે દંડી કામરિપુને વશ બન્યો અને તે સ્ત્રીને પોતાની મરજીને અનુકૂળ થવાની અનેક કોશિશો તેણે કરી; પણ કાંઇ વળ્યું નહિ. પછી તેણે આશ્રમના જે ખંડમાં તે સ્ત્રી હતી તેના આંતરામાં બાકોરૂં પાડી અંદર પેસવાનું કર્યું, પણ ચમત્કાર એવો થયો કે તેનાથી નીચે પણ નમાય નહિ અને ઉપર ટટાર થવાય નહિ. એમ આખી રાત વીત્યા પછી સવારમાં આસપાસના લોકો આ દંડી સ્વામીની આવી દુરવસ્થા જોઇને કહેવા લાગ્યા કે, "શું આ મૂર્તિજ વ્યાસ ભગવાનના શાસ્ત્રવચનને ઉથામતી હતી કે?" એવીજ દુર્દશા શાસ્ત્રવચનને નહિ ગણકારવાથી થાય છે, માટે સ્ત્રીપુરુષે સદા સાવધાનતાથી વર્તવું જોઇએ.

ધર્મસાધનમાં ચારિત્રજ મુખ્ય છે; તેથી ચારિત્રને નિર્મળ રાખવાનો યત્ન કરો.

"उपाधिर्व्याधिरेव च" જીવમાત્ર કેવળ ઉપાધિમાં લપટાયલા હોઇ અંધવત્ છે. એ ઉપાધિઓ જેમ જેમ કાપતા જવાય, તેમ તેમ દેવત્વને પમાય છે, તેથીજ જીવને चित्–કણ કહી ઓળખાવ્યો છે. મુક્ત થતાંજ જીવ चित्સાગરમાં ભળી જઇ શિવ બને છે.

## કલિયુગને ક્ષુદ્રયુગ કહે છે.

કલિકાળનું વર્ણન ક્ષુદ્રયુગ છે. એટલે કે આ યુગમાં ક્ષુદ્ર યાને હલકી જાતિના લોકો ધર્મસાધન કરીને મહત્તા પામશે.

## પ્રકૃત સત્ય અને મિથ્યા સત્ય

જેનું લક્ષ્ય અસત્ પદાર્થ તરફ હોય તે મિથ્યા સત્ય અને જેનું લક્ષ્ય સત્ પદાર્થ તરફ હોય તે ખરૂં સત્ય છે એમ સમજવું.

## પારકી ચર્ચા તજવા યોગ્ય છે.

સાધકોએ પારકાના જીવનનો વિચાર કરવામાં કંઇ સાર નથી; પોતાનાજ જીવનને જોતા ને વિચારતા રહેવું સારૂં છે.

**પ્રશ્ન**—ધર્મ એક છતાં પંથો જુદા જુદા છે તેનું શું કારણ?

**ઉત્તર**—એકજ નિયમથી સૌનું ધર્મસાધન થાય નહિ. શરીરની તેમજ મનની પ્રકૃતિઓ ભિન્ન ભિન્ન હોય છે; તેથીજ પંથો પણ ભિન્ન ભિન્ન હોય છે.

## ભગવાનની કૃપા વિના ગતિ કેવી?

જે વ્યક્તિ પોતાનાજ બળથી ભવસાગરને પાર કરવાની ઇચ્છા ધરાવે છે, તે વ્યક્તિ ગળે મોટો પહાણો બાંધીને પાણીમાં તરવાની કોશિશ કરે છે. પરિણામ એ આવે છે કે, તે વ્યક્તિ ડૂબતીજ જાય છે.

## વીર્યરક્ષાનું પ્રયોજન અને તેનો ઉપાય

જે સાધકો લગ્નગાંઠથી જોડાયલા હોય, તેમણે બે ત્રણ સંતાનો થયા પછી વીર્યની રક્ષા કરવી જોઇએ; પરંતુ એ કામમાં તો સ્ત્રીપુરુષ બન્નેની પરસ્પર સહાય જોઇએ. સ્ત્રીપુરુષે અલગ પથારીની ગોઠવણ કરવી ઉચિત છે. એવી રીતે પુષ્કળ પ્રયત્ન કરી જોવો, પણ જો શક્તિથી કંઇજ વળે નહિ, તો પછી આત્મસમર્પણ સિવાય બીજો ઉપાય નથી.

વીર્યરક્ષાદ્વારા શરીર નીરોગી અને મન સુસ્થિર બને છે. વીર્યરક્ષા નહિ થવાથી સાધનાના માર્ગમાં અડચણ આવે છે,

તેથી વીર્યરક્ષાનું ખાસ પ્રયોજન છે.

પ્રત્યેક શ્વાસપ્રશ્વાસે સ્મરણ કરતા રહેવું એજ ઉત્તમ સાધન છે. તેનો બરાબર મહાવરો પડતાં વીર્ય પણ સ્થિર થાય છે, તથાપિ વીર્યરક્ષા માટે પ્રયત્ન તો કરતાંજ રહેવું જોઇએ.

## મચ્છી અને માંસાહારના ગુણદોષ

મચ્છી અને માંસ એ બન્નેનું ખાણું દૂષિત છે. માછલાંનો ખોરાક કામને વધારે છે તથા જાતજાતના વ્યાધિ કરે છે, અને માંસ સત્ત્વગુણનો નાશ કરે છે.

**પ્રશ્ન**—બંગાળાના હિંદુઓમાં માછલાંનો વ્યવહાર કેવી રીતે દાખલ થવા પામ્યો ?

**ઉત્તર**—બંગાળામાં પહેલવહેલાં કેવળ અનાર્ય લોકોનીજ વસ્તી હતી. એ દેશમાં જે બધા આર્યો આવ્યા, તેઓએ પાછળથી અનાર્યોનો એ વ્યવહાર ગ્રહણ કર્યો હતો.

**પ્રશ્ન**—વિષયપદાર્થ પ્રત્યેની આસક્તિજ શું પરલોકગત આત્માના પુનર્જન્મનું એકમાત્ર કારણ છે?

**ઉત્તર**—એવું આકર્ષણ પુનર્જન્મનું એક કારણ છે ખરૂં, પણ તેના કરતાં પણ બીજાં વધારે મોટા કારણો છે.

## સદ્‌ગુરુની શાસનપ્રણાલી

બે પ્રકારના વૈદ્યો દીઠામાં આવે છે; એક નિદાનને જાણનારા અને બીજા નહિ જાણનારા યાને ઊંટવૈદ્ય. તાવ આવતાં કોઇ કોઇનું માથું દુઃખે છે, પગે કળતર થાય છે, બરોળ અને પિત્તાશયની વૃદ્ધિ થાય છે, વગેરે ચિહ્નો થાય છે. ઊંટવૈદું જાણનારો હોય છે, તે તો રોગના મૂળ તરફ જોયા વગર માથાના દુઃખાવા વગેરે માટે દવાજ ઠોકયે જાય છે; ત્યારે નિદાનને જાણ-

વાવાળો વૈદ્ય તાવનુંજ નિવારણ કરવાના ઉપચાર કર્યે જાય છે. તાવ જતાંજ એની પાછળ આવેલી પીડાઓ એની મેળે શમી જાય છે; તેમ સદ્ગુરુ પણ કામ, ક્રોધ વગેરે તરફ દૃષ્ટિ ન રાખતાં દેહાભિમાન પરજ આઘાત કરે છે. એનો નાશ થતાં બીજું બધું આપોઆપ નષ્ટ થઇ જાય છે.

## ધર્મરાજ્યમાં અભિમાન જેવો બીજો શત્રુ નથી.

જે જન ધર્મસાધના કરતો હોય છે, તેના શિર પર મોટો પાષાણ લટકે છે અને તે કોઇ પણ રૂપમાં અભિમાન આવતાં માથા પર તૂટી પડીને ચગદી નાખે છે. જેમની નજર ધર્મ તરફ નથી, તેમની વાત નિરાળી છે. અનાજને ઊપણવા માંડતાં અનાજનો ઢગલો એક તરફ અને છાલાં–છોતરાંનો ઢગ બીજી તરફ વળે છે; તેમ ભગવાન પણ સારા નરસાને નોખા પાડી લે છે. ધર્મમાર્ગમાં અભિમાન આવતાં ભલભલાને પણ ગુલાંટ ખાવી પડે છે; કારણકે ભગવાન દર્પહારી યાને મદ ઉતારનાર છે.

**પ્રશ્ન**—ભગવાનની દયા કેવી રીતે મળે ?

**ઉત્તર**—પોતાનું જીવન તપાસતા રહેવાથી અને દંભરહિત સરલ બનાવવાથી એનો અનુભવ થાય. બીજાના જીવન પરથી તે ન સમજાય. અનેક ઘટનાઓમાં કંઇક કંઇક અનુભવ તો સહેજે મળે છે, કેમકે તેમાં પણ ભગવાનની જે ઇચ્છા અને દયા રહેલી હોય છે તે વધારે ઊંડો વિચાર કરવાથી સહેજે સમજી શકાય છે. સુખના સમયમાં તેની દયા એક પ્રકારની હોય છે અને દુઃખના સમયની શાંતિકારી હોય છે.

## બૌદ્ધશાસ્ત્ર યોગમૂલક છે.

બૌદ્ધશાસ્ત્રો બધાંજ યોગના પાયા પર રચાયલાં છે. અથર્વવેદમાં યોગનો ઉપદેશ અધિક પ્રમાણમાં મળી આવે છે. સઘળાં

તંત્રો તાપનિશ્રુતિમાં સમાયલાં છે. બૌદ્ધોની ઉપાસનાપ્રણાલી તંત્રમૂલક છે યાને તંત્રના પાયા પર રચાયલી છે. નિર્વાણ, એ તંત્રનો ઉદ્દેશ છે. એટલા માટેજ એને બૌદ્ધશાસ્ત્ર કહેવામાં આવે છે. જ્યારે બૌદ્ધોની સાથે બ્રાહ્મણોનો વિવાદ ચાલતો હતો, ત્યારે પુરાણોમાં એવી જાતનાં વચનો પ્રક્ષિપ્ત થયાં છે યાને ઘુસાડી દેવાયાં છે. દાખલા તરીકે દેવી ભાગવતમાં કહેવાયું છે કે, કલિયુગના પ્રભાવે જે બધા બ્રાહ્મણો પતિત થયા છે, તેમને માટે મહાદેવજીએ તંત્રોની સૃષ્ટિ રચી છે.

**પ્રશ્ન**—આંતરશુદ્ધિનો ઉપાય શું ?

**ઉત્તર**—પ્રત્યેક શ્વાસપ્રશ્વાસે ઇષ્ટજપ શ્રદ્ધાભક્તિપૂર્વક કરવાથી અંતર શુદ્ધ અને સાત્ત્વિક થઇ શકે છે. જુઓ, શ્વાસપ્રશ્વાસથીજ દેહનું રક્ષણ થાય છે. શ્વાસપ્રશ્વાસની અસર દેહના પ્રત્યેક પરમાણુ પર થાય છે. લોહી પણ શ્વાસપ્રશ્વાસની વિશુદ્ધ બને છે. ટૂંકામાં કહીએ તો દેહનાં ક્ષય, વૃદ્ધિ અને સ્થિતિ આ શ્વાસપ્રશ્વાસની ક્રિયા પર આધાર રાખે છે. એ શ્વાસપ્રશ્વાસની ક્રિયા સાથે ઇષ્ટસ્મરણ જ્યારે ગૂંથાઇ જાય–યાને પ્રત્યેક શ્વાસપ્રશ્વાસની સાથે ઇષ્ટજપ ચાલ્યા કરે, ત્યારે શ્વાસપ્રશ્વાસની અસર સમગ્ર શરીર પર થાય છે, તેમ જપની અસર સૂક્ષ્મ શરીરના પ્રત્યેક પરમાણુ પર થાય છે અને ક્રમે ક્રમે તે પણ ઇષ્ટમય થઇ જાય છે. એમ થયા પછી એવા મનુષ્યથી કેવળ સાત્ત્વિક કર્મોજ થતાં રહે છે.

જ્યારે ઊંડા હ્રદયથી ઇષ્ટસ્મરણ અખંડિતપણે થઇ શકે છે, ત્યારે અસ્થિ, માંસ અને રક્તમાં પણ નામની છાપ પડી રહે છે. મુસલમાનોના ધર્મપુસ્તકમાં એક ફકીરના સંબંધમાં લખાયલું છે કે, જ્યારે જ્યારે તેને લોહી નીકળતું ત્યારે ત્યારે તેના

લોહીના પ્રત્યેક કણમાં "અન-અલ-હક" એ શબ્દ જોવા મળતો હતો. (એ ફકીર સાહેબ એ નામનો જપ કરતા હતા. એ નામનો અર્થ આપણાં શાસ્ત્રોમાંના 'सोऽहम्' શબ્દને મળતો છે.)

**પ્રશ્ન**—આજકાલ અનેક પુસ્તકોમાં યોગાભ્યાસની સમસ્ત પ્રણાલી છપાયલી જોવામાં આવે છે, તે ધ્યાનમાં રાખીને તે મુજબ યોગાભ્યાસ કરવાથી તેવો લાભ થાય કે નહિ ?

**ઉત્તર**—લાભ કેવો ! પુસ્તકો જોઇને યોગાભ્યાસ કરવા જતાં તો ભયાનક પરિણામ આવે છે. અનેક જણ એ પ્રમાણે કરવા જતાં સારણ, કોઢ, મધુપ્રમેહ, મસ્તકપીડા ઇત્યાદિના ભોગ બની અથવા કોઇક વાર બીજા પ્રકારના તીવ્ર રોગમાં સપડાઈ દેહ છોડે છે. સાધનભજનની કોઇ પણ ક્રિયા અને તેનું કૌશલ્ય યાને રહસ્ય જાણ્યા વગર, માત્ર પુસ્તક પરથીજ પ્રયત્ન કરવા જેવો નથી; કેમકે લગભગ બધીજ ક્રિયાનો અનુષ્ઠાનવિધિ શાસ્ત્રકારો ખૂબ સંકેતમાં લખી ગયા છે, જેથી ક્રિયાનો અભ્યાસ કરવો હોય તો ક્રિયાકુશળ ગુરુ પાસે જઇને તેનું રહસ્ય સમજવું જોઇએ તથા પ્રણાલીપૂર્વક અભ્યાસ કરવો જોઇએ.

## મનુષ્યની સ્વાધીનતા દોરડે બાંધેલા પશુ જેવી છે.

મનુષ્યની સ્વાધીનતા અતિ અલ્પ છે. જેમ એક ગાયને ગળે દોરડું બાંધ્યું હોય, તો દોરડું જેટલું લાંબું હોય તેટલા સુધીજ તેનાથી હરીફરી શકાય છે, તેવીજ રીતે નેત્રોમાં જોવાની, કાનમાં સાંભળવાની અને નાકમાં સૂંઘવાની જે કાંઈ શક્તિ રહેલી છે તેના કરતાં વિશેષ કાર્ય કરવાની કોઈમાં શક્તિ નથી. માણસ પોતાના બાળકને જેટલા અને જેવા ભાવથી ચાહે છે તેવા ને તેટલા ભાવથી તે પારકાના બાળકને ચાહી શકતો નથી. હજારો કોશિશ કરવા છતાં પણ અંતરમાં તે તેવો ભાવ આણી શકાતો

નથી; તેથી કહેવાની મતલબ એ છે કે, મનુષ્ય બાંધેલા પશુના જેટલોજ અમુક હદ સુધીજ બહુ થોડોજ સ્વાધીન છે.

## દાન, દાતા અને દાનને પાત્ર

જે મનુષ્ય સદાસર્વદા યાચના કરતો ફરે છે, તે દાનને પાત્ર નથી. ભય, સ્નેહ, શરમ, માન, કુળ, મર્યાદા, બદલાની આશા– એવા ભાવોથી કરવામાં આવેલું દાન ખરૂં દાન–સાત્ત્વિક દાન નથી.

સ્વર્ગકામના, પાપમોચન તથા પરલોક માટે પુણ્યસંચય વગેરે હેતુથી કરાયલું દાન પણ સાત્ત્વિક નથી; તેમ જે દાન કર્યા પછી પસ્તાવો થાય તે તો તામસિક દાન હોવાથી નુકસાન કરે તોપણ આશ્ચર્ય નથી.

જેવી રીતે ખરી તરસ લાગતાં વ્યગ્રતાપૂર્વક પાણી પિવાય છે, તેવીજ રીતે જે સાત્ત્વિક દાતા હોય છે તે દાનપાત્ર વ્યક્તિને ભાળતાંજ વ્યગ્ર બની જાય છે અને સર્વસ્વ આપીને પણ તેનું દુઃખ દૂર કરી શકાતું હોય, તો તેમ કરવામાં પણ પાછી પાની કરતો નથી; તેમ દાન કર્યા પછી તેના આનંદની સીમા રહેતી નથી. ઉચ્ચ વૃત્તિના બ્રાહ્મણનું એવાજ એક સર્વશ્રેષ્ઠ દાતા તરીકે મહાભારતમાં વર્ણન કરવામાં આવેલું છે.

વૈરાગ્ય ન ઊપજે ત્યાંસુધી નિયમપૂર્વકજ સમય ગુજારવો જોઇએ. કોઇ પણ કારણે એ બધા નિયમોમાં ખામી આવે એ ઉચિત નથી. સંસારમાં રહીને જે વ્યક્તિ સાધન ન કરી શકે, તે વ્યક્તિ બની શકે તેટલું કરે. બધાના રસ્તા એક હોતા નથી. કર્મમાત્રનો ત્યાગ કરી દેવો–સમ્યક્ પ્રકારે આત્મસમર્પણ કરી દેવું તેનુંજ નામ સંન્યાસ.

**પ્રશ્ન**—પુરુષાર્થ ક્યાં સુધી કામ આવે? સહાય ક્યારે લેવી પડે? અને કૃપા એટલે શું?

**ઉત્તર**—પદ્મા ને મેઘના જેવી પ્રચંડ અને વેગવાન નદીઓને પાર કરી જવી હોય, તો હોડીને ગુણ (સત્ત્વ, રજ અને તમ)રૂપી સઢ બાંધીને, નદીને સામે કાંઠે જયાં જવું હોય તે સ્થાનથી ઘણે આઘે પ્રવાહની ઊલટી દિશામાં લઇ જઈને, પછી તે સઢ છોડી નાખવા જોઇએ. આ ઠેકાણેજ પુરુષાર્થની સમાપ્તિ થઇ જાય છે. તે પછી તો ખલાસી (ગુરુ) પરજ આધાર રાખવો પડે છે. સશક્ત અને બાહોશ ખલાસી તે પછી સુકાન પકડીને બરાબર સાવચેત થઈ બેસે છે. હવે પછી કૃપારૂપી પવન સિવાય અન્ય ગતિજ નથી. પવન અનુકૂળ વહેવા માંડતાં કુશળ ખલાસી હલેસાં મારીને ઉતારૂઓ સહિત હોડીને સામે પાર સહીસલામત લઇ જાય છે.

## કળિના અધિકારનાં ઠેકાણાં

પરીક્ષિત રાજા જયારે કળિનો વધ કરવાને તત્પર થયા, ત્યારે કળિ કહેવા લાગ્યો કે, "મહારાજ! આપને જેણે પેદા કર્યા છે, તેણેજ મને પણ પેદા કર્યો છે. તો પછી મારો વધ કરવાનો તમને શો અધિકાર છે?" તે પછી તેણે પરીક્ષિત રાજા આગળ કેટલાંક સ્થાન પોતાના નિવાસ માટે માગ્યાં. તે પર પરીક્ષિત રાજાએ અનુમતિ આપી કે, "જે સ્થાનમાં જુગાર, સુરાપાન, વેશ્યાવૃત્તિ અને પ્રાણીહત્યા–એ ચાર અધર્મો પ્રવર્તતા હોય, ત્યાં જઇને તારે વાસ કરવો." કળિએ બીજાં પણ સ્થાન માગ્યાં; એટલે રાજાએ તેને અસત્ય, ગર્વ, કામના, હિંસા અને વૈરનાં સ્થાનક આપ્યાં. તેથી આપણે એ બધાં સ્થળોથી સાવધાન રહેવું જોઇએ.

## મહાપુરુષોની શક્તિસંચારણની પ્રણાલી

મહાપુરુષો ત્રણ પ્રકારે શક્તિનો સંચાર કરે છે. દૃષ્ટિદ્વારા, સ્પર્શદ્વારા ને ધ્યાનદ્વારા. દૃષ્ટિદ્વારા શક્તિસંચારનું ઉદાહરણ માછલું છે.માછલી ઇંડુ મૂકયા પછી તે ઈંડાને સર્વદા પોતાની દૃષ્ટિમાં

ાખે છે અને એજ દૃષ્ટિશક્તિ ઈંડામાં સંચારિત થઈને તે ઈંડુ
ટે છે ને અંદરથી માછલું નીકળે છે. સ્પર્શશક્તિનું ઉદાહરણ પક્ષી
ા. પક્ષી ઈંડુ મૂકયા પછી તેનું સેવન કરે છે. પક્ષીના સ્પર્શથી
ંડામાં શક્તિનો સંચાર થાય છે અને તે ફૂટે છે. ધ્યાનનું ઉદા-
.રણ કાચબો છે. કાચબી ઈંડુ મૂકીને માટી તળે દાબી દે છે અને
.છી ત્યાંથી ચાલી જાય છે; પરંતુ મનમાં તે તેનું સ્મરણ કર્યા
રે છે. એ ધ્યાનશક્તિ દ્વારા કાચબીનું ઈંડું ફૂટે છે ને તેમાંથી
ાચ્ચું નીકળે છે.

**પ્રશ્ન**—જેટલો વખત હું બ્રાહ્મોસમાજમાં હતો, તેટલો વખત
ાનમાં જે એક પ્રકારની તેજસ્વિતા, સત્યાનુરાગ, ઉત્કર્ષ ઈત્યાદિ
વિવિધ વિષયમાં જે એક જાતની સુંદર અવસ્થા હતી, તે આજ-
ાલ રહી નથી; તો શું સાધન ગ્રહણ કરવાથી મારી અવનતિ
ા થઈ નહિ હોય ?

**ઉત્તર**—આ સાધનમાર્ગમાં જેટલા લોકો આવે છે, તે બધાય-
ી એ અવસ્થા થાય છે. ' બધી બાબતોનો હું કર્તા છું, મારી
તતને હું ઉન્નત કરી શકું છું, અવનત પણ હુંજ કરી શકું છું"
એવી જાતનું જે અભિમાન હોય છે, તેનો નાશ થવા માટે એમ
ાવાની જરૂર રહે છે. પરમ પદાર્થને પામવા માટે જે સાધના,
ાક્તિ અને યોગ્યતા જોઈએ, તે જોતાં મનુષ્ય પોતે કંઈજ નથી,
એજ વાત બરાબર સમજાવી જોઈએ; નહિ તો ખરી ઉન્નતિ થઈ
ાકતી નથી. ગીતાજીમાં શ્રીકૃષ્ણે અર્જુનને સંગ્રામ કરવાનું કહ્યું
ે; એવો સંગ્રામ સાધકમાત્રના જીવનમાં એક યા બીજા પ્રકાર-
ા જરૂર આવે છે. જાતજાતનાં પ્રલોભનોમાંથી પસાર થતાં થતાં
ાાધકને એ સંગ્રામ કરવો પડે છે. તેમાં કયારેક જય તો કયારેક
ારાજય મળે છે. એવા વિષમ સંગ્રામમાં બહુ દિવસ વિતાવવા
ાડે છે. એ સંગ્રામના સમયમાં ગુરુમંત્ર અને ઇષ્ટમાં શ્રદ્ધાનો

આશરો લઇ, અત્યંત ધીરજપૂર્વક રિપુઓને જીતવાની જરૂર છે. આ સંગ્રામનો સમય આવતાં અનેક જણ સાધનમાં અવિશ્વાસી બનીને નાસ્તિક થઇ જાય છે. સાધકના જીવનમાં આવી ભયાનક અવસ્થા બીજી નથી. એ સંગ્રામમાં જેઓ પ્રાપ્ત સાધના ત્યજી દે છે, તેમને ઇષ્ટસિદ્ધિ મળતાં વિલંબ લાગે છે, અનેક ભોગમાં પડવું પડે છે અને જેઓ હૃદયપૂર્વક એ સંગ્રામ ખેલી શકે છે, તેમનો સંગ્રામ શીઘ્ર પૂરો થાય છે. જેની જેવી પ્રકૃતિ હોય છે, તે તેવી જાતનું યુદ્ધ કરે છે. જેનામાં રજોગુણ વધારે હોય છે, તેને અધિક સમય યુદ્ધ કરવું પડે છે. એ સંગ્રામમાં સર્વને પરાજિત થવું પડે છે. એમ પરાજિત થતાં થતાં જ્યારે કુટાઇ-છુંદાઇને ચૂર્ણવિચૂર્ણ બને છે, ત્યારે સાધકને સમજાય છે કે, તેનામાં શત્રુ સામે ઝૂઝવા જેટલી શક્તિ નથી અને બધી બાબત-માં તે અત્યંત હીન છે; અને પોતાના પુરુષાર્થ વડે જીવન ઉન્નત કરી, પરમ પદાર્થ પામવાને તે કેવળ અસમર્થ છે. આ પ્રમાણે જ્યારે તે પોતાને સાવ હીન અને અશક્ત સમજીને અન્ય કોઇ શક્તિનો આશ્રય ગ્રહણ કરે છે, ત્યારેજ તે ખરી ભક્તિને પંથે ચઢે છે અને પછી તેને પોતાને કોઈ પ્રકારનો પ્રયત્ન, ઇચ્છા કે સ્વાધીનતા રહેતી નથી. સર્વ કંઈ શ્રીહરિજ કરે છે; એમ તે હવે સ્પષ્ટ રીતે સમજી અને જોઇ શકે છે.

સંગ્રામની કથા ગીતાજીના કર્મયોગમાં આવે છે અને તે પછીજ ભક્તિયોગનો વિષય આવે છે. એ ભક્તિયોગ આરં-ભાયા પછી ભક્ત ક્રમે ક્રમે દરેક અને બધી બાબતમાં ભગવાન-નો હાથ રહેલો પ્રત્યક્ષ અનુભવે છે, ત્યારેજ પછી વિવિધ આશ્ચર્યજનક તત્ત્વો તેની આગળ પ્રકાશિત થાય છે. એ અવ-સ્થાને ગીતામાં જ્ઞાનયોગ કહી વર્ણવી છે. મતલબ કે, સંગ્રામ કર્યે જવો; કેમકે જીવનમાં એવી સંગ્રામની સ્થિતિ આવવી એ

પણ કાંઇ સહેલ નથી. અનેકાનેક ઉપરચોટિયા સાધકોના જીવન-માં એ સંગ્રામનો પ્રસંગજ આવવા પામતો નથી. એવો પ્રસંગ આવતાંજ સમજી લેવું કે, હવેજ ધર્મજીવનનો ખરો આરંભ થયો છે. આ જાતના સાધનમાર્ગમાં જેટલા લોકો છે, તેમાંના કોઇને પણ એ સંગ્રામ કર્યા વિના ચાલે તેમ નથી. બધાયને સર્વ પ્રકારના રિપુઓ આગળ પરાજય પામ્યાની કબૂલાત કર્યેજ છૂટકો છે. પોતાની સ્વાભાવિક અવસ્થામાંજ એ પ્રસંગે ઊભા રહેવું પડે છે. એ વખતે " હે દીનબંધુ, પતિતપાવન" એમ કહીને પોકાર કર્યા વગર બીજી ગતિજ નથી. પોતાની દીનહીન અવસ્થાનો અનુભવ કર્યા પછી ભગવાનના નામનો ઊંડા હૃદય-થીજ પોકાર કરાય છે; એટલે તે પોકાર તરતજ સ્વીકારી પૂરો કરાય છે યાને ભગવાનની સહાય શીઘ્ર આવી મળે છે.

**પ્રશ્ન**—સંસારમાં રહીને મનને એકાગ્ર કેવી રીતે કરી શકાય ? કોને એકાગ્રતા સિદ્ધ થાય ?

**ઉત્તર**—મન અંતર્મુખ થયા વગર તો એકાગ્ર બનેજ નહિ. સ્મરણ, કીર્તન, જપ-એ બધાથી મન અંતર્મુખ થાય છે. સમીપ-માં કોઇ ન હોય તોજ એકાગ્ર થઇ શકાય એવું નથી. મનરૂપી ઘોડો ફૂંફૂં કરતો ઘૂમ્યે જાય છે. નિર્જન સ્થાનમાં હો કે ઘરનાં દ્વાર બંધ કરીને એકાંતમાં એકલા બેસો, અથવા તો સર્વ સંગનો ત્યાગ કરીને અરણ્યમાં જઇને રહો, એથી એકાંતવાસ થાય તો ખરો, પરંતુ એકાગ્રતા માટે મૂળ વાત તો એજ છે કે, મન અંતર્મુખ બનવું જોઇએ. બાકી નિર્જન વાસમાં પણ મન બાહ્ય વિચારમાં ભટકતું હોય તો એકાગ્રતા સિદ્ધ થતી નથી. એક ફકીર મારા જોવામાં આવ્યો હતો. તે ભરબજારમાં બેસી રહેતો અને બેઠો બેઠો ત્યાં ધ્યાન ધર્યા કરતો કિંવા જપ કર્યા કરતો. તે જોઇ મેં તેને સવાલ કર્યો કે, "આપ આવા કોલાહલ વચ્ચે શા માટે

રહો છો ?" તેણે જણાવ્યું કે, "આવા કોલાહલમાં પણ મન એકાગ્ર થાય, તોજ એકાગ્રતા બરાબર સિદ્ધ થઇ ગણાય."

**પ્રશ્ન**—જો નામ પ્રત્યે આસક્તિ થાય તો ?

**ઉત્તર**—હાં, એમ થવાની તો જરૂરજ છે. અસત્ વિષય યાને જેનું અસ્તિત્વજ નથી અને જે અનિત્ય છે, તેમાં આસક્તિ રાખવી નહિ; અને જે સત્ય વિષય છે તેમાં તો આસક્તિ કરવીજ રહી અને તે થાયજ.

**પ્રશ્ન**—યોગ સિદ્ધ કરવાને કયા નિયમપૂર્વક ચાલવું જોઇએ?

**ઉત્તર**—વીર્યનું ધારણ અને સત્યની રક્ષા ન થાય તો યોગ-લાભ થતો નથી. કલ્પના પણ સત્યમયી હોવાની જરૂર છે. વીર્ય-ધારણ એ જેવી રીતે શરીર, મન અને આત્માની રક્ષાનું એક સાધન છે, તેવીજ રીતે સત્યપાલન પણ શરીર, મન અને આત્મા-ની રક્ષાનું આવશ્યક સાધન છે. વૃથા વિચારોથી વિશેષ હાનિ થાય છે. ભગવદ્ વિચારથી અંતઃકરણની અને મગજની શક્તિ બહુ વધે છે; ત્યારે વૃથા વિચારોથી શક્તિનો ક્ષય થાય છે. મિથ્યા ભાષણ કરવું એ જેમ પાપ છે, તેમ મિથ્યા કલ્પના કરવી એ પણ પાપ છે. જેમને યોગના માર્ગે ચાલવું હોય, તેમણે બધાયે સત્યની સાથે યોગ રાખવોજ જોઇએ. અસાર નાટક, નવલકથા ઇત્યાદિનો યોગશાસ્ત્રમાં નિષેધ કરેલો છે.

## ભગવાનને વશ કરવાનો સહેલો ઉપાય

ગાયને દોરડે બાંધીને ઘસડી જવા માગતાં તે અનિચ્છા-પૂર્વક જરા તરા ચાલે છે; પરંતુ જ્યાં તેના વાછરડાને ઊંચકી ચાલવા માંડીએ કે તે પોતાની મેળેજ 'હુંબા' 'હુંબા' કરતી પાછળ પાછળ ચાલી આવે છે. તેવીજ રીતે મનુષ્ય ભગવાનને ઓળખતો હોતો નથી, તેથીજ તેની ભક્તિ તે કરી શકતો નથી;

પણ જો તે ભગવાનના ભક્તને શોધી ઓળખીને તેની પૂજા કરે છે તો ભક્તનો સદ્ભાવ અને દયાવૃત્તિ જાગવાથી ભગવાનની પણ તેને ઓળખાણ અને ઉદારતા પ્રાપ્ત થાય છે.

## સાધકને માટે અહંકાર જેવો અન્ય શત્રુ નથી.

જયાંસુધી અહંભાવ કાયમ છે, ત્યાંસુધી માથા પર ભારે બોજો રહ્યો છે. ભગવાન દર્પહારી હોવાથી સહેજ પણ અહંકાર થતાં લપડાક ચોઢી કાઢે છે અને એટલેથી સમજી જાઓ તો ઠીક, નહિ તો પછી એવી દુર્ગતિ થાય છે કે પછી પત્તોજ ન લાગે.

"સાધનભજન મેં કર્યું છે, તેથી મને આવી આવી અવસ્થા પ્રાપ્ત થઇ છે, મારી આટઆટલી ઉન્નતિ થઇ છે" એવો અહંકાર આવે છે, તોપણ ઊગરી શકાતું નથી લક્ષ્મણજી રોજ સીતાજીને પગે લાગતા હતા, એ પરથી શું એમ સમજવાનું છે કે, તેઓ બીજા કોઇને પગે લાગતા નહિ ? તેઓ વડીલો અને ગુરુજનો વગેરેને નમસ્કાર કરતા હતા—અર્થાત ઉન્નત થવા ઇચ્છનારે પશુ, પંખી, કીટ પંતગ, વૃક્ષલતા—સર્વને નમતા રહેવું જોઇએ. એથી સહેલાઇથી કૃતકાર્ય થઇ જવાશે.

સ્ત્રીજન માત્રને માતાતુલ્ય ભાવે નીરખવી જોઇએ; સ્ત્રીમાત્રમાં જગદંબાને નીરખી તેને પ્રણામ કરો. સમસ્ત નરનારીમાં જો એ આનંદમયી જગદંબાને અને પરમ પિતાને નીરખતા થાઓ ને પછી કોઈ પણ સ્ત્રીને જોતાં તેને એવાજ ભાવથી ચાહી શકો, તો તેજ દેવી છે, દેવી છે, દેવી છે ! એને એવા ભાવે પ્રણામ કરવાથી પાપ માત્ર દૂર થઈ જઇ ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય છે. ચંડીદાસને ધોબણ પર માતૃભાવ રાખવાથી સિદ્ધિ મળી, તેમાં લોકો જે દોષારોપણ કરે છે તે મિથ્યા વાત છે. નારી પ્રતિ કુદૃષ્ટિ કરનારનું તો મરણ થાય એજ સારૂં.

**પ્રશ્ન**—ઈશ્વરનો આદેશ કેવી રીતે સમજી શકાય ?

**ઉત્તર**—વીસ વર્ષે કોઇ ખાસ મિત્ર ઓચિંતો આવીને આપણું નામ દઇ બોલાવે છે, તો તેનો સાદ આપણે કેવી રીતે પિછાની શકીએ છીએ ? એનો ખુલાસો આપણે કદી કરી શકીએ તેમ નથી, તેમજ ઇશ્વરનો આદેશ કેવી રીતે જાણી શકાય છે, તે પણ કહી બતાવાય તેમ નથી.

**પ્રશ્ન**—કેટલાક વૈષ્ણવોમાં બે ગુરુ કરવાનો ચાલ કેમ છે ?

**ઉત્તર**—શ્રીચૈતન્ય મહાપ્રભુએ શ્રીપાદ ઇશ્વરપુરી પાસે દીક્ષા લીધી હતી, પણ શિક્ષણ મેળવ્યું હતું રામાનંદની પાસે. દીક્ષા પછી ઇશ્વરપુરીનો મેળાપ સરખો થયો નહોતો. જાતિ–અભિમાન ટાળવા માટે શ્રીમહાપ્રભુએ તે શૂદ્ર જાતિવાળા રામાનંદજી પાચે શિક્ષણ લીધું હતું; અને મહાપ્રભુ પાસે કોઇ બ્રાહ્મણ શિક્ષણ લેવા જતો, તો તેઓશ્રી તેને રાય રામાનંદની પાસેજ મોકલી આપતા. આથીજ ગૌડીય વૈષ્ણવોમાં દીક્ષાગુરુ અને શિક્ષાગુરુના ભેદથી બે ગુરુ કરવાની પ્રથા પ્રચલિત થઇ છે.

અભિમાન પણ શું સહેજે જતું રહે છે ? ના, જનસેવા દ્વારાજ એના પર જય મેળવી શકાય છે. સંસારમાં તમને જેઓ નીચ અથવા દીનદુઃખી લગતા હોય તેમનીજ સેવા તમારે ઉઠાવવી જોઇએ.

**પ્રશ્ન**—ખરી સેવા કોને કહેવી ?

**ઉત્તર**—જેવી રીતે પોતાને જેની જરૂર પડે છે તે પૂર્ણ કરવાની ઇચ્છા આપોઆપ થાય છે, તેવીજ રીતે બીજાની જરૂર જાણમાં આવતાં તે પણ પૂર્ણ કરવાની વ્યાકુળતા આપણા મનમાં પ્રગટે તેનુંજ નામ સાચો સેવાભાવ. માતા બાળકની સેવા એજ ભાવે કરે છે. બાળકને કશાની જરૂર જણાતાં માતાનું ચિત્ત

વ્યાકુળ બની જાય છે; એનું જ નામ સાચો સેવાભાવ છે. બાકી અંદરખાને લાગણી નહિ છતાં દેખાદેખી કે શરમાશરમીથી કાંઇ આપો કે કોઇ રીતે સહાયભૂત થાઓ, તેને સેવા કહી શકાય નહિ.

શ્રીગૌરાંગ પ્રભુએ કહ્યું છે કે, "કલિયુગમાં અનેક મનુષ્યો (બીજાઓમાં ભક્ત કહેવાવા અથવા હલકી વાસનાના હેતુથી) નાચીકૂદીને નરકમાં જશે." અંતરના સાત્ત્વિક ભાવો માટે સાધકોએ સાવચેતી રાખવાની છે. બીજાંઓને તે દેખાડવાથી હાનિ થાય છે.

**પ્રશ્ન**—શંકરાચાર્યે રાધાકૃષ્ણનું સ્તોત્ર રચ્યું છે શું ? કયા પ્રામાણિક ગ્રંથમાં તેનો ઉલ્લેખ છે ?

**ઉત્તર**—શ્રીશંકરાચાર્યે તેમના શિષ્યોને એક દહાડો કહ્યું કે, "તમારે કંઇ જિજ્ઞાસા કરવી હોય તો કરો." એટલે શિષ્યોએ વિનંતિ કરી કે, "અમને ભક્તિ પ્રાપ્ત થતી નથી. તેની પ્રાપ્તિનો ઉપાય શો છે તે કહો." એ પરથી શ્રીશંકરાચાર્યજી બોલ્યા કે, "સગુણ ઉપાસના વગર ભકિત સાધ્ય થતી નથી." તે પછી તેઓશ્રીએ શારદામઠ, જ્યોતિર્મંઠ, ગોવર્ધનમઠ અને શૃંગેરી મઠ—ઇત્યાદિ મઠોની સ્થાપના કરી. હવે બધાંને એકજ જાતની સગુણ ઉપાસના રુચતી આવતી નથી. કોઇને શકિતની ઉપાસના તો કોઇને વિષ્ણુની ઉપાસના, તો બીજાં કોઇને વળી શિવજીની ઉપાસના રુચે છે. તે જાણી જઇને શ્રીશંકરાચાર્યે તે વખતે વિવિધ સ્તવ–સ્તોત્રોની રચના કરી હતી. રાધાકૃષ્ણનું સ્તોત્ર પણ તેમણે તેજ વખતે રચ્યું હતું. 'શંકર દિગ્વિજય' નામના ગ્રંથમાં એ બધાંજ સ્તોત્રો આપેલાં છે. આ દેશમાં 'શંકરવિજય' અત્યારે પ્રચલિત છે, છતાં અનેક જણને 'શંકર દિગ્વિજય'ની વાતની ખબર સરખી નથી.

## શૂન્ય સમાધિ અને તેની નિરર્થકતા

આસન અને પ્રાણાયામાદિ સ્થૂળ સાધનોથી શરીર સ્વસ્થ રહે છે અને મન એકાગ્ર બને છે. એ રીતે એકાગ્રતાનો અભ્યાસ કરતાં કરતાં મનનો નિરોધ થઇ જે સમાધિ થાય છે, તેને શૂન્ય સમાધિ કહે છે. એવા પ્રકારની શૂન્ય સમાધિમાં હજાર વરસ ગાળ્યા છતાં કંઇજ લાભ થતો નથી. એ સંબંધમાં યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે, એક પ્રસંગે શ્રીવશિષ્ઠ ગુરુ શ્રીરામચંદ્રજીને સાથે લઇને વનવિહાર માટે નગર બહાર નીકળ્યા. તે વખતે એક ગાઢ જંગલમાં એક છોકરીને સમાધિસ્થ થયેલી જોઇને શ્રીરામચંદ્રજીને વિસ્મય થયું અને તે તેમણે વસિષ્ઠગુરુ આગળ કહી બતાવ્યું. તે છોકરી એક મોટા વડના ઝાડના મૂળથી એવી તો જકડાઇ ગઈ હતી, કે તે જોતાંજ સહેજે ખ્યાલ આવે કે આ સમાધિની અવસ્થામાં તે ઘણા લાંબા કાળથી હોવી જોઇએ. શ્રીરામચંદ્રને વિસ્મિત થતા જોઇને વસિષ્ઠગુરુએ એક પ્રક્રિયા કરતાં કરતાં ત્રણ વખત તે બાલિકાના અંગ પર હાથ ફેરવતાંમાંજ, તે છોકરી ઝાડના પાશમાંથી પોતાના અંગને છોડવીને ઊભી થઇ ગઇ ને અનુગ્રહ માટે પ્રાર્થના કરતી મસ્તક નીચું નમાવવા લાગી. એ જોઇને તો રામચંદ્રજી અવાકજ બની ગયા. એટલે વસિષ્ઠદેવે કહ્યું કે, “આ સ્થાને ઘણાં વર્ષ ઉપર એક રાજમહેલ હતો. ત્યાં આગળ રાજ-પરિવારને પોતાના તમાશા દેખાડવાને કેટલાક નટો એક છોકરીને સાથે લઇને આવ્યા. બીજી કેટલીક ક્રિયાઓ દેખાડયા પછી આ બાલિકા સમાધિવશ થઇને અધ્ધર આકાશમાં ચઢી બતાવવાનું કૌશલ્ય દેખાડવા ગઇ. તે અધ્ધર ઊંચે ચઢી તો ખરી, પણ બહુ વાર થયા છતાં તે અધ્ધરને અધ્ધર રહી ગઈ. કંઇ કરતાં પણ તે ભૂતળ પર ફરીને ઊતરી શકી નહિ. એટલે સાથેનાં બધાં માણસો કહેવા લાગ્યાં કે, એ છોકરી નીચે ઊતરવાની પ્રક્રિયા વીસરી ગઇ

છે, અમને પણ તે આવડતી નથી; તેથી તેને નીચે ઉતારવાનું અમારે માટે પણ શક્ય નથી. તથાપિ ફિકર કરવા જેવું કાંઇ નથી, કેમકે જ્યાંસુધી તેની આવી અવસ્થા રહેશે ત્યાંસુધી ભૂખ-તરસ એના દેહને પીડી શકશે નહિ. એમ કહીને સંઘનાં માણસો તો ચાલ્યાં ગયાં. પછી ત્યાંના રાજાએ દયાવશ બનીને તે છોકરી-ના આસન નીચે ઠેઠ ઊંચે સુધી એક ચોતરો ચણાવ્યો ને તેના પર એક વડનું ઝાડ પણ રોપાવ્યું. અત્યારે એ રાજાયે નથી અને તેની રાજનગરી પણ ઉજ્જડ થઇને ઘોર અરણ્ય બની ગઇ છે, તેમ તેણે રોપાવેલું વડનું ઝાડ પણ અત્યારે જબરજસ્ત મોટું વધી ગયું છે; પરંતુ કાળના એ સપાટામાં પણ આ છોકરીનું શરીર પહેલાં જેવું હતું તેવું ને તેવુંજ અત્યારે પણ છે; છતાં આશ્ચર્યની વાત તો એ છે કે, એનો માનસિક ભાવ બરાબર પહેલાંના જેવોજ કાયમ ટકી રહ્યો છે. તેથીજ એણે મારી પાસે અનુગ્રહ માટે પ્રાર્થના કરી. ”

આ પ્રમાણે બાહ્ય પ્રક્રિયાદ્વારા જે સમાધિ પ્રાપ્ત થાય છે, તેની કંઇ કિંમત નથી. અધ્યાત્મયોગથી યાને જીવાત્માનો પર-માત્માની સાથે સંયોગ થવારૂપે જે સમાધિ થાય છે, તેનાથીજ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ઇષ્ટકૃપા વિના એવી સમાધિ થતી નથી.

## બાહ્ય પ્રક્રિયાદ્વારા અને ઈશકૃપાથી થયેલી અવસ્થા વચ્ચેનો ભેદ

ગુરુ નાનક એક વખતે પોતાના શિષ્યો સહિત રામેશ્વરની યાત્રાએ ગયા, ત્યારે સીધા મંદિરમાં ન જતાં સમુદ્રને કાંઠે બેઠા. એ વખતે ત્રણ હઠયોગીઓએ ત્યાં જઇને ગુરુ નાનકને વંદન કર્યું. તેઓ ગુરુનાનકના પ્રભાવની વાત જાણતા હતા. થોડોક સદા-લાપ ચાલ્યા પછી તેમણે નાનકજીને પૂછ્યું કે, “ શ્રીરામેશ્વરનાં

દર્શન કરવામાં આવડો વિલંબ શાને કરો છો ? ” તેના જવાબ-માં નાનક ગુરુએ જણાવ્યું કે, “ આટલા બધાને લઇને સમુદ્ર-પાર કેવી રીતે જઇ શકું તેનાજ વિચારમાં છું. શ્રીરામેશ્વર દેવ-ની કૃપા કોઇ દહાડો થાય તો તે જાણે. ” એ સાંભળીને તે ત્રણે યોગીઓ બોલ્યા કે, “ એ વળી કેવું ? આપ આવડા મોટા મહાત્મા થઇને સમુદ્રપાર જઈ શકતા નથી, તો આટલા દહાડા કેવું યોગશિક્ષણ મેળવ્યું ? ” એમ કહીને તે ત્રણે જણા એકાદ પ્રક્રિયાદ્વારા અધ્ધર આકાશમાં ચઢીને સમુદ્રપાર જવા લાગ્યા; પરંતુ સામે પાર પહોંચીને તેઓ જુએ છે તો ગુરુ નાનકદેવ પણ પોતાના શિષ્યો સહિત ત્યાં સામે પાર બેઠેલા છે. તે જોઇને તેમને અતિશય આશ્ચર્ય ઊપજ્યું ને આશ્ચર્યચકિત દશામાંજ તેમણે શ્રીનાનકજીને જિજ્ઞાસા કરી કે, “ મહારાજ ! આટલા બધા માણસોને લઇને આટલા જલદી આપ આ પારે કેવી રીતે આવ્યા ? ” ગુરુ નાનકે ઉત્તર આપતાં કહ્યું કે, “ શ્રીરામેશ્વર-દેવ કૃપા કરીને અમને આ પાર રાખી ગયા છે; બાકી મને પોતાને તો કૌશલ્ય નામની પણ ખબર નથી. હું તો મારે ભગવાનની કૃપા ઉપરજ આધાર રાખું છું.” આ બધું જોઇ સાંભળી એ ત્રણે યોગીઓને પોતાની દુર્ગતિ સારી પેઠે સમજાઈ ગઈ તથા આટલા દહાડા તેમણે ધર્મને નામે જે સઘળો પરિશ્રમ ઉઠાવ્યો હતો તે બધોજ વ્યર્થ જાણી ગુરુ નાનકના શિષ્ય થયા.

## સ્ત્રીજાતિને સન્માન આપવાનું શીખ્યા વગર આ દેશનું શ્રેય નથી થવાનું.

સ્ત્રીઓ અને પુરુષોએ એક ઠેકાણે રહેવામાં સદા સાવધાન રહેવું જરૂરી છે; કદાપિ ગાઢ સહવાસમાં રહેવું ઉચિત નથી. સ્ત્રીજાતિનું જેટલું સન્માન કરશો, તેટલાજ પોતે પવિત્ર રહી

શકશો. જેનું સન્માન કરતા હોઇએ તેના પ્રત્યે કુદૃષ્ટિ કરી શકાતી-જ નથી. બંગાળામાં તો સ્ત્રીજાતિનું સન્માન કરવું, એ જાણે એક ઉપહાસનો વિષય થઇ પડ્યો છે. બાબુઓને જો કહેવામાં આવે છે કે, સ્ત્રીજાતિનું સન્માન કરો, તો તેઓ હો હો કરી હસવા લાગે છે.

ઉત્તર અને પશ્ચિમ તરફના પ્રદેશોમાં સ્ત્રીજાતિપ્રતિ સન્માન-ની લાગણી છે. દક્ષિણી લોકોમાં નારીજાતિનું સન્માન વિશેષ હોવાથી તેમનામાં વીરપુરુષો પાકે છે. અંગ્રેજો જગતમાં પ્રધાન જાતિ થઈ પડી છે, તેનું કારણ પણ નારીજાતિ પ્રત્યેનું તેમનું સન્માન છે. પુરાણોમાં કથાયું છે કે, જ્યાં નારીજાતિનું સન્માન થાય છે ત્યાં લક્ષ્મીનારાયણની હાજરી હોય છે. વળી, **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।** તે મુજબ અંગ્રેજ પ્રજામાં અત્યારે લક્ષ્મીનારાયણ બિરાજે છે.

નારીજાતિનું સન્માન કરાવુંજ જોઇએ, નહિ તો દેશનું શ્રેય કશાથી થવાનું નથી. એક સતીના યાને દ્રૌપદી દેવીના અપમાનથી ભારતવર્ષ અત્યારે પણ બળી રહ્યો છે.

ગૃહસ્થ પુરુષે પત્નીને ભગવદ્ શક્તિ ગણીને તેની મર્યાદા રાખવી જોઇએ; તેમ પત્નીએ સ્વામીને નારાયણરૂપ સમજીને તેની સેવા–શુશ્રૂષા કરવી જોઈએ. જે સંસારમાં પતિપત્ની વચ્ચે એવો સંબંધ સ્થપાયો હોય છે, તે સંસારનું કદી પણ અમંગળ થતું નથી; ત્યારે જે સંસારમાં સ્ત્રીજનોની મર્યાદા જળવાતી નથી અને તેમને વારે વારે ધૂતકારી કાઢવામાં આવે છે, તે સંસારનું મંગળ કદી પણ થઇ શકતું નથી.

## પતિસેવા એજ નારીજાતિનું પ્રધાન કર્તવ્ય છે

પતિની પ્રત્યે અસદ્‌વ્યવહાર આચરનાર તથા પતિને હર-હમેશ કડવા શુકનોથી દુભવનાર સ્ત્રીને ઘોર યાતના ભોગવવી પડે

છે, એમ શાસ્ત્રકારોએ પોકારી પોકારીને ફરી ફરીથી કહ્યું છે. એ રોગનું એકજ ઓસડ છે અને તે એ કે, પતિના ચરણોમાં પડીને થયેલા અપરાધની તેની પાસે ક્ષમા માગવી. પતિ એ દેવતા છે, એ અત્યંત દુઃખદારિદ્ર્યમાં હોય તોપણ સ્ત્રીને માટે પૂજનીય છે. પતિએ પણ સ્ત્રીને ભગવત્‌શક્તિ ગણીને તેના પ્રત્યે સદા સદ્‌-વ્યવહાર અને સન્માનવૃત્તિ રાખવાં જોઇએ.

## પોતાના મતની પેઠે પરમતનું પણ સન્માન કરવું જોઈએ.

વિવેકબુદ્ધિ જો નિર્મળ હોય છે તો તે પોતાના મતની પેઠે પારકાના મતનું સન્માન કરી શકે છે. ભૂલ, ભ્રાંતિ અને ત્રુટિઓ તો બધામાં હોય છે; પણ કાળે કરીને તે ચાલી જાય છે. કેવળ પોતાનાજ મતની સાથે જેઓ મળતા આવે તેઓજ ઉત્તમ, એ મત અત્યંત અનુદાર છે. સત્ય હમેશાં ઉદાર હોય છે, અનુદાર કદી હોતું નથી.

## સંબંધ—દૈહિક અને આત્મિક

સંબંધ બે જાતનો હોય છે—દૈહિક અને આત્મિક. આત્મિક સંબંધ અતિ વિરલ હોય છે. જે બે આત્માઓનું એકજ લક્ષ્ય હોય છે, તેમની વચ્ચે આત્મિક સંબંધ હોય છે; જેમકે ભકત ભક્ત વચ્ચેનો સંબંધ.

શોક, મોહ એ દૈહિક સંબંધનાં પરિણામ છે, તેથીજ જે શોકમોહ થાય છે, તે અસ્થિર હોય છે. આત્મિક સંબંધમાં શોક-મોહને સ્થાન નથી, પરંતુ વિરહને અવકાશ છે. એ વિરહ આશા-જનક હોઈ સદાકાળ ટકવાવાળો નથી પણ પાછો મેળાપ સધાય છે. બહુ દૂર હોવા છતાં બંનેની વચ્ચે એક પ્રકારનું જોડાણ હોય છે, તેથી તેઓ સર્વદા એક મનવાળા રહે છે.

## મિત્રની આવશ્યકતા

અગાઉ સર્વ કોઈને બેએક મિત્ર તો રહેતાજ. બે જણના મત મળતા આવે તેનું નામ મિત્રતા નથી. અત્યારે સાચા મિત્રો દુર્લભ થઇ ગયા છે. મિત્ર મળવાની વાત તો દૂર રહી, પણ જેની આગળ મનના ઊભરા ખાલી કરી શકાય, એવા વિશ્વાસુ માણસો મળવા પણ દુર્લભ થઇ પડ્યા છે. વિશ્વાસ કરીને આગળ આપણે અતિ એકાંતમાં વાત કરીએ છીએ તે થોડીજ મુદતમાં હાટેબજારે સંભળાતી જણાય છે અને જ્યાં ત્યાં આપણી હાંસી થાય છે. એ કાળનું માહાત્મ્ય છે. પોતાના મનનું દુઃખ કોઇ આગળ કહી શકાય નહિ તો તેથી ક્રમે ક્રમે હૃદય કુટિલ થઇ જાય છે. કુટિલતા એ મહાપાપ છે. મનુષ્યથી કોઇ પણ જાતનું સાધનભજન ન થાય, અને પૂરેપૂરી હોય તો તેટલાથી પણ મુક્તિનો લાભ મળી શકે છે; કેમકે સરળહૃદયી માણસ સર્વદા સત્યવાદી હોય છે. કપટી માણસ હજારો યજ્ઞયાગ ને સાધનભજન કરવા છતાં પણ નરકગામી થાય છે. કપટી હૃદય હમેશાં અસત્ય ચાવે છે ને અસત્યજ વાગોળે છે—એટલે કે જ્યારે ત્યારે અસત્યજ બોલ્યા કરે છે. સાચા મિત્રને અભાવે આટલી બધી દુર્ગતિ થાય છે.

**પ્રશ્ન**—શોકનિવારણનો ઉપાય શો ?

**ઉત્તર**—જેને શોકાનુભાવ થયો હોતો નથી, તેને શોક એ શી વસ્તુ છે તેની સમજણ હોતી નથી. મહર્ષિ વસિષ્ઠ જેવા પણ પુત્રશોકથી વિહ્વળ બનીને પ્રાણત્યાગ કરવા તૈયાર થયા હતા. શોકથી શરીરમાં આગ ઊઠે છે, તેથીજ એને શોકાગ્નિ કહેવામ આવે છે. ભગવાન કાળસ્વરૂપ પણ છે. એ કાળ સર્જન કરે છે પાલન કરે છે અને નાશ પણ કરે છે. એ કાળજ દુઃખ દે છે તેમ શાંતિ પણ દે છે. શોકનું દુઃખ પણ કાળે કરીનેજ શાંત થાય છે. દુઃખની તીવ્રતા એકસરખી ટકી રહે તો પછી ઊગરવા વારે

ક્યાં રહે ? શોકની વેળાએ કોઇથી કશું થઇ શકતું નથી; તથાપિ કોઇ માણુસ દુઃખી માણુસને સંપૂર્ણ સહાનુભૂતિપૂર્વક મળે તો શોક કમી થાય છે. તે વખતે જેને માટે શોક કરતા હોઇએ તેના ગુણુજ ગાવા જોઇએ. દોષ કાઢીને તેના પ્રત્યે અશ્રદ્ધા પ્રગટાવી શોક ટાળવા ઇચ્છવું એ ભયંકર ભૂલ છે. ભગવાન બુદ્ધદેવની આગળ પુત્રશોકથી વિહ્વળ બનેલી એક વિધવા બાઇ આવી. તેને ઉદ્દેશીને તેઓશ્રીએ કહ્યું હતું કે, "જેઓ શોકથી પીડાતા હોય, તેમનાં આંસુ તારા હાથે લૂછી નાખ, એટલે તારો શોક શાંત થઇ જશે." વિષયોમાં પુરાઇ રહેવાથી શોક સહેજે મટતો નથી. એવી અવસ્થામાં તીર્થાટન કરવું ઉચિત છે. તીર્થયાત્રામાં સુયોગ્ય સ્થળો અને સાચા સાધુજનોનાં દર્શનસમાગમ કરવાથી લાભ થાય છે અને ઇચ્છા હોય તો મનનો મેલ પણ જાય છે. તીર્થયાત્રા અને સત્સંગની પેઠે સત્કથાના શ્રવણથી પણ શોક દૂર થાય છે.

## સર્વ પ્રત્યે સહાનુભૂતિ બતાવવી જોઇએ.

સર્વ કોઇની અવસ્થા તરફ સહાનુભૂતિ દેખાડવી જોઇએ. કોઈની સાવ વિપરીત અવસ્થા દેખાય, છતાં પણ તેના પ્રત્યે જે મનુષ્ય સહાનુભૂતિ દેખાડતો નથી, તે મનુષ્યકોટિનોજ નથી. ભગવાનના રાજ્યમાં કોઈ પણ બે પદાર્થ એકસરખા નથી; પરંતુ જુદાપણું છે તેથીજ તેઓ ટકી રહ્યા છે. એ વિવિધ વિચિત્રતા અને વિભિન્નતામાં એક સુંદર સુસંબદ્ધતા રહેલી ન જોઇ શકવાથીજ લોકો ગોટાળો કરે છે. બાગમાં જેમ ભાતભાતનાં વૃક્ષવેલાથી સુંદર શોભા થઇ રહે છે, તેમ સંસારમાં પણ વિભિન્ન વિભિન્ન લોકોને લીધે સુંદર શોભા આવે છે.

## દુર્ભિક્ષનું કારણ અને તેના નિવારણનો ઇલાજ

અત્યારને વખતે ઘનઘોર દુર્ભિક્ષ કહેતાં દુકાળ પ્રવર્તી રહ્યો

છે. અગાઉ અમુક અમુક ઉદ્યોગધંધા દરેક જાતિને માટે ઠરેલા હતા. અત્યારે તેમ રહ્યું નથી. ઘણાખરા લોકો આજે કાંઇ કારીગરી કે ધંધો ન કરતાં નોકરી કરે છે. મોટાં નગરોમાં કારખાનાં ને મિલો નીકળ્યાથી લોકો ખેતી છોડી દઇને મજૂરી કરતા થયા છે. રેલવે, કોલસાની ખાણો વગેરે ઠેકાણે મજૂરી કરી પૈસા પેદા કરવાના લોભમાં ખેડૂતો ખેતીનું કાર્ય ભૂલવા લાગ્યા છે.

પહેલાંની માફક કામના વિભાગ સ્થિર નહિ થાય તો આ મોંઘવારી દીર્ઘકાળ ટકશે અને એમ થતાં તે સ્વાભાવિક લાગશે.

મનુષ્યનાં પાપો વધવાથી પણ અનાજ વગેરેની પેદાશ ઘટતી જાય છે, તેમ ભૂમિની ઉત્પાદક શક્તિમાં ઘટાડો થયો છે અને ગાયો પણ ઘટતી ચાલી છે એટલે વારંવાર દુકાળ પડે છે; પણ તેથી અડબડી ન જતાં ભગવાનને પોકારવામાં આવશે તો સૌ સારાં વાનાં થશે.

**પ્રશ્ન**—દુષ્ટ અને વ્યસની લોકોને દાન આપવું ઉચિત છે?

**ઉત્તર**—દુ:ખી અને ભૂખ્યાનેજ દાનનો ખરો અધિકાર છે. એક વાર દુ:ખ દૂર કર્યા બાદ તેના દોષો દુ:ખના કારણ તરીકે હોય તે તેને સમજાવવા હોય તો સમજાવી શકાય.

ધર્મમત સંબંધમાં અતિથિનો કંઈ ભ્રમ હોય તો પ્રથમ તેનું નિવારણ કરી ત્યાર બાદ તેનું આતિથ્ય કરવાનું રાખવું નહિ; પણ પ્રથમ તો તેને જેની આવશ્યકતા હોય તે પૂર્ણ કરવી. તે પછી જો તે રહેવાનો હોય, તો પ્રસંગ સાધીને તેના મતની અનુચિતતા અને અશાસ્ત્રીયતા તેને સમજાવવાની કોશિશ કરવી. અતિથિનો અર્થ આજકાલ સમજવામાં આવે છે તેમ ઓળખીતા –પારખીતા પરોણા નહિ, પણ ક્ષુધાર્ત અને શ્રમિત થઈને જે કોઇ આવ્યો હોય, તેને અતિથિ સમજવાનો છે. ભૂખની વખતે

તેની ભ્રમણા ભાંગવા બેસવું એ તો નિષ્ઠુરતાજ કહેવાય.

જે દેશમાં દાનેશ્વરી કર્ણ જેવા થઈ ગયા અને જે દેશમાં અતિથિસેવાર્થે પોતાના પુત્રને ખાંડણીમાં ઘાલી છૂંદનાર સગાળશા જેવાં ધર્મિષ્ઠ દંપતી થઇ ગયાં છે, તેજ દેશના લોકો અતિથિ-સેવા, હાય! આજે કેમ ભૂલતા ચાલ્યા છે?

## નિરપેક્ષ થયા વગર સત્યનું પ્રતિપાલન કરવું સંભવિત નથી.

નિરપેક્ષ બન્યા વગર સત્ય વાત કહી શકાતી નથી. આપણે જો કોઇને ચાહતા હોઇએ છીએ, તો તેના દોષોને દોષ તરીકે ગણી શકતા નથી. ત્યારે કોઇના પ્રત્યે જો આપણને વૈર કે વિદ્વેષ હોય છે, તો તેના ઉપર નાહક દોષારોપણ કરવામાં પણ પાછા પડતા નથી. એમ કરવાથી સત્યની રક્ષા થતી નથી; માટે નિરપેક્ષ બનવું જોઇએ. બાળક જેમ બધાંને સમાનભાવે જુએ છે એજ પ્રમાણે જોતાં થવું જોઇએ. કોઇના પણ પ્રત્યે આપણને જો વિદ્વેષ હોય તો તે વ્યક્તિ આપણું અહિત કરનારી છે, એવી ધારણા આપણી બંધાઇ જાય છે. પરિણામે એની વિરુદ્ધની જે જે કંઇ વાત સાંભળવામાં આવે છે, તેને આપણે એકદમ માની લઇએ છીએ, પણ એ બરાબર નથી.

## મિષ્ટ વાક્યનું બહુ પ્રયોજન છે.

મિષ્ટ વાક્યો ઉચ્ચારવાની અત્યંત જરૂર છે. શ્રીરામચંદ્રજીએ અશ્વમેધના પ્રસંગે હનુમાનજીને ભંડારીપદે સ્થાપ્યા હતા; તે એટલા માટે કે હનુમાનજી મોકળે અંતરે ને મોકળે હાથે દાન કરે. હનુમાનજી પણ જે બ્રાહ્મણ જેની ઇચ્છા કરતો તેને તેનું દાન તરતજ દઇ દેતા; તોપણ વચમાં વચમાં તેઓ ઘૂરકતા, તેથી

બ્રાહ્મણો તેમનાથી બહુ બીતા. સર્વદર્શી ભગવાન રામચંદ્રજી આ વાત પામી ગયા. એટલે તેમણે હનુમાનને બોલાવીને કહ્યું કે, "વત્સ ! તું નીલકમળ લઇ આવવા કાજે અમુક પહાડ પર જા." તે મુજબ હનુમાનજી તે પહાડ પર આવીને જુએ છે તો ત્યાં આગળ એક સર્વાંગ સુંદર સોનાના દેહવાળો પુરુષ બેઠો છે, પણ તેનું મોઢું શૂકર અર્થાત્ ભૂંડના જેવું છે. તે પરથી હનુમાનજીને બહુ આશ્ચર્ય ઊપજ્યું ને તેની તૃપ્તિ અર્થે તેમણે તેને પૂછ્યું કે, "આપ આવા સુંદર હોવા છતાં ને આખો દેહ સોનાનો હોવા છતાં આપનું મુખ ભૂંડ સરીખું કેમ છે વારૂ ?" તેનો જવાબ આપતાં તે સુવર્ણકાય પુરુષ બોલ્યો કે:—

"नाना दानं मया दत्तं रत्नानि विविधानि च ।
न दत्तं मधुरं वाक्यं तेनाहं शूकराननः ॥

અર્થાત્ મેં અનેક પ્રકારનાં દાન કર્યાં હતાં અને તેમાં વિવિધ પ્રકારનાં રત્નો આપ્યાં હતાં; પણ મધુર વાક્યનું દાન મેં કર્યું નહોતું; તેથીજ મારે શૂકરમુખ થવું પડ્યું છે."

એ સાંભળતાંજ હનુમાનજી પામી ગયા કે, તેમને પોતાને ધડો આપવા માટેજ ભગવાન રામચંદ્રજીએ આ પગલું લીધું છે. તે પછી હનુમાનજીએ શ્રીરામચંદ્રજીની પાસે પાછા ફરીને કહ્યું કે, "મહારાજ ! મોઢેથી કહ્યું હોત તોયે બસ હતું, એટલા માટે મને પહાડ પર શાને મોકલ્યો ?" શ્રીરામચંદ્રજીએ જવાબ આપ્યો કે, "સ્વચક્ષુએ આ ઘટના તેં જોઇ છે, તેનાથી તારી જેટલી ખાતરી થઇ છે તેટલી ખાતરી માત્ર મોઢાની વાતથી ન થાત."

## દત્ત વસ્તુ પર દાતાનો કશોજ અધિકાર નથી.

સંપૂર્ણ સ્વાર્થત્યાગ, એનુંજ નામ દાન. જેને જે વસ્તુ આપવામાં આવે, તે વસ્તુને તે દેવતામાં ફૂંકી દે, તોપણ દાતાથી

તેને કંઈજ કહી શકાય નહિ; કારણકે તે વસ્તુ પછી તેની પોતાની માલિકીની રહેતી નથી. દાતા જો જરાયે એવી ભાવના રાખે કે, તેના અભિપ્રાય પ્રમાણેજ તેની આપેલી ચીજનો ઉપયોગ થવો જોઈએ, તો તેણે દાન કર્યું કહેવાયજ નહિ. એ તો થાપણ મૂકી રાખી કહેવાય.

## ધૈર્ય એજ મનુષ્યનું મનુષ્યત્વ છે.

વિપદના વખતમાં જેટલા અધીરા થવાય છે, તેટલાજ જોરથી વિપદ ચાંપી રાખે છે. અધીરા બનવાથી કંઈજ લાભ થતો નથી, ઊલટું વિપદનો ઉપાય કરવામાં અડચણ આવે છે. ધૈર્ય એજ મનુષ્ય-માત્રનું મનુષ્યત્વ છે. ચંચળતા એજ અશાંતિનું કારણ છે.

## બલિદાન-બલિ એટલે પૂજોપહાર

બલિનો અર્થ પૂજોપહાર યાને પૂજાને માટે કરેલી ભેટ એવો થાય છે. પૂજાના હેતુથી જે જે કંઈ આપવામાં આવે છે, તે બધાંની ગણના બલિમાં થાય છે. બકરાં વગેરે વધેરવાંજ જોઇએ એવો કંઇ વિધિ નથી. અસલના વખતમાં યજ્ઞો વગેરેમાં પશુનો ભોગ આપવામાં આવતો હતો, પરંતુ તેમને વધેર્યા પછી ફરી જીવતા કરી આપવામાં આવતા હતા. એ પ્રમાણે ન કરે તો હત્યા કર-નારાને મારી નાખતા. સુરથ રાજા એનું દૃષ્ટાંત છે.

## અહિંસાનું માહાત્મ્ય

સાધુઓ ગહન અરણ્યોમાં વાઘ, રીંછ વગેરે હિંસક જના-વરો હોવા છતાં સહીસલામત રહે છે. એમાં એ લોકો કોઇ તરેહનો તંત્ર, મંત્ર કે અન્ય ઇલમનો પ્રયોગ કરે છે, એવું નથી હોતું; ખરી અહિંસા એજ એનું એકમાત્ર કારણ છે. મનમાં કિંચિત્ પણ હિંસા ન હોય તો વાઘ વગેરે પણ ઉપદ્રવ કર્યા વગર ચુપચાપ પસાર થઇ જાય છે.

## ગંગાસ્નાનનો મહિમા

ગંગાજળનો અપાર મહિમા છે. હિમાલયના અતિ ઉચ્ચ શિખર પરથી ગંગાજી ઊતરી આવ્યાં છે. તેથી અનેક પ્રકારનાં ઓષધોનાં સત્ત્વો એના જળમાં મળેલાં હોય છે. ગંગાજીમાં સ્નાન કરતાં પહેલાં આખે શરીરે તેની મૃત્તિકાનું મર્દન કરીને પછીથી સ્નાન કરવું ઉચિત છે. ગંગાજળના પાનથી સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે અને અવિશ્વાસીઓને પણ લાભ થાય છે.

**श्रद्धावान् लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥**

(—ગીતા અ. ૪, શ્લો. ૩૯)

અર્થાત્ શાસ્ત્ર તથા ગુરુવચનમાં દૃઢ વિશ્વાસવાળો ભજનશીલ અને સંયતેંદ્રિય બનીને ભગવતસંબંધનાં સકળ તત્ત્વોને પ્રત્યક્ષ કરતો થકો થોડાજ સમયમાં પરાશાંતિને પામે છે.

ॐ **शान्तिः शान्तिः शान्तिः । हरिः** ॐ ॥



# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્મીના-સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનોછે."

" ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

" મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

" લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

" ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાંચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, ' અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે ?"

" સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

" એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણુનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઈએ ?"

"એક વિદ્વાન ઠીકજ કહે છે કે, 'વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ.'"

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે, 'માણુસને લૂગડાંલત્તાંની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની છે.' તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં. તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું."

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો જોઇએ."

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે."

**—સ્વામી વિવેકાનંદ**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામમાં નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."—**બંકિમચંદ્ર**

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શકિત છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી."

—**માર્ડન**

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે."

—**સ્વ. પઢિયાર**

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહિ; એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો."

—**મહાત્મા ગાંધીજી**

# સાચા સાધુ અને મહાન પુરુષો વિષે

કીર્તિ વધારનારી પાયમાલી અને યશ આપનારૂં મરણ મહાન આત્માઓ સિવાય બીજાઓને મળવાં અશક્ય છે.

જનસેવાનો ગૌરવભર્યો આનંદ, માત્ર એવા મહાન આત્માઓને જ મળે છે, કે જેઓ મહેનત કરવામાં પાછા હઠતા નથી.

ખરાબ અને સારાં મનુષ્યો બહારથી કેવાં મળતાં આવે છે! બાહ્ય આચાર અને ઉચ્ચારમાં આવું સરખાપણું બીજે નથી જણાતું.

સાધુજનો કરતાં મલિન જીવો સુખિયા પણ વધુ છે; કેમકે તેમના અંતરમાં મેલ વધુ હોવાથી તેમને પોતાના અયોગ્ય હેતુ અને કુ-કર્મ આદિ તેવા રૂપે જણાતાં નથી, તેથી આંતરિક ડંખો પણ વેઠવા પડતા નથી!

મેળવવા યોગ્ય જ્ઞાન અવશ્ય મેળવવું; પરંતુ આચરણ પણ તેને અનુસરતાં કરવાં જોઈએ.

કાન માટેનું ભોજન પૂરૂં થયા પછી જ પેટને ભોજન આપવું.

અદ્ભુત મનુષ્યો પૃથ્વી પરના સાક્ષાત્ દેવતાઓ છે.

જેમને કીર્તિની કાળજી હોય છે, તેઓ પોતાના રાઈ જેવા દોષને પણ તાડ જેટલા મોટા સમજે છે.

સમજુ માણસ તે જ છે, કે જે ફરી જન્મવા જેવી મૂર્ખાઈમાંથી ઉગરી સત્ય અને સંપૂર્ણતા મેળવવા મથે છે.

ધરતીમાતા ખોદનારાને પણ આશ્રય આપે છે; તેમ તમે પણ કોઈ સતાવે તો સાંખી લો. ખરી મોટાઈ એમાં જ છે.

નુકસાન કરનારને સજા કરવાની ખરી રીત તો એ છે કે, તેના ઉપર ઉપકાર કરીને તેને શરમિંદો બનાવવો.

નિર્વાસના જેવી ઉત્તમ દોલત આ સંસારમાં બીજી કોઈ નથી; અને પરલોકમાં પણ તમને એના જેવો ખજાનો મળવાનો નથી.

જગતમાં બે અવસ્થાઓ પરસ્પર વિરોધી છે. એક વસ્તુ સહજ સંસાર છે અને સાધુતા તથા પવિત્રતા એ તદ્દન બીજી વસ્તુ છે.

(તામિલ વેદમાંથી થોડો સારાંશ)